☞ આ લખ વાંચીને બીજા જીજ્ઞાસુઓને વાંચવા આપશોજી.

આ બાબદ હફતે હફતે ફ્રશો-ગર્દમાં લેવામાં આવશે.

# અમર જ્યોતિ

# ઝરથુશ્ત્ર:

ઝરથુશ્ત્ર સાહેબની જીંદગીનો ક્રમીક દ્રષ્ટીથી ચિતાર.


લખનાર :—એરવદ શ્યાવક્ષ માણેકજી ભાધા

પંથકી, બોઇસ દરેમેહેર, બેલગામ.


“ જાકેબ ” ની કલમથી રચાયલા શરેહો સાથના

“ ખ્યાલે-જરથુશ્ત્ર ”

સહીત.


પ્રગટ કરનાર :

ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી.

૧૨૪, દાદીશેઠ હાઉસ, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

ઇ૦ સ૦ ૧૯૪૦. ય૦ ઝ૦ ૧૩૦૯.

શું તમો ખરેખર જરથોસ્તી દએન અને તેની સંસ્થાઓ (દોખ્મું, આતશબહેરામ વીગેરે) પર ફીદા છો, તો વાંચો

**એક અતી સસ્તી વાંચવા અને ભેટ આપવા લાયક કેતાબ:**

# ફ્નૂમ હાર-માળા નં૦ ૩:

## દોખ્માની બુલંદ જરથોશ્તી તલેસમ:

### સાયન્ટીફીક અને ઇતિહાસીક મહેનતજરથી તેનો ઉકેલ.

ખ્યાન.

ીઓનાં

ઇ પડે

વીગત:

કારી

ો જવાબ:

ા વગર

**પારસીને દાટવું અને જરથોશ્તી દીન એ બે તદ્દન સામસામી ચીજો છે.**

---

લખનાર:—ડૉકટર ફ્રરામરોઝ સોરાબજી ચીનોવાલા,

બી.એ., એલ. એમ. એન્ડ એસ., ઑફ્થેલ્મીક સરજ્યન.

---

પ્રગટ કરનાર:—શ્રી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી.

---

આશરે ૨૫૦ પાનાનું દળદાર ચોપાન્યું.

ફક્ત નામની કીંમત આના બાર; વી. પી. પોસ્ટેજ ૬ આના વધુ.

મળવાનું ઠેકાણું:—પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી, ૧૨૪, દાદીશેઠ હાઉસ, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

કોઇબી ઇલ્મ (જ્ઞાન) મેળવવા માટે ધીરજ સાથ ખંત
એજ મોટું ધન છે!

# શું તમને જરથોશ્તી ધર્મનું ખરૂં નાદર જ્ઞાન મેળવવાની ખરેખરી હોંશ છે?

## તો,

કાંય નહી તમો નીચલે ઠેકાણે કાંઇબી ફી વગર નીયમીત
દર સોમવારે (તેહેવાર સીવાય) સાંજે
સ. ટા. ૬॥ થી ૭॥ સુધી ચાલતા મી૦ જહાંગીર સો. ચીનીવાલાના
તેમજ
શનીવારે સાંજે સ. ટા. ૬ થી ૭ સુધી ચાલતા
મી૦ દીનશાહ શા. મસાનીના

## ઇલ્મે-ક્ષ્નૂમના **કલાસ**માં હાજરી આપતા!

વળી જાણીતા એરવદ રૂસ્તમ દીનશાહ દસ્તુર મેહેરજીરાણાનો
બુધવારનો અવસ્તા કલાસ (સ. ટા. ૬॥ થી ૭॥)
નો પણ લાભ લેઓ.

કલાસ બાનુઓ તથા ગૃહસ્થો માટે ખુલ્લા છે.

ઠેકાણું : પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી, ત્રીજે માળે,
૧૨૪, દાદાશેઠ [illegible], [illegible] સામે
કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

☞ આ લેખ વાંચીને બીજા જીજ્ઞાસુઓને વાંચવા આપશોજી.

આ બાબદ હપતે હપતે ફ્રશો-ગર્દમાં લેવામાં આવશે.

# અમર જ્યોતિ

# ઝરથુશ્ત્ર;

ઝરથુશ્ત્ર સાહેબની જીંદગીનો ક્રમીક દ્રષ્ટીથી ચિતાર.


લખનાર :—એરવદ સ્યાવક્ષ માણેકજી ભાધા,

પંથકી, ઓઈસ દરેમેહેર, બેલગામ.


"જાકેબ" ની કલમથી રચાયલા શરેહો સાથના

## "ખ્યાલે જરથુશ્ત્ર"

સહીત.


પ્રગટ કરનાર :

ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી.

૧૨૪, હાજીશેઠ હાઉસ, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

ઈ૦ સ૦ ૧૯૪૦. ય૦ ઝ૦ ૧૩૦૯.



આ પુસ્તક મી૦ દીનશાહ શાપુરજી મસાની, બી. એ., એ મુંબઇના કોટ નં૦ ૧૯, બેંક સ્ટ્રીટ ક્રોસ લેન ખાતે ધી "ક્રેશો-ગર્દ" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે, અને ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી માટે તેના ઑ૦ સેક્રેટરી મી૦ દીનશાહ શાપુરજી મસાની, બી. એ., એ નં૦ ૧૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મધે મુંબઇમાં પ્રગટ કર્યું છે.



# નઝર--નામે

## યાને

# અર્પણ--પત્રીકા.

આપણી કોમના જાણીતા અને માનીતા, રાંક એકમાર્ગી, પરમાર્થી ગૃહસ્થ ડાૅ૦ કાવસજી નશરવાનજી સથ્થાએ પોતાનાં ગુજર પામેલાં વ્હાલાંઓ, નામે—**બહેશ્ત-બહેરેહ માદર બે૦ જીવનબાઈ બે૦ એદલ, બહેશ્ત-બહેરેહ પેદર બે૦ નોશીરવાન બે૦ રતન, બહેશ્ત-બહેરેહ કદબાનુ બે૦ પુતલીબાઈ બે૦ માણેક, બહેશ્ત-બહેરેહ દોખ્તર બે૦ મેહેરબાઇ બે૦ કાવસ** અને **બહેશ્ત-બહેરેહ બીરાદર બે૦ બાપુજી બે૦ નોશેરવાન** એઓની નેક નૈયતે આ લેખ છપાવી બહાર પાડવા સંગીન નગદ મદદ પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટીને કરી છે તેથી હું અતી ખાકસારી સાથે આ લેખ તે પાંચે બેહશ્ત-બહેરેહોને અર્પણ કરતાં એવી દુઆ ગુજારૂં છું કે "જે પ્રમાણે દાદાર અહુરમઝદ પોતીકા હુમત-હૂખ્ત હવર્શ્ત મુજબ કુલ સૃષ્ટી રચનાને મીનોઇ વૃધ્ધિમાં આગલ અને આગલ વધારી રહયા છે, તેજ પ્રમાણે સૃષ્ટિના તમામ ઉરવાનો પોતીકા હુમત હુખ્ત-હવર્શ્ત મુજબ પોતાનાં ફ્રોહરોની તુફેલમાં પોતીકા બાતેન આતશની મારફતે સદા વૃધ્ધિમાં આગલ અને આગલ વધી રહયાં છે, અને તેજ પ્રમાણે ઉપર જણાવેલાં પાંચે બેહેશ્ત-બહેરેહ અનુશેહ રવાનો.

બેહેશ્ત-બહેરેહ બે૦ જીવનબાઈ બે૦ એદલ
" બે૦ નૌશીરવાન બે૦ રતન
" બે૦ પુતલીબાઇ બે૦ માણેક
" બે૦ મેહરબાઇ બે૦ કાવસ
" બે૦ બાપુજી બે૦ નૌશીરવાન

—એઓ પણ કુદરતના અણુદીઠ આલમનાં જેબી મરકઝ ઉપર હોય ત્યાંથી તેઓ અશો સરોશ યઝદની શાંતી ભરી ગોદમાં પોશ્ત-પનાહી સેતાબ પામે, અને ઉસુલ માઝદયશ્નની જરથોશ્તી દએનના મીથ્ર-માંથ્ર અને યસ્નના મીથ્રોમાં પોતાના રવાનના હોશને જોડેલો (ગુમ્બ) રાખી, પોતપોતાના ફરોહરોની તુફેલમાં પોતાના બાતેન આતશોને ખીલવી, પોતીકા ખુદાના આશીશોથી પોતાના હુમત-હુખ્ત-હુવર્શ્ત મુજબ સદા આગલ, આગલ અને આગલ વધે અને "યથા," "અષેમ્," અને "યેંઘહે હાતાંમ્" ના નાદર સ્તોતો પ્રાપ્ત કરે!

**આમીન! આમીન! આમીન!**

સરોશ અશો ફીરોઝગર યાર્ વ પાદાર્ વ નેગેહ્દાર્ વ ગુશ્દાર્ વ પાના વ પાસ્બાન-ઇ-અનુશેહ્ રવાન-ઇ-
બેહેશ્ત-બહેરેહ્ બે૦ જીવનબાઇ બે૦ એદલ
" બે૦ નૌશીરવાન બે૦ રતન
" બે૦ પુતલીબાઇ બે૦ માણેક
" બે૦ મેહરબાઇ બે૦ કાવસ
" બે૦ બાપુજી બે૦ નૌશીરવાન
બાશ્! અષેમ્ વોહૂ (૩).



# આ કેતાબની પ્રસંશા તથા એક ઉડતો ખ્યાલ.



જ્યારે અમો નાના બાળક તરીકે ગુજરાતી ચોથી ચોપડી શીખતા હતા, ત્યારે મરહુમ એરવદ સાહેબ એદલજી કેરશાસ્પજી આંટીઆની "જરથોશ્તી ધર્મ શિક્ષક" નામે એક કેતાબ સ્કુલમાં સવારે અરધો કલાક ભણેલા એરવદ સાહેબો શિક્ષક તરીકે અમોને સમજાવતા હતા. તેની અંદર અશો સ્પિતમાન જરતોશ્ત સાહેબના બાબમાં તેવણની જીંદગીની હેકાયત તથા મોજેજાઓ જે પહેલવી કેતાબોમાં રમ્જ યાને ભેદોમાં જણાવેલા છે તે એમના એમ કંઇબી ભેદી અર્થો સમજાવ્યા વીના શીખવવામાં આવતા હતા. તે વખતે બચગીની હાલત અને નાની સમજશકિતને લીધે કંઇ પણ તે મોજેજાઓની મતલબ સમજી નહી શકયા હતા, પણ મોટા થઇને કોલેજમાં અવરતા પહેલવીનો અભ્યાસ કરતી વખતે પણ જ્યારે આ મોતેબર મોજેજાઓનો અર્થ કોઇબી શિક્ષક નહી સમજાવી શકયા ત્યારે તે મોજેજાઓ તથા પેગામ્બર સાહેબની જીંદગીના અદભુત બનાવો બાબે ગુમાન અને શક પેદા થઇ rationalised reason જે તર્કશકિત પશ્ચિમની કેળવણી લીધે કાંય, કેમ, કયારે સવાલો પુછવા લાગી તેને આ બધું તદન નહી માનવા જોગ અને હંબગ લાગવા માંડયું.

તેજ વખતે ખુદાના શુક્ર કરવાનો મોકો આવી લાગ્યો, અને જરથોસ્તી "ઇલ્મે-ક્ષ્નુમ"ના બહેસ્ત-બહેરેહ ઉસ્તાદ સાહેબ બહેરામશાહ નવરોજી શરાફનાં ચરણે જ્યારે આ બધી પહેલવી જરથોસ્ત નામાની તથા ગાથા અને વંદીદાદમાં જણાવેલી પેગામ્બર સાહેબની જીંદગીની બાબદોના ખોલાસાઓ જાણવામાં આવ્યા, ત્યારેજ ખબર પડી કે જરથોશ્તી ધર્મ ફકત ભાષાના તરજુમાની મદદથી શીખવા જવામાં ઘણું નુકસાન છે, અને યુનીવરસીટીની ડીગ્રીઓ સાથે જો જરથોશ્તી ધર્મ અસલ પંતુજીની ઢબ ઉપર શીખાડવામાં આવે તો ખરા સાચ્ચા એતેકાદની ગેરહાજરીમાં હમદીનો જરૂર નાસ્તીક અને અ-જરથોશ્તી થઇ જાય તેમાં નવાઇ નથી.

આ કેતાબ "અમર જયોતિ જરથુશ્ત્ર"ના લખનાર એક સાધારણ શીખેલા એરવદ સાહેબ છે, જેવણ બેસગામની બોઇસ અગ્યારીના પંથકી છે. તેવણે એક એવી ઇલ્મે-ક્ષ્નુમની રોશનીમાં લખાયલી મ્હાન કેતાબ ઉપરથી પોતે તાત્પર્ય પચાવીને આ પોતીકી કેતાબ રચી છે કે જે કેતાબ "નીકીઝ-ઇ-વહેદીન"ને નામે અમારા વડીલ ભાઇબંધ ડોકટર ફરામરોઝ સોરાબજી ચીનીવાલા, બી. એ., એલ. એમ. એન્ડ એસ., ઑફ્થેલ્મીક

સરજ્યને લગભગ બારસો બારસો પાનાનાં બે મોટાં સુંદર વોલ્યુમોમાં હાલ સુધીમાં પ્રગટ કરી છે. જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નુમ તથા તે સાચવનારા ગોફ્નેનશીન આબેદ સાહેબ દેલાનસાહેબો તથા તેઓના હિંદુસ્તાનના ખાસ કાસદ બહેસ્ત-બરેહેહ બેહરામશાહ નવરોજી શરાફની કાયમની યાદગારી જાળવનારાં આ **"ભલી દીનની ગુપ્ત સમજણ આપનારાં નીકીઝ-ઇ-વહેદીન"**નાં વોલ્યુમો સદા યાદગાર સ્તંભ તરીકે ઉભાં રહયાં કરશે.

આ **નીકીઝ**નાં પહેલાં વોલ્યુમમાં વખ્શુરે-વખ્શુરાન સાહેબનાં રવાનનો દરજ્જો, તથા તેવણના મોજેજા અને જીંદગીનાં કાર્યની જે સમજણ ડોકટર ફરામરોજ ચીનીવાલાએ આપી છે તેને આધારે એરવદ રયાવક્ષ ભાધા આ "અમર જ્યોતિ જરથુસ્ત્ર" લખીને બતાવી આપે છે કે જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નુમનો ખરો દાવકો ધીરજવંત અભ્યાસી કેવી રીતની જરથોસ્તી ધર્મની કેતાબો લખી શકે અને કોમને ખરે રસ્તે દોરવી શકે.

અફસોસ છે કે આપણામાં જે ધર્મજ્ઞાન સ્કુલોમાં મોટી ડીંગો મારીને હજારો રૂપ્યા ખરચીને આપવામાં આવે છે-દાખલા તરીકે "જરથોસ્તી જશન કમીટી", "જરથોશ્તી ધર્મનું જ્ઞાન ફેલાવનારી મંડળી", "કામા અથોરનાન ઇન્સ્ટીટયુટ" તથા "અથોરનાન મદરેસા" વગેરે તેઓ તરફથી અસલનો એકનો એક પીંજનપાતલો અશો સ્પિતમાન જરથુશ્ત્ર સાહેબની જીંદગી તથા મોજેજા બાબે ભરડાવવામાં આવે છે. શા માટે તેઓ જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નુમની રોશનીમાં જે કેતાબો પ્રગટ થાય છે તેનો અભ્યાસ કરીને તે મોજેજાઓના અક્કલપસંદ ખુલાસાઓ ઉધરતી ઓલાદનાં મગજ ઉપર ઠસાવતા નથી તેનું કારણ સમજી શકાતું નથી. "તુર-બરાતુર" અને ઝરથુસ્ત્ર સાહેબ"ની મારામારીની ક્ષ્નુમની તાવીલની સમજણ આપવાને બદલે આતશબહેરામના મકાનમાં આ બે જણાઓએ ગોયા એકમેકનું ખુન કરીને મારી નાંખ્યા હતા તેવો પીંજનપાતલો હજારો રૂપ્યા ખરચીને કુમળાં મગજને શીખાડવામાં શો ફાયદો છે તેજ આપણને સમજ પડતું નથી.

ઉપર જણાવેલાં ખાતાંઓના સુકાનીઓને બે હાથ જોડી અરજ છે કે જરથોસ્તી ધર્મનું વાસ્તવીક જ્ઞાન જો તેઓ આપવા નહી ચાહતા હોય તો વાજેબ છે કે હવે ધર્મજ્ઞાન ખોટી Stereotyped રીતે આપવાનું માંડી વાળવાનો વખત આવ્યો છે જેથી જરથોસ્તી દીન જેવી બુલંદ બાબદોની હશી થતી અટકી શકે.

આ કેતાબ માટે હું લંબાણથી કહેવા માંગતો નથી, કારણ કે અમારા એક અઝીઝ મીત્ર ડૉકટર જહાંગીર મેરવાનજી પાવરીએ "આ કેતાબ માટે બે બોલ" foreword લખવાની મહેરબાની કરી છે, જેમાં

તેવણે "અમર જ્યોતિ જરથુસ્ત્ર"ની કેતાબ બાબે ત્રણ ભાગમાં આ કેતાબની સમજણ ટુંકમાં આપી છે અને અશો સ્પિતમાન જરાતોશ્ત સાહેબ યજદી તોરના અને સાધારણ ઇન્સાન નહીજ હતા તે બાબે તેવણે ભાર મુકયો છે, અને અથોરનાનનો પેશો કરનારાઓ ધર્મજ્ઞાનનો અભ્યાસ કરીને ધર્મજ્ઞાન પાછું બીજાઓને આપવામાં રોકાય તો કોમને કેટલો બધો ફાયદો મળે તે બાબે ડોકટર સાહેબ જહાંગીર પાવરી વાસ્તવીક રીતે ઉદગાર કરે છે.

આ લગભગ સવાસો પાનાની કેતાબ બહાર પાડવા માટે અમારા એક બીજા ભલા મીત્ર, ખેરખાહ, અને જરથોસ્તી ધરમે-ક્ષ્નુમના તલબગાર ડોકટર કાવશાહ નશરવાનજી સટ્ઠા જેવા શાંત મદદગારનો ખાસ ઉપકાર આ પારસી વેજીટેરીયન એન્ડ ટેમપરન્સ સોસાયટી તરફથી માનવામાં આવે છે, કેમજે આ ભલા ડૉકતર સટ્ઠાએ પોતીકા બહેશ્ત-બહેરેહ ધણીઆણી પુતલીબાઇ તથા બહેશ્ત-બહેરેહ બેટી મહેરબાઇની તેમજ પોતીકાં વ્હાલાં બે૦ બે૦ માતાપીતા તથા ભાઇની પવીત્ર યાદ ખરાં જ્ઞાન રૂપે કાયમ રાખવાની મકસુદથી આ કેતાબ પ્રગટ કરવા માટે ધણી સંગીન મદદ આપી છે, જે મદદની બરકતથીજ આ દળદાર ૧૮૦ પાનાંની સુંદર કેતાબ એક નાનકડાં જરથોસ્તી નામાં તરીકે ધરમે-ક્ષ્નુમની રોશનીથી ભરપુર ફકત બે આનાની નજીવી કીમતે (પોસ્ટેજ જુદું) હમદીનોમાં આશકારા કરવાનું આ કાગળની મોંધવારીના વખતમાં બની શકયું છે. આ કેતાબની પહેલી આવૃત્તિ જો ખપી જશે તો અને વધુ નકલોની માંગણી થવે બીજી એવીજ સસ્તી આવૃત્તિ પ્રગટ કરવા માટે આ સોસાયટી ખુદાની મહેરથી મુરાદ રાખે છે. દરેક નાનાં કે મોટાં, ગરીબ કે તવંગર જરથોસ્તી કુટુંબે પોતાનાં ઘેરમાં આ કેતાબ રાખી તેનું નિયમીત વાંચન કર્યાથી જરથોસ્તી ધર્મની ખરી કદર બુજી શકશે.

**"ફીરોઝબાદ ખુરેહ-ઇ અવીજેહ વેહદીન-ઇ માજદયસ્નાંન!"**

**"દાદ દીન-ઈ વેહ માજદયસ્નાન આગાહી રવાઇ વાવરંગાની બાદ! હફ્ત કેશ્વર જમીન અએદુનબાદ!"**

યાને:

"નેક ભલી માજદયસ્ની દીનનું ખોરેહ તથા પ્રતાપ ફત્તેહ પામો."

"ભલી માજદયસ્ની દીન તથા કાયદો તેની અસલ સમજણ તથા એતેકાદ સાથે આશ્કારા અને જ્યાદતી પામો! સાતે કેશ્વરોના વીસ્તારમાં એ પ્રમાણે આમીન થાઓ! આમીન!"

તા૦ ૨૧ મી માર્ચ ૧૯૪૦. **ફીરોઝ શાપુરજી મસાની.**

## પાક અહુરા મઝદાનાં નામથી.

## ચરણાર્પણ.

" દાઇત્યો અએસ્મે બુયાઓ,
દાઇત્યો બઓઇદી બુયાઓ,
દાઇત્યો પિથ્વિ બુયાઓ,
દાઇત્યો ઉપસયને બુયાઓ;
પૅર્નાયુશ હર્થ્રે બુયાઓ,
દહ્માયુશ હર્થ્રે બુયાઓ,
આતર્શ પુથ્ર અહુરહે મઝ્દાઓ.

સઓચે બુયે અહ્મ્ય ન્માને, મત્ સઓચે બુયે અહ્મ્ય ન્માને, રઓચહિ બુયે અહ્મ્ય ન્માને, વક્ષથે બુયે અહ્મ્ય ન્માને, દર્ઘમ્ચિત્ અઇપિ જરૂવાનૅમ, ઉપ સૂરાંમ ફ્રષો-કૅરૅતીમ, હદ સૂરયાઓ વંઘહુયાઓ ફ્રષો-કૅરૅતોઇત્."

"અહુરમઝદની તરફના સઘળી ચીજોને પવિત્ર કરનાર અએ આતશ!—એસમમાં તું લાયક થજે! (તને અર્પણ હોજો!) બોયમાં—ખુશબોમાં—તું લાયક થજે! પવિત્ર ખોરેહવાલા ખોરાકમાં તું લાયક થજે! સુક્કાં લાકડાંનાં ગાંઠમાં તું લાયક થજે! અહુરમઝદની તરફના સઘળી ચીજોને પાક કરનાર અએ પવિત્ર આતશ! ખોરાકમાં લાંબો વખત સુધી ભરેલો તું થજે! ખોરાકમાં લાંબો વખત સુધી ભલો તું થજે!

"અએ પવિત્ર આતશ! લાંબો વખત સુધી શૂર—જોર—આપનાર રસ્તાખેજના વખત સુધી તથા હિંમત આપનાર ભલા કયામતના વખત સુધી આ ઘરમાં તું ઝગકતો રહેજે! આ ઘરમાં તું ચળકાટમાં બળતો રહેજે! તથા આ ઘરમાં તું વૃદ્ધિ પામતો અમર રહેજે!"

આ અને પેલી દુનિયાના તમામ પ્રકાશિત આતશ પાદશાહોનાં ચરણમાં ઉપલી દુવાઓ ઇચ્છતાં **બેલગામની મરહુમ શેઠ બોઇસની દરેમેહેરના પવિત્ર કેબલા સાહેબને ચરણે** આ વિષય બંદગીનાં રૂપમાં ધરૂં છું. મુજ ગુનેહગાર અદના બંદાની આ ખરાં હ્રદયની દુવાઓ દાદાર અહુરમઝદની પવિત્ર દરગાહમાં મંજુર કરાવી તેનો ભલો બદલો એ પવિત્ર પિતા! જરથોસ્તી દીન, જરથોસ્તી કોમ, અને પવિત્ર ઝરથુસ્ત્ર સાહેબને માટે ભલા યઝદી પ્રવાહો મારફતે આ જગત ઉપર ઉતારજે! પવિત્ર ઇરાનશાહને, પવિત્ર કેબલા સાહેબને, અને જગતના તમામ આતશ પાદશાહોને, કરોડો કરોડ નમન હોજો!

**અથ જમ્યાત્ યથ આફ્રિનામી.**

# Foreword.

## આ કેતાબ માટે બે બોલ.



આ દુનીની જેહાંનમાં મનુષ્ય માત્રની ઉન્નતી, આબાદી, અને આઝાદી અર્થે સેવા એક અમુલ્ય સાધન છે. ના, એટલુંજ નહી, પણ મનુષ્ય જાતીની સ્વાર્થ રહીત સેવા, તે ખુદા પાકની સેવા બરોબર છે; કારણ "He who serveth man, serveth God" નું સુત્ર દરેક પેગામ્બર સાહેબો તથા મહાન નર-નારીઓ શીખાડી ગયાં છે. તમામ પ્રકારોની સેવામાં, ધર્મ એટલે કે ગીનોઇ જ્ઞાન ફાહેશ કરવાની સેવા સર્વોત્તમ શ્રેષ્ટ છે. આ સીદ્ધાંત અનુસાર, આ અતી ઉપયોગી કેતાબના કર્ત્તા વીદ્વાન ભાઇ એરવદ શ્યાવક્ષ માણેકજી ભાધાએ પોતાનાં જ્ઞાન અને કાબેલ્યતના પ્રતાપે પુજ્ય પેગામ્બર અશો સ્પીતમાન જરથુસ્ત્ર અને તેમની શીખાડેલી મહાન દીન માટે જે બેમુલ જ્ઞાન પોતાની જાતી ખંતીલી મહેનતથી સંપાદન કર્યું છે તેને સ્વાર્થી બની પોતાના સીનામાંજ ન છુપાવી રાખતાં સામાન્ય રીતે કુલ જગતજનો માટે અને ખાસ રીતે કુલ બસ્તે-કુસ્તીઆન જરથોસ્તીઓની સેવા અર્થે, જાહેર કરવાની જે અતી ખંતીલી જહેમત લીધી છે, તે માટે એ ભલા અથોરનાન ભાઇને ખરો ધન્યવાદ આપું છું. ભલા ભાઇ એરવદ શ્યાવક્ષ મા. ભાધાનો દાખલો લઇ જો અથોરનાન ભાઇઓ પોતાનો ફાજલ વખત દીની જ્ઞાન સંપાદન કરવામાં, તે મુજબનું વર્ત્તન ચાલુ રાખવામાં અને તે જ્ઞાનનો લાયકાતથી ફેલાવો કરવામાં રોકતાં શીખે, તો તેઓ પોતાના ઉચ્ચ દરજ્જાને જેબ આપવા સાથ જગતજનોની સાચ્ચી રેહનુમાઇ ધાર્મીક જ્ઞાન માર્ગે કરવાનું પરમાર્થી કાર્ય કરતા રહે, જેમાંજ તેઓની તેમજ સાથે સાથે જગતજનોની ઉન્નતી, આબાદી અને ખરી આઝાદી સમાયલી છે એમ લખવામાં હું કશી પણ અતિશ્યોકિત કરતો નથી એમ સમજુ વાંચનાર કબુલ રાખશે.

કર્ત્તાએ આ કેતાબ "અમર જ્યોતિ જરથુસ્ત્ર" ને ઘટતો ઇનસાફ આપવા માટે ત્રણ ભાગોમાં વહેંચી છે: ૧) લો ભાગ પુજ્ય અશો સ્પિત- માન જરથુસ્ત્ર પેગામ્બર સાહેબનો જન્મ અને એવણ સાહેબની જીંદગીના સંબંધનો અહેવાલ, તેમજ ભલી મજદયસ્નની જરથોસ્તી દીન મ ટે ઘણાજ અક્કલપસંદ ખુલાસાઓ સાથ ખ્યાલ આપે છે. ૨) જો ભાગ મજદયસ્નની જરથોસ્તી ધર્મનાં રહસ્યનો ટુંકમાં પણ અસરકારક ખ્યાલ આપે છે, અને

૩) જા ભાગમાં એ દીનના નીતીશાસ્ત્ર અને અમૃત વચનોનો ટુંક ખ્યાલ આપવાની અતી ઝહેમતભરી કોશેશ કરી છે.

**પહેલા ભાગ**માં પેગામ્બર સાહેબને જન્મ લેવામાં કુદરતમાં શો હેતુ છે, તેમજ એવણુ સાહેબ માટે ખુદ મીનોઇમાં કેવી મહાભારત કાર–રવાઇ ચાલી રહી હતી, અને ખુદ ગેતીમાં એવણુની આગમચની નવ પહેડીથી કેટલી બધી બીકટ પરહેઝગારીથી તે માટેની સાવચેતીઓ લેવાઇ હતી તે માટેનો સુંદર ખ્યાલ આપવા બાદ, ખુદ પેગામ્બર સાહેબના અશો માત–પીતાએ કેટલી ઉંચ દરજજેની મીનોઇ જીંદગી તે માટે ગુજારી હતી તેનું વર્ણન કર્યું છે, જે સઘળાં બ્યાનો ઉપરથી સાધારણ સમજશકિતવાળો ઇનસાન તુરત સમજી શકશે, કે **પુજ્ય પાક પેગામ્બર સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબ ઇનસાનના લેબાસમાં એક યજદ મીસાલ હતા.** અશો યાદના મહા ધુરંધર પહેલવી ઓલમાઓએ અશો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબના જન્મવા સાથના મોજેઝાઓ, જે અલંકારીક ભાષામાં ખાસ કારણો થકી વર્ણવ્યા છે, તે મોજેઝાઓનું રહસ્ય કર્ત્તાએ "**ઇલ્મે–ક્ષ્નૂમ**ની ચાવી વડે" ઘણી સરલ ભાષામાં સમજાવી, અનેક પ્રકારની ગેરસમજુતીઓ દુર કરવાની કોશેશ કીધી છે, જે સ્તુતીપાત્ર છે. ખાસ કરી પેગામ્બર સાહેબનાં મરણ બાબેનો અલંકારનો ભેદ સમજાવવા માટે એ ભાઇએ જે બીજી શાહદતો ટાંકી છે, તે ઉપરથી વાંચનાર સમજી શકશે કે એ ભાઇને પોતાના ધર્મનું વાસ્તવીક જ્ઞાન હોવા ઉપરાંત બીજા અન્ય ધર્મોનું પણ સારૂં જ્ઞાન છે, જે ખુશનસીબીની વાત છે. વધુમાં પેગામ્બર સાહેબની ધણીઆણીઓ, છોકરીઓ, તથા છોકરાઓ માટેનાં અલંકારીક બ્યાનોને પણ તેવીજ રીતે સમજાવી ઘણી તારીફલાયક સેવા એ ભાઇએ કરી છે. ફકત ભાષાશાસ્ત્ર (Philology) નેજ આધારે જ્યારે પણ ધર્મને લગતા અલંકારો સમજાવવાની જે જે પંડીતોએ કોશેશો કરી છે ત્યાં પરીણામમાં ગેરસમજુતી અને યકીનનું ડામાડોળપણુંજ આવ્યું છે. આ કેતાબનો અભ્યાસ કરવાથી દરેક સમજુ માનવી કબુલ કરશે કે માઇન્ડ–કલ્ચર (Mind-Culture) ને હાર્ટ–કલ્ચર (Heart-Culture) થી જ્યારે રોશન (enlightened) કરવામાં આવે છે, ત્યારેજ ધર્મનું ખરૂં રહસ્ય સમજી તેમજ સમજાવી શકાય છે.

હવે, **બીજા ભાગ**માં ધર્મનાં રહસ્યનો ટુંક સાર સમજાવતાં, કર્ત્તાએ તરીકતો યાનેજ સુખી કુદરતાનુસારનુંજ જીવન ગુજારવાના નીયમો, તેમજ એ ધર્મનો મુળ પાયો જે "**અષ**" કહેતાં કુદરતના અચળ અને અચુક કાયદાઓ ઉપર રચાયલો છે, તેની ઘણી સારી સમજ આપી છે.

જેઓ ધર્મનાં મહા બુલંદ ફરમાનોનું રહસ્ય ન સમજવાથી બાજે વખતે કોઇ ફરમાનો પ્રત્યે બીનઇચ્છવા જોગ રીતે વર્ત્તે છે, તેઓ આ કેતાબનો શાંત મને અભ્યાસ કરવાથી પોતાની ગાફેલીમાંથી બીદાર થઇ, સઘળાં ફરમાનો પ્રત્યે માન અને વફાદારીથી વર્ત્તતાં થશે એવું મારૂં અંગત માનવું છે તેનું તોલ કરવા સમજુ વાંચનાર ઉપરજ છોડું છુ.

નીતીશાસ્ત્રને લગતા **ત્રીજા ભાગમાં** કર્ત્તાએ ભારે જેહમત લઇ અવસ્તા અને પાજંદ ભણતરોમાંથી અનેક ફકરાઓનો અર્થ આપી, એક બસ્તે-કુસ્તીઆન જરથોસ્તી કેવો હોવો જોઇએ, તેનો ઘણોજ સુંદર ખ્યાલ આપ્યો છે. વધુમાં, એ ભાગમાં કુદરતના અચુક અને અચળ કાયદાઓ જેવા કે, કેશાશ યાને કર્મનો કાયદો, તનાસક યાને પુનર્જન્મનો કાયદો, બહેસ્ત તેમજ દોજખને લગતી હોશને લગતી સ્થીતી, તેમજ ચીન્વત પુલને લગતી ભાનની સ્થીતી, વીગેરેનો ખ્યાલ આપવાની સારી કોશેશ કરી છે. ટુંકમાં આ કેતાબમાં કર્ત્તાએ જરથોસ્તી ધર્મ અને તેના મહાન પેગામ્બરને લગતું ઘણું સારૂં બ્યાન સાદી સરલ ભાષામાં કરી ફકત ધર્મ અને કોમનીજ સેવા કરી નથી, પણ કોઇ પણ કોમના સચ્ચાઇના શોધકોને માટે સારો ખોરાક પુરો પાડવા સાથ, એ મહાન ધર્મની ફીલસુફી જે **"ઇલ્મે-ક્ષ્નૂમ"** નાં નામથી ઓળખાય છે, તેનો અભ્યાસ કરવા માટે કોમ-પરકોમનાઓને પ્રેરણા પુરી પાડી છે.

આ ચોપડીના કર્ત્તા એરવદ ફ્રાવક્ષ માણેકજી ભાધાએ પોતાની આ કેતાબને જે ઇનસાફ આપ્યો છે, અને તેમ કરી, અશો સ્પીતમાન જરથુસ્ત્ર, અને તેમની દીન માટે, જે શ્રેષ્ટ વીચારો પુરા પાડયા છે તેમાં કશું પણ સહરાગાતી તત્વ નથી એ પુરવાર કરવા કાજે થોડાક જુદીન સાવાંઓના મતો અત્રે રજુ કરૂં છું :—

"સ્પીતમાન જરથુસ્ત્રે જબરા ભેદભરમોના પરદા ખસાડી નાંખી આપણી નજરને તદનજ રાસ્ત અને ખરી બનાવી છે, જેના દરેક કલામ (અવસ્તા માંથ્રવાણી) સાંભળતાં અથવા જાણતાં દીલ પાક બની આપણને પાપી બનવાની લોભ લાલચ અંતરમાંથી એકદમ નાબુદ થાય છે. તે જે શીખાડી ગયો છે, તે ખુદાઇ રાસ્તી અને પવીત્રાઇ છે."

—પ્રખ્યાત કવિ લોર્ડ બાયરન.

"પેગામ્બર સ્પીતમાન જરથુસ્ત્રે સૌથી મોટું તેમજ મહાભારત કાર્ય એ કીધું છે કે **સર્વથી બુલંદ એક ખુદાતાલાની પરસ્તેશ**

કરવા સારૂં સર્વે મોતેબર ક્રીયા માર્ગ ચાલુ કીધી, અને ફરેસ્તાઓને આરાધવાનો ઉમેરો કીધો."

—સર વીલીયમ જોન્સ.

"પારસીઓના જરથોસ્તી ધર્મ સંબંધી જે માયાકુલ મત હું બાંધી ચુકયો છું, તે મત એ વાતથી મોતેબરી પકડતું ગયું છે કે, **એ ધર્મ માત્ર નીતીનો માર્ગ દેખાડનારો છે એટલુંજ નહી, પણ નેક ખસલતની, સાચ્ચી શ્રેષ્ટ બુન્યાદી ધરાવનારો છે, જેથી એ ધર્મ પાળનાર મરદો પ્રમાણીક, તથા ઓરતો પતિવૃત રહે છે.** પ્રથમથીજ મારો મજબુત અભીપ્રાય એ છે કે પારસીઓ ખુદા-પરસ્ત છે."

—સર વીલીયમ આઉસલી.

"હું એટલુંજ દેખાડવા માગું છું કે ધડ પાયાના વીચારોમાં, તથા મુળ હેતુમાં, અશો સ્પીતમાન જરથુસ્ત્રનો ધર્મ આજના વખતમાં આગળ વધેલા વીચારો સાથે બહુજ અજાયબ જેવી રીતે મળતો આવે છે, **જે ધર્મ હાલની વપરાસમાં આવતી હાજતોને અનુકુળ થવાને તથા "ઝમાન" અને "વીજ્ઞાન" વચ્ચેની લડાઇ સાંધવાને બીજા બધા ધર્મો કરતાં ઘણોજ આગળ વધેલો છે."**

—સેમ્યુઅલ લૅંગ.

"ખુદાએ અશો જરથુસ્ત્રને એવું કહેલું છે, કે જે ચીજો પ્રકાશે છે, તેઓમાં મારૂં નુર છુપું હોય છે. આ ઉપરથી, એ પેગામ્બરનો ધર્મ પાળનારાંઓ દરેક ઇબાદતખાનામાં પોતાની ફરજ અદા કરતી વેળાએ પવિત્ર આતશ, જે આદ્રગાનીયાંમાં રોશન બળતો રહે છે, તે તરફ પોતાનું મોંહ ધરે છે, અને જયારે તેઓ ખુલ્લી હવામાં બંદગી કરે છે, ત્યારે આફતાબ તરફ મોંહ ધરે છે,—જે રોશનીઓમાં શ્રેષ્ટ ગણાય છે, અને જેનાથી ખુદા પાકે પોતાની ઇશ્વરી રોશની ફેલાવી નાંખી પોતાની પેદાયશોનાં સર્વ કામો ચાલુ રાખેલાં છે. જરથુસ્ત્ર સ્પીતમાન સાહેબનાં મહાભારત પુસ્તક **"ઝંદ-અવસ્તા" માં જે ઘણીખરી બીનાઓ આવેલી છે તે ઘણીજ ઉમદા અને નીતીથી ભરપુર છે, અને એવી છે કે જેથી ઉદ્યોગ તેમજ નેકીમાં વધારો થાય છે.** જે ધર્મ અશો સ્પીતમાન જરથુસ્ત્રે શીખાડયો છે, તેનાં મુખ્ય ફરમાનો પવિત્રાઇ અને ખુદાઇ છે."

—સર જોન માલકમ (મુંબઇના માજી હાકેમ.)

"જરથોશ્તી ધર્મ દુન્યાંમાં ફેલાયલા એક ખુદામાં માનનારા પંથો-માંનો સર્વથી સરસ છે. સઘળા ધર્મોમાં વગર શકે એ ધર્મ પોતાની ફીલસુફીના ઉંડા ભેદોને લીધે, તથા તેમાં જણાવેલાં મત અને વીચારો ખુદાઇ હોવાને લીધે, તેમજ તેમાં જણાવેલી નીતીની ચોખ્ખાઇને લીધે સર્વથી ઉત્તમ અને પ્યારો છે.

—પ્રોફેસર વીલયમ વહીતની, (જરમન.)

"પારસીઓ પોતીકા બાપીકા ધર્મને એટલો તો પ્યારો ગણીને એટલું તો માન આપતા હતા, કે મોત અથવા દેશનીકાળ જેવી મોટી આફતો ખમ્યાં છતાં, પોતાનો ધર્મ તર્ક કરી શકયા નહી. તેવા પાકીજેહ ધર્મવાળાઓને જો કે જમાનની ગીરદેશથી અરબોના લશ્કરોએ તાબે કીધા, અને તેઓને કેરમાનના પહાડો અને હીન્દુસ્તાનના કોસ્તાઓ સુધી હઠાડયા, અને મહમદી ધર્મ કબુલ કરવાને માટે તેઓ ઉપર ભારે સીતમ ગુજારવામાં આવ્યો, તો પણ જે વખતે કાસ્પીયન સમુદ્રથી, તે ઇરાની અખાત સુધીનાં મુલકમાનું દરેક ગામડું પોતાના ભપકાદાર તે આતશ-કદેહથી શણગારેલું હતું, જે વખતે ( ઇરાની શહેનશાહત વખતે ) એક સુરજમુખી ફુલની મીસાલે, જયાં સુર્યની આંખ ફરતી તે તરફ કદીમ ઇરાન ફરતું હતું; કહેવાની મતલબ એ કે કદીમ ઇરાનનો વીસ્તાર એટલો તો બહોલો હતો કે, ત્યાં સુર્ય કદી અસ્ત પામતો નહી હતો, ( જેવું હાલમાં બ્રીટીશ સલતનત માટે છે, ) તે વખતે, તેવા વખતને મગરૂરીથી ધ્યાનમાં રાખી સઘળી બારીકીઓ સાથે ક્રીયાકામો બજાવીને પોતાના ધર્મને નહી જીતી શકાય તેવા ઝનુનથી વળગી રહ્યા હતા."

—પ્રોફેસર ડબલ્યુ. આર. ઓલજર, (જરમન.)

"જે ધર્મોનું મેં ટુંક બ્યાન આપ્યું છે, તેઓમાં જરથોસ્તી ધર્મ અતી વખાણને લાયક છે, અને તેમાં શીખાડેલી પવીત્રાઇ અતી નીર્મળ છે. ઇરાનીઓની બંદગી ઝંદ ભાષામાં લખાયલી છે, કે જે ભાષા એટલી તો મધુર છે, કે તે કાનને પણ ખુશી આપે છે. તેઓની બંદગીઓના શબ્દો તેઓના ધર્મની શરૂઆતથીજ ઘણાજ પવિત્ર છે, અને તેઓના અર્થો એટલા તો સારા અને ઉંડા ભેદો ધરાવે છે કે, હજુર સુધી કોઇ પણ પુરતી રીતે તેઓને (ઝંદ-અવસ્તાને) સમજી શકતું નથી."

—રેવરંડ એસ. જી. થીઅરબ.

"ખુદા એકજ છે, એવો પેગામ આપીને ખુદા જે માણસોને કવચીતજ આ દુન્યામાં મોકલે છે, તેવા માણસોમાં સ્પીતમાન જરથુશ્ત્ર સીવાય બીજો કોઇબી માણસ પહેલી પંકતીપર આવતો નથી. એ ધર્મનો પાયો નાખવાનું મોટું કામ, તેને ખુદા તરફથી સોંપવામાં આવ્યું હતું."

—ઍડવર્ડ કલોડ.

"જરથોસ્તી ધર્મ માણસોની અક્કલને મળતો છે. એ ધર્મથી માણસ પોતાના પેદા કરનારને, તથા તેની પેદા કીધેલી ચીજોને માન સાથે પીછાણે છે, તેથી બાપ અને બચ્ચાં, ખાવીંદ અને મોહરદાર, રાજા અને પ્રજા, ગુરૂ અને ચેલા, એઓનો એકબીજા ઉપર પ્યાર અને વફાદારી રહે છે, જેનું માન એ ધર્મ લાવનાર અશો સ્પીતમાન જરથુસ્ત્રને ઘટે છે."

—મોં૦ આંકુટીલ ડુપેરો.

"ખરેખર મરણ પામેલા મહાન પુરૂષો સાથ ગીનોઇ દુન્યામાં સવાલ જવાબ કરવાની જો આપણને રજા મળે તો કદાચ એવું બને કે લગભગ તવારીખ શરૂ થઇ તે અગાઉ અશો સ્પીતમાન જરથુશ્ત્ર જીવ્યા હતા અને ગીનોઈ ડહાપણ શીખાડી ગયા હતા. તે (જરથુશ્ત્ર) ધર્મ સંબંધી મુળ આદમી માલમ પડે છે, જેણે શીખાડેલા પાઠોથી (યાને અવસ્તાઓ ઝંદથી) આપણાં મગજને અને દીલને એટલો બધો તો વારસો મળ્યો છે કે આપણાથી વીચારી શકાતું નથી, કે જો અશો સ્પીતમાન જરથુશ્ત્ર પેદા નહી થયા હતે તો માણસ જાતનું યકીન આજે કેવું હતે?"

—મીસીસ એફ. કૉબે.

છેવટમાં મારી વ્હાલી પારસી જરથોશ્તી કોમના દરેકે દરેક નરનારીઓને અતી માનભરી વીનંતી કરૂં છું, કે પ્રથમમાં આ કેતાબ તેઓએ ઘણીજ શાંતીથી વાંચવી અને તેમ કર્યા બાદ તેઓના યકીનમાં તેમજ જીવનમાં શુભ ફાયદો માલમ પડવે એ સુંદર કેતાબ પોતાનાં દરેક નાનાં તેમજ મોટાં છોકરાંઓને, તેમજ ખેશીઓ અને દોસ્તઆસનાવોને તે વાંચવા અને વંચાવવા આગ્રહ કરી, એકમેક પ્રત્યેની ફરજનું કરજ પુર ખુશાળી સાથ અદા કરવું. કુલ દુન્યાની પ્રજાઓમાં દરેક બાબદોમાં મહા અંધાધુંધી હાલમાં ચાલી રહી છે. આ અતી ગુંચવણભર્યા એવામમાંથી મનુષ્ય માત્રનીજ નહી, પરંતુ બીજી તમામ પેદાયશોનું પણ, દરેક પ્રકારોનું રક્ષણ, આબાદી, વૃદ્ધી, શાંતી અને આઝાદી જેઓ લાવવા ચાહતા હોય, તેવા દરેક શુભેચ્છકોને મારી બહુ

નમ્ર વીનંતી છે કે તેઓએ અશો સ્પીતમાન જરથુસ્ત્ર સાહેબે શીખાડેલા મહા પુરાતન જરથોસ્તી આર્ય ધર્મ અને તેની પવિત્ર ફીલસુફી જે "ક્ષ્નૂમ" ને નામે ઓળખાય છે તેનો અતી ધીરજથી અને ખંતથી અભ્યાસ કરી, તેનાં સીદ્ધાંતોને પોતાનાં જીવનમાં ઉતારી, જેઓના સમાગમમાં આવે **તેઓને તેવા થવા ખુદ જાતી ચારીત્રથી પ્રેરવા; તોજ જાતી કલ્યાણ સાથ જગતનું પણ કલ્યાણ જરૂર થશે,** કારણકે પવિત્ર એજમતી ગાથાવાણીમાં ખુદ જરથુસ્ત્ર સાહેબનો અશો કોલ છે, કે "જેઓ મારાં શીક્ષણ અનુસાર આ ગેતી જેહાનમાં જીવન ગુજારશે, તેઓને અત્રેથી રહેલત પામ્યા બાદ હું (જરથુસ્ત્ર) પુલગુજાર કરાવીશ. (યાને આ ગેતીનાં દુઃખોમાંથી મુકત કરી ગોનોઇમાં હમેશ માટે રહેવા લાયક કરીશ ટુંકમાં મરણ–જીવણના દુઃખદાયક ચક્રાવાઓમાંથી છુટ્ટગી, યાને મોક્ષ liberation પ્રાપ્ત કરાવીશ.)"

પ્રીય વાંચનાર! આ સરજત આપણ દરેક માનવી માટે ખુદા પાકે મુકરર કીધેલી છે, માત્ર આપણે માનવીઓ, તેને લાયકના થવા માટે કેવું જીવન અત્રે ગુજાયેં છીએ તે ઉપર આધાર રાખે છે. માટે જે કોઇ ચાહે તે થોડા ચક્રાવાઓમાં યા ઘણા ચક્રાવાઓ પછી પણ તેને પામનાર છે, તો પછી આ ટુંક વખતની અત્રેની હૈયાતી દરમ્યાન પણ જો અશો સ્પીતમાન જરથુસ્ત્ર સાહેબે શીખાડેલા અશોઇનાજ માર્ગે, બને તેટલું શાંતી અને સબુરી સાથ જીવન ગુજારીશું તેમાં આપણીજ ફત્તેહ અને સાચ્ચી અમર આબાદી છે—જે ખરૂં "ઉશ્તા" યાને અમર સુખ છે.—જે સૌને તેની લાયકાત પ્રમાણે મુબારક થાઓ એવી દુવા બંદગી સાથ આ કેતાબ બાબેનો લગાર લંબાણ થયલો દીબાચો અત્રે ખતમ કરૂં છું.

**આમીન! આમીન!**

લી૦ કમતરીન સેવક,

**(ડૉ૦) જહાંગીર મેરવાનજી પાવરી.**

પ્લોટ નં૦ ૧૧, મોદી બીલ્ડીંગ,
તા૦ ૨૧ મી માર્ચ ૧૯૪૦.
હયુઝ રોડ, મુંબઇ, ૭.



 ૨૨૧૮૪

## પાક અહુરા મઝદા.

## આ કેતાબ લખનાર તરફનો ખુલ્લાસો.



"અમર જ્યોતિ ઝરથુશ્ત્ર"નો આ અદના વિષય વાંચક મિત્રો સમક્ષ રજુ કરવાની મને તક મળી છે તે માટે, તે પવિત્ર પિતા અહુરમઝદના ચરણોમાં કરોડો શુક્ર અદા કરૂં છું.

મહા ગુરૂ અષો સ્પીતમાન ઝરથુશ્ત્ર સાહેબની જીંદગીનું સંપુર્ણ વૃતાંત લખવું, અને સમજાવવું, એ કોઇ પણ કલમ કે જુબાનની શક્તિની બહાર છે. આ વિષયમાં તો માત્ર એ પવિત્ર સાહેબનાં જીવનનો તદન અલ્પ ખ્યાલ આપવાની કોશીષ માત્ર કરવામાં આવી છે. એમાંની કોઇ પણ બાબતને પુરો ઇન્સાફ તો આપી શકાયોજ નથી અને કોઇક લમમાં તેવી તાકાત પણ નથી.

એઓનું સાહેબની જીંદગીને સમજાવવા કે સમજવા, કાગળની સપાટીએ અધુરૂં સાધન છે. ફક્ત હૃદયની ગંભીરતા, અને અંતરનો અવાજ, કદાપી તેનો ઝાંખો ખ્યાલ આપણી કલ્પનામાં ઉતારી શકે. આ નાનકડાં પુસ્તકનો "ફોરવર્ડ" લખનાર વિદ્વાન ડો. પાવરી કહે છે તેમ "માઇન્ડ કલચરને જ્યારે હાર્ટ કલચરથી રોશન કરવામાં આવે, ત્યારેજ કાંઇક સમજી શકાય." અને ખચીત, તેવાં આત્મજ્ઞાન વિના, આવી ઉંડી વાતો આપણી સમજમાં ઉતરવી મુસ્કીલ થઇ પડે છે.

આ વિષયને નાના નાના ત્રણ ભાગોમાં વહેંચવામાં આવ્યો છે.

પહેલા ભાગમાં, ઝરથુશ્ત્ર સાહેબની જીંદગીના થોડા બનાવો, અને તેઓ સાહેબને માટેના અવસ્તા વચનો.

બીજા ભાગમાં, જરથોસ્તી દીનનાં ધર્મ રહસ્યનો ટુંક સાર આપી જવામાં આવ્યો છે, જેમાં પરકોમના ભાઇબંધો પણ જરથોસ્તી દીનના રીતરીવાજો શું છે અને તેની ખુબીઓ કેવી છે, તે સમજી શકે એવી અદના કોશીષ કરવામાં આવી છે; અને ત્રીજા ભાગમાં જરથોસ્તી દીનનાં અસંખ્ય નિતિ વચનોમાંના થોડાં વચનો આપવામાં આવ્યાં છે. જે કુલ ઇન્સાન જાતને માટે આશીશદાયક છે.

આ સઘળું, ટુંકમાં લીધેલું હોવાથી દરેક બાબતોને પુરતો ઇન્સાફ આપી શકાયો નથી, છતાં વાંચક મિત્રોને વિનંતિ છે, કે આપણી દીનની મોટાઇ, અને તેની બુલંદ ખુબીઓ, ભાઇબંધ કોમોને સમજાવવા માટે તેનો બની શકતો ઉપયોગ જરૂર કરે, અને તે કારણેજ સેવકને લાગે-

વળગે છે ત્યાં સુધી વિષયની ભાષામાં સહેલા શબ્દોનો, અથવા હિંદુ શાસ્ત્રના કેટલાક શબ્દોનો ઉપયોગ કરેલો છે.

આ વિષયનો મુખ્ય આધાર "ઇલ્મે ક્ષ્નૂમ"ના સત્તા સમાન ગણાતા, વિદ્વાન પુરૂષ ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા બી. એ., એલ. એમ. એન્ડ એસ., ઓફથેલ્મીક સરજ્યનનાં "ક્ષ્નુમ નીકીઝે વેહદીન", અને બીજાં પુસ્તકોનો લેવામાં આવ્યો છે, જે માટે, એ અજોડ ભલા ગૃહસ્થનો આભારી છું.

આ વિષયની શરૂઆતથી છેવટ સુધી બારીક તપાસ લઇ તેમાં સુધારાવધારા કરવા માટે મારા વડીલ મિત્ર ભાઇ દીનશાહ શાપુરજી મસાનીએ બહુ મહેનત લીધી છે તે માટે પણ એ ભલા ભાઇનો હું આભારી બન્યો છું.

આ અદના વિષય માટે કાળજીપુર્વક મહેનત લેનાર અને આ વિષયનો "ફોરવર્ડ" લખનાર મારા માનવંત મિત્ર ડૉ૦ જેહાંગીર મેહેરવાંનજી પાવરી M. B., B. S., નો હું ખરાં જીગરથી આભાર માનું છું. આ ભલા અને વિદ્વાન ધર્મ અભ્યાસીથી વાંચક મિત્રો કદિ અજાણ ન હોય; કેમકે એમનાં વિદ્વતા ભર્યાં ભાષણો, આજે કોમમાં એક અવાજે વખણાયાં અને માન પામ્યાં છે. એવા એક વિદ્વાન મિત્રે, આ વિષયને પોતાનો સહકાર અને ટેકો આપવામાં એક મોટું પુણ્ય હાંસીલ કર્યું છે. એઓ ભાઇએ પોતાના "ફોરવર્ડ"માં મારે માટે જે વિશેષણો વાપર્યાં છે તેવી કોઇ લાયકાત કે કાયનાત મારામાં નથી, પણ તેવી લાયકાત મેળવવા જેવી ખુદાપાક બુધ્ધ અને શકિત આપે એવી પ્રાર્થના તો હું જરૂર કરીશ.

જરથોસ્તી દીનની શ્રેષ્ટતા, અને મોહટાઇ વિષે પરકોમી વિદ્વાનોનાં ઘણાં મતો એઓ ભાઇએ ટાંકેલાં છે અને તે ઉપર વાંચક મિત્રો વિચાર કરે એવી વિનંતિ છે.

મહાન શાયરાંન શાયર "ફીરદોશી તુશી" તો એટલે સુધી આગળ વધીને કહે છે કેઃ—

"બ યઝદાં, કે હરગીઝ ન બીનદ બહેશ્ત,
હરઆં કે ન દારદ રહે ઝરદોહેશ્ત."

યાને "ખુદાના કસમ સાથ કહું છું, કે જે કોઈ શખ્શ ઝરથોસ્તની રાહ નહિં પાળતો હોય, તે કદિ પણ બહેસ્ત જોઇ શકનાર નથી."

તે પાકઝાદ મહાન શાયરના આટલાજ શબ્દો યાદ રાખવામાં આવે,

તો એક પણ બખ્તે કુસ્તીઆંન, જરથોસ્તી રાહ છોડીને આડે માર્ગે જવા વિચાર પણ કરી શકે નહિં.

મહાનામી પેગમ્બર સાહેબ ઝરથુસ્ત્રની જીંદગીના ભેદી બનાવોનો ગુપ્ત ભેદ સહેલાઇથી સમજાવવા માટે, આજને કાલ તો આપણે એકજ અષો રૂહના આભારી છીએ, તે મરહુમ શેઠજી ગરોથ્માન બેહેસ્ત-બહેરેહ બેહરામશાહ ન. શરાફ છે, જેમનાં અષો રૂહ ઉપર સદ હઝાર આફ્રીન હોજો !

"ઇલ્મે ક્ષ્નૂમ"ના અમુક સવાલો સાથે કોઇ ભાઇબંધોને મતફેરી હોય તો પણ, એટલું તો તદન ખરૂંજ છે, કે આ ગ્નાનમાંથી જરથોસ્તી દએન બાબે ઘણું ઘણું નવીન અને પહેલીજવાર જાણવાનું અને વિચાર કરવાનું મળી શકે છે. જે ગ્નાન ખુદાઇ રાહ બતાવવા માટે ઉપયોગી હોય, તેનો અભ્યાસ કરવો અને તેમાંથી જે કાંઇ ભલું અને આત્માની વૃધ્ધિને લાયકનું હોય, તે ગૃહણ કરવું, એ દરેક ઇન્સાનની ફરજ ગણવી જોઇએ.

આ વિષય લખવા માટે મારાં મનમાં ઉમીદ હતી, અને તેટલાં મારા એક મિત્રે વિષય લખવાની મને અનાયક સુચના કરી, અને તે માટે ખાસ આગ્રહ કર્યો; અને એ ભાઇની સુચનાએ મારાં મન ઉપર પણ અસર કરી, અને ખુદાપાકનાં નામથી, આ વિષય લખવાનું શરૂં કર્યું. વાંચક મિત્રો જો કબુલ રાખે તો એટલી વાત હું જાહેર કરી દેવા ઇચ્છું છું? જયારે જયારે, આ વિષયમાંની કોઇ બાબત મારી સમજમાં ન ઉતરતી, ત્યારે ત્યારે, મને કોઇ ગેબી શકિતઓ તરફથી અચાનક પ્રેરણા મળી રહેતી, કે જે પવિત્ર યઝદી શકિતઓનાં ગુપ્ત કાર્યોમાં હું માનનારો છું. આથી મને પુરી શ્રદ્ધા છે, કે આ વિષય વાંચક મિત્રોની સમજમાં ઉતરવા માટે પણ તે પવિત્ર શકિતઓ પ્રેરણા આપી રહેશે.

આ વિષયમાં જે અવસ્તાના ફકરાઓનો આધાર લેવામાં આવ્યો છે, તે મોટે ભાગે, મરહુમ એરવદ સાહેબ કાવસજી એદલજી કાંગાની અવસ્તા-બા-માયની, અને માનવંત ડૉ૦ સાહેબ ફરેદુન કેરશારપજી દાદાચાનજી, સોલીસીટરની "અવસ્તાના ઝવાહીરો"વાળાં પુસ્તકોનો છે; અને તે માટે એ સહેબોનો હું આભારી છું.

વળી અમુક બાબતોમાં મારા વિદ્વાન મિત્ર અરદેશર ન. બીલીમોર્યા 'ચેરાગ'ના અધીપતીનો પણ હું આભારી છું.

આ વિષયને પુસ્તક રૂપે છાપી પ્રગટ કરવા માટે "ધી પારસી વેજી-ટેરયન અને ટેમ્પરન્સ સોસાયટી"નો હું આભારી બન્યો છું. સોસાયટીના ઉત્સાહી ભલા અને પરમાર્થિ ઑ૦ સેક્રેટરી, ભાઇ દીનશાહ શા. મસાનીએ મારા

આ વિષયને પ્રગટ કરવાનું કામ એકજ બોલે માથે ઉપાડી લીધું છે, અને એમનાં સિધ્ધાંત મુજબ, કોઇ પણ જાતના સ્વાર્થ વગર એ ભલા ભાઇએ બહુ મહેનત ઉઠાવી છે. વળી લડાઇ જેવા મોંઘવારીના સમયે છાપવામાં ઢીલ ન કરતાં, આ કામ સરળતાથી અને કુશળતાથી પાર પાડયું છે તે માટે એઓ ભાઇનો હું ખરાં જીગરથી અત્યંત આભાર માનુ છું.

આ પુસ્તક છપાવી જરથોસ્તી કોમમાં નામની ફીમાં બહોળી રીતે ફેલાવવા માટે સઘળો ખર્ચ, સોસાયટીને ભલા અને પરમાર્થિ ગૃહસ્થ, ડૉ. કાવસજી નશરવાનજી સધ્ધાએ ભાઇ દીનશાહ મસાની અને ડૉ૦ પાવરીની સુચનાથી એકે બોલે આપ્યો છે, જે ભલા ગૃહસ્થનું નામ અને કામ એટલું બધું તો કોમમાં જાણીતું છે કે તે બાબે વધુ બોલવાની કશી જરૂર નથી. તેવા મુગે મોઢે પરમાર્થ કરનારા **આ ભલા પરગજુ દીનદાર ગૃહસ્થનો** હું દીલોજાનથી આભાર માનું છું, અને ખુદાપાક પાસે દુવા ગુજારૂં છું, કે આ વિષયમાં એક અથવા બીજી રીતે મદદ કરનારા ભાઇઓને તે સાહેબ, આત્માની વૃધ્ધિમાં તેનો ભલો બદલો આપે. આમીન!

આ વિષયમાં જે કાંઇ ભલું અને જાણવા જોગ છે, તે જરથોસ્તી શાસ્ત્રો અને જરથોસ્તી સાહિત્યો રચનારા વિદ્વાન સાહેબોનું છે, અને જે કાંઇ ભુલચુક દેખાય તે સેવક તરફની સમજી લઇ વાંચક મિત્રો ક્ષમા કરે એવી વિનંતિ છે.

આ કેતાબની સુંદરતામાં વધારો કરવા માટે એના **ચોથા ભાગ** તરીકે ભાઇ કેખશરૂ બરજોરજી જાગીના, "જાકેબ" ની કલમથી રચાયલો એક સુંદર **ખ્યાલ** આપવામાં આવ્યો છે. ભાઇ જાગીના "ખ્યાલ" ના શોખીન છે અને ધાર્મીક બાબદોને લગતા ખાસ વીચારો ઇલ્મે ક્ષ્નૂમની લાઇનથી મઠી લઇને એવણે અત્યાર આગમજ અનેક જુદા જુદા ખ્યાલો તેમજ ગાયણો રચ્યાં છે. આ ૧૦૧ લાઇનના નવા ખ્યાલની અંદર એવણે પેગામ્બર સાહેબ જરથુસ્ત્રની જીંદગીનો ક્ષ્નૂમીક ચિતાર ઘણીજ કાબેલીયતથી ગુંથી લીધો છે જે માટે એ ભાઇને ખચીતજ ધન્યવાદ ઘટે છે. વધુમાં આ ખ્યાલમાં આવેલી જુદી જુદી પચીસ બાબદોની ક્ષ્નૂમને આધારે સમજણ આપનારી લંબાણ શરેહો પણ એ ભાઇએ લખી છે, જેથી એ ખ્યાલ મોજ સાથે જ્ઞાન આપનારો થઇ પડે છે.

આ પુસ્તકમાં પેગમ્બર સાહેબનો ફોટો દાખલ કરવા માટે કેટલાક મિત્રોએ આગ્રહ કર્યો હતો પણ ભાઇ દીનશાહ શાપુરજી મસાનીના શબ્દો સાથે હું તદન એકમત છું, કે આ મહાન સાહેબનાં ખોરેહનાં બનેલાં જીરમાની નુરી શરીરનો ફોટો કદિ ઉતરી શકે નહિં, અને છે પણ નહિં, અને જે

હાલે હસ્તીમાં છે તે પણ છપાયા પછી ગમે ત્યાં જઇ પડે છે, અને તેની બરાબર જાળવણી થતી નથી. આ કારણે આ પુસ્તકમાં ફોટો દાખલ થઇ શકાયો નથી. પણ પેગમ્બર સાહેબની જન્મભુમી બતાવનારો **ઇરાનનો નકશો** દાખલ કરવા માટે ભાઇ દીનશાહ શા. મસાનીએ કાળજી રાખી છે તે માટે આપણે એઓ ભાઇના આભારી છીએ.

આ વિષય, બેલગામની દરેહમેહેરના પાક ફેબલા સાહેબને મેં ઘણાં ઘણાં માન અને પ્રેમ સાથે અર્પણ કર્યો છે, કેમકે એમની બંદગી માર-ફતેજ, આ કામની શરૂઆત ઉપર મેં દાદાર અહુરમઝદના આશીરવાદો માંગ્યા હતા, અને તે આજે સફળ થાય છે. શુક્ર તે પરવરદીગારના!

વાંચક મિત્રોને મારી આગ્રહ ભરી વિનંતિ છે, કે આ વિષય વાંચી, બીજા ભાઇઓને વાંચવા આપશો, અને, ભાઇબંધ કોમોમાં પણ એનું મહત્વ સમજાય એવી કોશીષ કરશો. આ વિષય હિંદી, મરાઠી, અંગ્રેજી વિગેરે ભાષાઓમાં પણ પ્રગટ થાય તે માટે, લેખકને જ્યાં સુધી લાગતું વળગતું હોય ત્યાં સુધી, એને પ્રગટ કરનાર પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટીની પરવાનગી લીધા પછી એનો ઉપયોગ કરવાની તમામ છુટ રહેશે.

"અમર જ્યોતિ ઝરથુસ્ત્ર"ને ચરણે કરોડો કરોડો નમન સાથે એમનો તાબેદાર દાસ

**શાવકક્ષા માણેકજી ભાધા.**

**બેલગામ,** તા. ૯-૨-૧૯૪૦.

"Should modern Science deem it worthy and be able to understand the real meaning of the spirit of the Avesta, it would soon find out that **Zoroaster** knew all the laws and operations of Nature, far better than all the philosophers, scientists, and astronmers of today. Galileo, Newton, and Keplar would have had to learn from their Master Astronomor. Darwin would be put to shame if he understood the theory of Evolution as taught by **Zoroaster.**

"Practically all the precepts of purity, all moral and religious exercises, all sacrifices and healings

were based upon the deepest and profoundest studies of Nature's laws in all domains, physical, spiritual, and intellectual."

Dr. David Ammann.

પ્રખ્યાત અમેરીકન માઝદસ્નાન ડૉ. ડેવીડ અમ્માન લખે છે કેઃ-

"આ દુનિયાના તમામ ફીલસુફો સાયન્ટીસ્ટો કે ખગોળ શાસ્ત્રીઓ જો એટલું જાણી લીએ કે "અમર જયોતિ ઝરથુશ્ત્ર" કુલ સૃષ્ટી રચનાના કાયદા અને ક્રમ તેઓ કરતાં ઘણુા ઉંચા પ્રકારનું જાણુતા હતા અને આજકાલની આ દુનિયાની સાયન્સ પણુ જો એ બાબત વિચાર કરવાનું વાજબી સમજે તો ગેલીબીઓ ન્યુટન અને કેપલર જેવાઓને પણુ આ **મહાન ગુરૂઓના ગુરૂ ઝરથુશ્ત્ર સાહેબ** પાસેથી ઘણું શીખવાનું મળી શકતે.

ઇવોલ્યુશન એટલે પ્રગટીકરણુનાં સિધ્ધાંતનો સમજાવનાર ડારવીન પણુ જો અમર જયોતિ ઝરથુશ્ત્રનું શિક્ષણુ સમજયો હતે તો ખરેખર શરમાયો હતે.

આ મહાન જગતગુરૂએ ખરેખર દરેક નિતિજ્ઞાન અને ધર્મજ્ઞાનને લગતી વિધિઓ તથા દરેક જાતનાં પવિત્ર સિદ્ધાંતો જે બતાવ્યાં છે તે બધાં ઘણુંાજ ઉંડાં મહાન અને દરેક જાતનાં શાસ્ત્રો શારીરીક, માનસિક, આત્મીક મીનોઇ વિગેરે ક્ષેત્રોમાં કુદરતના કાયદા ઉપરજ રચાયલાં છે."



# સાંકળીયું.



પાનું.

## ભાગ પહેલો : પાનાં ૧ થી ૭૩

## ભાગ બીજો: પાનાં ૭૪ થી ૯૧.

## ભાગ ત્રીજો: પાનાં ૯૨ થી ૧૫૩.



## ભાગ ચોથો: પાનાં ૧૨૬ થી ૧૫૩.





# અમર જયોતિ ઝરથુશ્ત્ર.*

## ધર્તીમાતા ઉપર સેતાનના જુલમો.

### પૃથ્વીના આત્માનો કકળાટ—પેગામ્બરો આ જગત ઉપર કયારે ઉતરે છે?

આ ધર્તી ઉપર જ્યારે જ્યારે પાપ, દુષ્ટ કર્મો, ચોરી, લુટફાટ, ખુન-વ્યભિચાર, લડાઇ, દગાબાઝી, જાદુગરી વીગેરે બદીઓ અસાધારણ હદે વધી જાય છે, દેવ-દૈત્યો અને દુર્જોનુંજ સેતાની રાજ્ય થઇ પડે છે, મનુષ્યો તમામ પ્રકારની ઇન્સાન્યતને ભૂલી જાય છે, ખુદ ખુદાની હસ્તીને પણ માનવામાં આવતી નથી; ટુંકમાં માતા-પૂત્રની કે બહેન ભાઇની સગાઇનો પણ અંદાજ કે વિચાર રાખવામાં આવતો નથી, ત્યારે ત્યારે તે બધાં પાપોના ભયંકાર ગુબારો (હવામાં બંધાયલા અણુદીઠ પડો) થી ધર્તીમાતાનો ભાર ઘણોજ વધી જાય છે. તે વખતે ધર્તીમાતા કકળાટ કરે છે, પોકાર પાડે છે, અને પૃથ્વીનો આત્મા દાદાર અહુરમઝદને બંદગી કરતાં કહે છે કે "મને કેમ બનાવી? શા માટે બનાવી? દેવયસ્નીનો જુલ્મ મારી ઉપર ઘણો પડે છે, મારો નાશ થઇ જશે, શું જગતમાં મારે માટે નાશ જેવું કાંઇ છે? બચાવ! મને બચાવવા માટે કોઇ મોટો

---

* આ વિષયનું નામ "**અમર જ્યોતિ ઝરથુશ્ત્ર**" એવું પસંદ કરવામાં આવ્યું છે.

'જ્યોત' નો અર્થ પ્રકાશ અને 'જ્યોતિ' પ્રકાશ આપનાર એવો થાય છે, જેથી અમર પ્રકાશ આપનાર ઝરથુશ્ત્ર અથવા પ્રકાશ આપનાર અમર ઝરથુશ્ત્ર એવા અર્થના હેતુથી આ નામ પસંદ કર્યું છે.

અવસ્તામાં ઝરથુશ્ત્ર સાહેબને "**જોતી**" કહ્યા છે, અને જન્મની સાથેજ એવણ સાહેબને "**યથા અહૂ વઇર્યો જ્ઑતા ફ્રા મે ભ્રૂતે**" થી યઝદ સાહેબોએ સંબોધેલા છે. વળી દાદાર અહુરમઝદને પણ '**જ્ઑતા**' તરીકે અવસ્તામાં કહેલા છે. ગુજરાતી શબ્દકોષમાં પણ '**જોતા**' શબ્દને જ્યોતિ અર્થમાં મૂકેલો છે. આ બેવડાં કારણોથી આ નામ બંધબેસ્તું થઇ પડશે એવું લેખકનું માનવું છે.

સત્તાધારી સરદાર મોકલી આપ, કે જે આ બધા બોજમાંથી મને છોડવે અને રાહત આપે."

આ પ્રમાણે પૃથ્વીનો આત્મા પોકાર પાડે છે. મનુષ્યને જેમ આત્મા અને સારી માઠી લાગણીઓ છે તેમ કુદરતની તમામ પેદાયશોને તેમજ ખુદ પૃથ્વીને અને તેની રજેરજને પણ આત્મા અને લાગણી છે. એ વાત મહાન સાયનટીસ્ટોએ પણ હાલમાં પૂરવાર કરેલી છે. સર જગદીશ ચંદ્ર બોઝ અને "જેમ્સ જીન" જેવા આ જમાનાના મહાન વિજ્ઞાનશાસ્ત્રીઓએ એ વાત પૂરવાર કરેલી છે.

અતિ પૂરાતન ગાથાના પવિત્ર અવસ્તામાં પણ એ બાબતનો પૂરાવો મળે છે.

## અવસ્તા પ્રમાણે "ગેઉશ ઉરવાન" નો પોકાર.*

અવસ્તા સાહિત્યો અને બીજી ગણત્રી પ્રમાણે આજથી લગભગ ૧૧,૦૦૦ વર્ષ પહેલાં પૃથ્વી ઉપર એવું દુજી શકિતઓનું જોર અસાધારણ હદે વધી ગયું, ત્યારે દુનિયાની ઉપર સરદારી ભોગવતા યઝતી આત્મા (નામે ગેઉશ ઉરવાએ) ઉપર પ્રમાણે પોકાર કરી દાદાર અહુરમઝદ પાસેથી દાદ માંગી અને દાદાર અહુરમઝદે "ગેઉશ ઉરવાન" ને એટલે ધરતિના રાહબર યઝતી રવાનને ધીરજ આપીને ઝરથુસ્ત્ર પેગામ્બર સાહેબનું તેજસ્વી કેહપ બતાવ્યું કે "આ પવિત્ર સરદાર ટુંક સમયમાં ઉતરશે અને તારે માથેનો બોજ ઓછો કરશે."

## હિંદુ શાસ્ત્રો પ્રમાણે "પૃથ્વી" નો પોકાર.

હિંદુ ધર્મ શાસ્ત્રોમાં પણ એ વાતની પૂરી સાબેતી મળે છે કે "ગવિંષ્ટ અને રાજાઓનો ડોળ ઘાલનારા હજારો અને લાખો દૈત્યોની સેનાઓના ભારથી દબાઇ ગયલી આ પૃથ્વી ગાયનું રૂપ ધારણ કરીને રૂદન કરતી ઇશ્વરને શરણે ગઇ. ઇશ્વરે તેનું દુઃખ સાંભળ્યું અને ભગવાને પૃથ્વી માતાને કહ્યું કે ભગવાન (શ્રી કૃષ્ણ) હવે જન્મ લેશે અને ધરતિ માતાનો બોજ હલકો કરશે માટે ધીરજ ધરો."

આ પ્રમાણે પુરવાર થાય છે કે ધરતી ઉપર પાપોનો અસાધારણ બોજ વધી જાય છે ત્યારેજ મહાન પેગામ્બરો જન્મ લે છે.

---

* આ બાબદની વધુ ઉંડાણ વીગત માટે જુઓ ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલાની ક્નૂમ-નીકીઝે-વેહદીન વૉલ્યુમ ૧ લું, પાનાં ૨૩૪, ૨૩૮, ૨૭૯, ૩૦૨, ૪૨૧, ૫૩૮.

## નવ પેહડી અગાઉથી ઝરથુશ્ત્ર સાહેબ માટે ચાલેલી કુદરતની તૈયારી.*

"ઝરથુશ્ત્ર પેગામ્બર સાહેબ" મહાન યઝદી શકિતઓ ધરાવનાર ગેતી જગતના ફીરેશતા હતા. તેઓનું આ જગત ઉપર ઉતરવું ઘણું અસાધારણ કાર્ય માટે હતું. અને દાદાર અહુરમઝદે જમાનાઓ અગાઉથી તે વખત આવવાનો છે એવું જાણીનેજ નવ પેહડી અગાઉથી તેમને માટે બધી તૈયારીઓ કરવા માંડી હતી. આ જગત ઉપર ઇન્સાનનાં રૂપમાં એક મહાન યઝદને ઉતારવા માટે જે પવિત્રાઇ, અશોઇ અને ખાનદાનીની બારીક જાળવણી થવી જોઇએ તે સઘળી અમશાસ્પંદો મારફતે દાદાર અહુરમઝદ સાહેબે કરી રાખી હતી. "સ્પીતામ" નામના ઝરથુસ્ત્ર સાહેબના છેક દશમી પહેડીના વડવાથીજ આ બધા તૈયારીઓ ચાલેલી હોવાથી પેગામ્બર સાહેબને "ઝરથુશ્ત્ર સ્પીતમાન"ના એલકાબથી ખાસ આપણે ઓળખ્યે છીએ, તે એજ કારણને લીધે છે, કે એવણના દશ્મી પહેડીના વડવા "સ્પીતામ" થી કુદરતના સ્પીત=સફેદ અસર-રોશનીનાં મહાન કાર્યો કરવાની અને તેના મહાન ગુબારો જગતનાં કલ્યાણ અર્થે બાંધવાની ઉમદા "સફેદ" એટલે યઝત જેવી ખસલત ઝરથુસ્ત્ર સાહેબનાં રૂવેરૂવાંમાં ઉતરી આવેલી હતી. ઝરથુસ્ત્ર સાહેબના નેક પીતાજીનું નામ તો પોઉરૂશસ્પ હતું, છતાં અવસ્તામાં એવણને "સ્પીતમ ઝરથુશ્ત્ર"ના ઉંચ ઇલ્કાબી સેફાતી નામથીજ હમેશાં ઓળખવામાં આવ્યા છે. નવ પહેડી આગમચથી એવણની કુન્યત બાંધવાની શરૂ કરવામાં આવી હતી, જેથી "સ્પીતામ"ની કુન્યત વડીલોના વારસા તરીકે એવણ સાહેબમાં સંપુર્ણતામાં ઉતરી આવી હતી.

### નદીને કિનારે ઝરથુશ્ત્રના પીતાજી પોઉરૂશસ્પનું તલેસમાતીક ઘર.†

જેમ એમના વડીલોમાં અશોઇની તૈયારીઓ ચાલતી રહી હતી, તેમ એમનાં જન્મ સ્થળને માટે પણ તેવીજ તૈયારીઓ કુદરત તરફથી થઇ રહી હતી.

ઝરથુસ્ત્ર સાહેબના અશો પીતાજી "પોઉરૂશસ્પ" નાં લગ્ન "દોગદો" સાથે કુદરતને કાયદે થયાં હતાં. ઇરાન વેજમાં "દરેજી જબાર" નામની સૌથી પવિત્ર અને મોટી ગણાયલી નદીને કિનારે 'રગે' શહેરમાં પોઉરૂશસ્પનું મુબારક ઘર હતું. આ ઘર તલેસમાતીક અને કરામતથી ભરપૂર હતું એમ પહેલવી સાહિત્ય સાક્ષી આપે છે.

---

* વધુ માટે જુઓ નીકીઝે-વહેદીન વૉ૦ ૧ લું, પાનાં ૫૨૨-૫૨૪, ૫૩૩.

† વધુ માટે જુઓ નીકીઝે-વહેદીન વૉ૦ ૧ લું, પાનાં ૫૪૩-૫૫૧, ૬૬૪-૬૬૮.

હિંદુ શાસ્ત્રો પ્રમાણે જેમ ગંગા અને જમના નદી પવિત્ર મનાય છે, તેમાં સ્નાન કરતાં પાપો ધોવાય એવી શ્રદ્ધા હિંદુઓમાં છે, તેવી આ "દરેજી" નદી પવિત્ર અને યઝદી પ્રવાહોથી ભરપૂર હતી, અને ત્યાં "જબાર" નામનો યઝદી પ્રવાહો વાળો પહાડ હતો, કે જેમાંથી તે 'દરેજી' નદી નિરંતર વહેતી હતી.

## શાંત અને ખુશનુમા વાતાવરણ: પોઉરૂશસ્પની છ મુબારક ગાયો.*

આ કિનારા આગળ "જબાર" પહાડની તળેટીમાં એક તલેસમી જગ્યા હતી જ્યાં પોઉરૂશસ્પ રહેતા હતા. આ ખાસ જગ્યા ઉપર કુદરતની બલીહારી અસાધારણ આકર્ષીત હતી. અષોઇના ખોરેહનો પ્રકાશ (ઝલ્વો) ત્યાં હરહંમેશ પડતો હતો, અને આકાશી સંગીત સાથે વસંતનો બહાર પણ હરહંમેશ ચાલુ રહેતો હતો. આ જગ્યા ઉપર એક "દઝ" યાને અષોઇનાં વાતાવરણથી બાંધવામાં આવેલો કીલ્લો હતો, તેમાં આ "દરેજી" નદીના યઝદી પ્રવાહો ઉતરતા હતા. તેની આસપાસ ગૌચરણની જગ્યા હતી, અને ત્યાં પોઉરૂશસ્પ સાહેબની છ ગાયો નિરંતર ચરતી હતી. જેમ ઝરથુશ્ત્ર સાહેબનાં ઉત્તમ યઝદી કેહર્પને ઉતારવા માટે નવ પહેડી અગાઉથી કુદરતે તૈયારીઓ કરી હતી, તેમ તેમનાં ખોરાકને માટે અને તેમનાં ચીથ્ર (બીજ) ને તેશ્તર સેતારાની મારફતે ઉતારવા માટે આ છ ગાયોમાં પણ તેજ જાતની અષોઇની તૈયારીઓ કરવામાં આવી હતી. આ છ ગાયોનો ખોરાક પણ તેવોજ ચોકખો અને નિર્મળ હતો, અને આસ-પાસ ઉગાડેલાં "હોમ" નાં પવિત્ર પાંદડાંઓથી આ ગાયો ખોરાક મેળવી તર થતી હતી, અને પવિત્ર તેટલાંજ શાંત વાતાવરણમાં ઉછરતી હતી.

## ઝરથુશ્ત્ર સાહેબનાં "ચીથ્ર" અને "ફરોહર" ને આ જગત ઉપર ઉતારવાનું મહાન યઝદી કાર્ય.†

જ્યારે પેગામ્બર ઝરથુશ્ત્રને આ જગત ઉપર ઉતારવાનો વખત પાકકો થયો, દેવ–દૈત્યોનું જોર અસાધારણ હદે વધી ગયું, અષો લોકોની ઉપર દૈત્યોએ જુલમ ગુજારીને 'ખુદા' પાકની હસ્તી પણ ભૂલાવી દેવા જેવો કંગાળ વખત આણી મૂકયો, અને ધરતી માતાની સહનશકિતની હદ પણ ખુટી ગઇ, ત્યારે દાદાર અહુરમઝદે અમશાસ્પંદોને ફરમાવ્યું કે આ હોમનાં ઝાડમાં ઝરથુશ્ત્ર સાહેબનાં પવિત્ર ફરોહરને ઉતારવામાં આવે.

* વધુ માટે જુઓ નીકીઝે–વહેદીન વૉ૦ ૧ લું, પાનાં ૫૩૯, ૫૪૨, ૫૫૪.

† વધુ માટે જુઓ ની૦ વે૦ વૉ૦ ૧ લું, પાનાં, ૫૫૨–૫૫૬, ૭૩૧.

આ પ્રમાણે અમશાસ્પંદ સાહેબોએ અહુરમઝદના હોકમ મુજબ ઝરથુસ્ત્ર સાહેબનાં પ્રકાશિત ફ્રેોહરને આ હોમનાં ઝાડમાં ઉતાર્યું. આ વખતે આકાશ ઉપર આ પવિત્ર ફ્રેોહરનો પ્રકાશ થયો, અને ધરતી પણ એક અજાયબ રોશનીથી પ્રકાશિ રહી. ત્યારે અષો લોકોએ આગાહી કીધી કે હવે જગત ઉપર કોઇ મહાન પુરૂષ અવતાર લેશે.

જેમ બીજા ધર્મોમાંથી પણ એવી સાહદતો મળે છે કે અમુક પેગામ્બરોના જન્મ વેળા પૃથ્વી ઉપર અમુક જાતનો પ્રકાશ પડે છે, તેમ આપણા મહાનામી પેગામ્બર સાહેબનુ અષો ફ્રેોહર જ્યારે હોમનાં ઝાડમાં ઉતારવામાં આવ્યું ત્યારે અસાધારણ પ્રકાશ થયો હતો. આ તનનું પવિત્ર ચીથ્ર અને ફ્રેોહર બેહમન અને અર્દીબેહેસ્ત અમશાસ્પંદોએ તેશ્તર સીતારાની મારફતે વાદળોમાં દાખલ કરીને વરસાદ મારફતે પોઉરૂશસ્પનાં ધરની આસપાસ ચરતી ગાયોના ચારામાં અને પવિત્ર હોમનાં ઝાડમાં ઉતાર્યું હતું, અને તે ઘાસચારો તે અષો ગાયોના ખોરાકમાં ખાવામાં આવ્યો, અને ધર્મ સાહિત્યો પ્રમાણે તેમાં જણ્યા વગરની જે બે ગાયો હતી તેમાં દુધ પેદા થયું. એ પણ એક આગાહી હતી. માતાજી "દોગદો" એ તે દુધ દોહવ્યું, અને પિતાજી પોઉરૂશસ્પે પેલાં પ્રકાશિત હોમનો પાલો લઇને માંથ્ર અને ક્રિયાઓથી તે હોમને કુટીને રસ કાઢયો, અને બન્નેને એકરસ કરીને તે અષો જોડું આ અમૃત પીણું પી ગયાં. આપણી મહાન ક્રિયાઓમાં પણ આજ સુધી દુધ અને હોમના રસને "હોમ જીવાંમ" ને ક્રિયાઓથી એકત્ર કરીને પીવામાં આવે છે. આ પવિત્ર અને અષોઇનાં ચીથ્ર સાથનું અમૃત પીણું પીધા પછી માતા દોગદોને "હમેલ" રહ્યા.

અહીંયાં થોડા ખુલાસાની જરૂર છે કે આ જગતમાં ઇન્સાનો કે જાનવરો, જેમ હવસી સંબંધથી ઓલાદ પેદા કરી શકે છે, તેવો આ કાંઇ પેગામ્બર માટેનો હવસી સંબંધ ન હતો પણ યઝદ અમશાસ્પંદો જેમ "મીનોઇ ઇશ્ક" કે જે આપણી કલ્પનામાં ઉતરી શકે નહીં એવો છે તે ધરાવે છે, તેવા યઝદી પ્રવાહોનાઃ "મીનોઇ ઇશ્ક" થી માતા દોગદોને હમેલ રહ્યા હતા. અને તે પવિત્ર સાહેબનું ચીથ્ર–બીજ આ પ્રમાણે યઝદોને મળતી "યઝશ્ને" જેવી પવિત્ર ક્રિયાઓની મારફતે દુધ અને હોમમાં કુટીને માતાનાં પવિત્ર ઓદાનમાં ઉતારવામાં આવ્યું હતું. **ઝરથુશ્ત્ર સાહેબ સાધારણ ઇન્સાન ન હતા. તેવણ પૂરા પાકા આ જગતના યઝદ–ફીરેશ્તા હતા.** તેમના સંબંધમાં દાદાર અહુરમઝદ તરફથી આવી અદભુત ગોઠવણો અને રચનાઓ થાય તે સાધારણ અક્કલમાં પણ ઉતરી શકે એવી વાત છે.

## ઝરથુશ્ત્ર સાહેબની આમદ માટેનાં અમૃત પીણાંથી દેવ-દૈત્યોની સેનાઓમાં ભારે ગભરાટ.*

ઉપર પ્રમાણે જ્યારે માતા દોગદોએ દોહેલાં દુધમાં તે પ્રકાશિત "તનુ" ઉતર્યું, તથા પિતા પોઉરૂશસ્પે કુટેલાં હોમમાં તેને એકત્ર કરવામાં આવ્યું, ત્યારે આ મહાભારત ક્રિયાથી દેવ-દ્રુજો યાને દૈત્યોના ટોળાંઓમાં ભારે હોહોકાર મચી રહ્યો. દૈત્યોના સરદારે એક મોટી મીજલસ ભેગી કરી અને તેમાં ભારે પ્રપંચ ભર્યું ભાષણ આપ્યું કે, "ઝરથુશ્ત્રને પેદા કરવા માટે પેલો ઉંચો આત્મીક ખોરાક પોઉરૂશસ્પે તૈયાર કર્યો છે. એ રવાન જો આ ધરતી ઉપર જન્મ લેશે તો આપણો નાશ અને પાયમાલી નક્કી છે, માટે દોડો અને તે ખોરાકને બરબાદ કરી તેનો નાશ કરી નાખો." આથી તમામ દૈત્યો ભારે ગભરાટમાં પડયા, અને કોઇ પણ ભોગે ઝરથુસ્ત્ર સાહેબના જન્મને અટકાવવાના પ્રપંચો અને કાવાદાવા કરવા પાછળ આકાશ અને પાતાળ એક કરવા લાગ્યા.

પોઉરૂશસ્પનું ઘર ઉપર જણાવ્યા મુજબ એજમતી વાતાવરણથી બાંધી લીધેલા અખંડ કીલ્લાની અંદર આવેલું હોવાથી તથા ઝરથુશ્ત્ર સાહેબનાં ફરોહરની પાસબાની કુદરત તરફથી નેમાયલા ખાસ યઝદ સાહેબો કરતા હોવાથી દૈત્યોના કાવાદાવા ત્યાં બીલકુલ ફાવી શકયા નહિં.

અહીંયાં યાદ રાખવાની જરૂર છે કે તે વેળા પોઉરૂશસ્પને મદદ કરનારા તેમના કુટુંબીઓ અને ખેશીઓ જેઓને "પેશરવો" તરીકે ઓળખાવવામાં આવ્યા છે તેઓ પણ હૈયાત હતા. પરંતુ દૈત્યોનાં અતિઘણાં જોર અને કાવત્રાંઓ સામે તેઓ ફાવી શકે તેમ ન હતું. અંદરથી તેઓ પોઉરૂશસ્પના પૂરેપૂરા મદદગાર અને સલાહકાર હતા, અને ઝરથુસ્ત્રની પધરામણી માટે તેઓ અતિઘણાં ઇંતેજાર અને તલબગાર હતા.

## માતાજી દોગદોને થયલી વેદના—દૈત્યોએ તેનો ગેરલાભ લેવાના કરેલા પ્રપંચો—યઝદ સાહેબો તરફથી દક્ષીણ દીશામાં થયલી આકાશ વાણી.†

ઝરથુસ્ત્ર સાહેબનું ફરોહર અને ચીથ્ર તેમના માદર દોગદોનાં પવિત્ર ઓદાનમાં દાખલ થયું તે પહેલાં તેમનાં શરીરનું ખોરેહ ઘણું પ્રકાશિત થયું હતું. પેગામ્બરના જેવી તમામ ખાસ્યતો અને ચમત્કારીક ફેરફારો તેમની જીંદગીમાં દાખલ થયા હતા. તેમનો મુબારક ચેહરો ખોરેહના

---

* વધુ માટે જુઓ નીο વેο વૅાο ૧ લું, પાનાં ૬૨૩-૬૨૮, ૬૪૨, ૫૭૫-૫૭૬.

† વધુ માટે જુઓ નીο વેο વૅાο ૧ લું, પાનાં ૫૫૭-૫૫૯, ૫૬૫-૫૬૮, ૧૮૫, ૧૮૭.

પ્રકાશથી ઝળકતો હતો, અને આસપાસ અષોઈનુંજ વાતાવરણ બરપા થયું હતું. આ બધું હોવા છતાં ઝરથુસ્ત્ર સાહેબનું અસાધારણ તનુ એટલું બધું જોરાવર રીતે પોખાતું ગયું કે વખત જતાં દોગદો માતાનાં પેટમાં તે સમાવું મુશ્કેલ થઇ પડયું. ઝરથુસ્ત્ર સાહેબનું શરીર ખુદ ખોરેહ અને આતશી તેજવાળું હોવાથી તેનો પ્રકાશ ખમવાની તાકાત માતા દોગદોમાં હવે વખત જતાં રહી નહિં. એમને ભારે વેદનાઓ થવા લાગી. દેવ-દુજોએ પોતાની મેલી વિદ્યાઓનું જોર અજમાવવા માંડયું, અને ઝરથુસ્ત્ર સાહેબનું મોત તેમનાં માતાજીના હમેલમાંજ લાવવાના ભારેમાં ભારે પ્રયાસો કર્યા. આવાં અસાધારણ દુઃખ અને વેદના વચ્ચે પણ માતાજીએ હિંમત છોડી નહિં. છેવટે વૈદો અને હકીમોની મદદ લેવાનો વિચાર કરવામાં આવ્યો. દૈત્યોએ પોઉરૂશસ્પને વશ કરવાની કોશેશ કીધી, અને આ વેદના દુર કરવા માટેની દવાઓ આપવાનું જણાવ્યું. પોઉરૂશસ્પ પણ આ વેદના જોઇને અકળાટમાં પડેલા હોય તેમ દેખાવ કરી દૈત્યોની સલાહ પ્રમાણે કરવા તૈયાર થયા, કે જેથી દેવોની આખી ફુન જાણી લઇને તેને છુપી રીતે પોતેજ ઉંધી વાળી શકે. જાદુગરોએ આ તકનો લાભ લઇ ઝેરી પદાર્થ આપીને બાળ-ઝરથુસ્ત્ર સાથે દોગદોને પણ મારી નાખવાનું નક્કી કર્યું. પણ જ્યાં યઝદ સાહેબોની પાસબાની હતી ત્યાં આ અષો માતા-પૂત્રનો બાલ કોણ વાંકો કરી શકે?

હજી તો આ જાદુગરોના ઉપાયો દોગદો અને પોઉરૂશસ્પની જાણમાં આવ્યા તેટલાં તો દક્ષીણ દીશાએથી (દાદારે ગેહાન તરફથી) યઝદ સાહેબોએ આકાશ વાણી કીધી અને આ ભયંકર કાવત્રાંને નાબુદ કરવાની આ જોડાંને તદબીર બતાવી. યઝદ સાહેબોએ તેઓને કહ્યું કે "હે કન્યા! જો તારે ઉપાયોજ કરવા હોય તો અમારી તરફ આવ. આ હકીમના વેશમાં જાદુગરો છે તે જાદુગરો તરફ ના જા, કારણ કે તેઓ જેબી કાંઇ કરશે તેમાં ભયંકર ખાનાખરાબી સમાયલી છે. તારા બેઉ હાથો પાક કર. તે પાવ હાથોથી સુક્કાં લાકડાં લાવ અને તારાં બાળકની સલામતી ખાતર આતશ સળગાવ અને ગાયનાં ઘીમાં 'ગવ'નો સેરવો બનાવીને તે તું પી જા."

યઝદ સાહેબોની ઉપલી આકાશ વાણી પ્રમાણે દોગદોએ કીધું અને તેમની વેદના નાબુદ થઇ.

આ ઉપર જણાવેલા "ગવના સેરવા" ને કેટલાકો સાધારણ ગોસ્તના સેરવા તરીકે ઓળખાવે છે, પણ 'ગવ' તો એક જાતનું નુર છે જે રૂવાનમાં પડેલું હોય છે યા ખીલવવાનું હોય છે. કુદરતની ભલી બહમનની

પેદાયશોમાં તે એક જીવીને જીવાડવાનો ઉમદા ગુણ છે, એ 'પસુ-પચ' ની આવી ભેદી ક્રીયાથી રૂવાનના બધા છુટા પડેલા અંશોને એક કરવાની ખએત્વદથીની ક્રીયા કરીને દોગદોએ પોતીકાં રૂવાનનાં બળને બહુજ વધારી દીધું હતું, જેથી નેક પુત્ર જરથુસ્ત્રના રવાનનો ભારે પ્રકાશ તેઓ ખમવા શકતીવાન થયાં હતાં. બાકી, યઝદી શકિત ધરાવનાર નુરમંદ પેગામ્બરને માટે અમશાસ્પંદો ગોસ્ત*નો સાધારણ સેરવો ફરમાવે એ સાધારણ અક્કલમાં પણ નહિ ઉતરે તેવી વાત છે.

આખર કરેને માતા દોગદો કુદરતની બક્ષેશ પામેલાં છતાં એક ઇન્સાન હતાં, જયારે તેમનાં પેટમાંના પૂત્ર ઝરથુસ્ત્ર સાહેબ ઇન્સાનના લેબાસમાં યઝદ હતા. એવા એક મહાન યઝદનાં શરીરનું આતશી તેજ દોગદો જેવાં ઇન્સાન ન ખમી શકે એ સ્વભાવિક હતું; અને તેથી યઝદ સાહેબોએ આકાશ વાણીથી અમુક જાતનું ગવ નામનું મીનોઇ ઔષધ ફરમાવ્યું, જેનાથી તેમનાં પેટમાંનો ભાર અને વેદના ઓછાં થયાં.

## કુદરતની પેદાયશોમાં ફેલાયલી ખુશાલી.†

પેગામ્બર ઝરથુસ્ત્રના જન્મનો દિવસ નઝદીક આવતો ગયો તેમ તેમ જગતની ભલી પેદાયશોમાં ખુશાલી-આનંદનું વાતાવરણ અને વસંતની બલીહારી વધતાં ગયાં. ખુદાને માનનારા યઝદાં-પરસ્તોને બહુ ધીરજ આવતી ગઇ. જયાં જુઓ ત્યાં અવસ્તાનો ભેદી અને અલંકારી એકજ નાદ સંભળાતો હતો કે "**ઉશ્તા નો ઝાતો આથ્રવ યો સ્પીતામો ઝરથુશ્ત્ર.**"

ગોયા આકાશવાણીમાં કુદરતની ભલી પેદાયશો ગાતી હતી કે "નીસ્તીને ગોયા હસ્તીમાં ફેરવનાર, જગતના અંધકારને રોશનીમાં ફેરવનાર, યઝદી તન સાથના અય પવિત્ર આથ્રવન ઝરથુસ્ત્ર ! સ્પીતામના ખાનદાનથી તમે ભલે પધાર્યા; હવે અમને ઉશ્તા=અમર સુખના પ્રવાહો હાંસલ થશેજ."

**આ શબ્દો, આ નાદ, આજે પણ અવસ્તાની મારફતે કુદરતની ભલી પેદાયશોમાં ગુંથાયલો જોડાયલો છે.**

## ઝરથુશ્ત્ર સાહેબના જન્મની ત્રણ દિવસ અગાઉ સુર્યની રોશની રાત દિન ચાલુ રહી હતી.‡

ઝરથુશ્ત્ર સાહેબના જન્મનો દિવસ નઝદીક આવ્યો તેની ત્રણ દિવસ અગાઉ કુદરતે એક આગાહી રૂપ મોજેજો-ચમત્કાર—આ જગત ઉપર

---

* 'ગોશ્ત' શબ્દ 'ગવેશ્ત' છે એટલે કે ઉત્તમમાં ઉત્તમ સંપુર્ણ ગવ (નુર) મેળવવી એમ અર્થ થાય છે.

† વધુ માટે જુઓ નીo વેo વૉo ૧ લું, પાનાં ૩૨૭, ૫૬૯-૫૭૧.

‡ વધુ માટે જુઓ નીo વેo વૉo ૧ લું, પાનાં ૨૪૯, ૫૫૯, ૫૭૧.

બતાવ્યો હતો કે ત્રણ દિવસ ને રાત, સુર્યની રોશની શહેરમાં એકસરખી રીતે ફેલાઇ રહી હતી. રાતનો અંધકાર બીલકુલ દેખાયો ન હતો. આ ચમત્કારથી કુદરતી રીતે દૈત્યો અને દ્રુજો ભારે ગભરાતમાં પડયા હતા, અને તેઓએ અજ્ઞાન લોકોને ઉશ્કેરી મૂકયા હતા, કે ઝરથુસ્ત્ર જન્મ પામનાર છે તે એક મોટો જાદુગર છે, અને તેનાથી આ શહેરોનો તમામ નાશ થશે, તેની આગાહી આકાશ મારફતે થઇ રહી છે. આથી અજ્ઞાન લોકો નાસભાગમાં પડયાં, અને શહેર છોડીને ચાલી જવા નીકળ્યાં. આ રીતે ત્રણ દિવસ અને રાત અનેક ગુચવણોમાં પૂરી થયા પછી, જગતના આ સૌથી મહાન તારણહાર અષો ઝરથુશ્ત્ર સાહેબનો મુબારક જન્મ પોઉરૂશસ્પનાં ઘરમાં થયો.

અવસ્તા અને સાહિત્યો કહે છે કે ઝરથુશ્ત્ર સાહેબના જન્મ વેળા, ઉંચ આકાશી ભૂવનો ઉપર યઝદ અમશાસ્પંદ સાહેઓ મીથ્ર-માંથ્ર અને યસ્નથી યઝશ્નેની ક્રિયાઓ કરતા હતા, અને તેના પ્રતાપે, આ જગત ઉપર ભલાં અષોઇનાં બીયાં (અષ-ચીથ્ર, વહ-ચીથ્ર) નો વરસાદ વરસ્યો હતો.

## ઝરથુશ્ત્ર સાહેબ જન્મ વેળા હસ્યા હતા. તેનું કારણ? સાધારણ ઇન્સાનને રડવાનું કારણ?*

સાધારણ ઇન્સાન હમેશાં જન્મ વેળા રડે છે, જયારે ઝરથુસ્ત્ર સાહેબ જન્મ વેળા હસ્યા હતા. આ એક અસાધારણ બનાવ જાણીતો છે. હસવાનું કારણ એજ હતું કે એમની પધરામણીથી દૈત્યો અને જાદુગરો ભારે ગભરાટમાં પડીને અનેક પ્રકારના કાવાદાવાઓ અને મેલી વિદ્યાઓ અજમાવવા મથી રહ્યા હતા; પણ એમના બચાવ માટે યઝદ સાહેઓ દાદાર અહુરમઝદ સાથે એકતાન થઇને યઝશ્નેની મહાન ક્રિયાઓ કરી રહ્યા હતા. આ બધું ઝરથુસ્ત્ર સાહેબ પોતાની મીનોઇ નજરે જોઇ રહ્યા હતા. દરેક બાળકની જન્મ વેળા "મીનોઇ ચશ્મ" તો ખુલ્લીજ હોય છે, અને તે પોતાની આસપાસ આ જગતમાં ખાકી ઇન્સાનો કોણ છે, અને શું કરે છે, તે જાણતું નથી, પણ પોતાની આસપાસ જે ભેદી અને ગેબી અદ્રષ્ય શકિતઓ કાર્ય કરે છે, તેઓને તો તે બાળક પોતાની નિર્દોષ નજરે જોઇ શકે છે. અને આ જગતના કાવાદાવા અને પ્રપંચોનું વાતાવરણ તેની આસપાસ ફરી વળે છે, ત્યારે સાધારણ રીતે તે હમેશાં રડે છે કે "આવાં જગતમાં રહીને હું ઉપરથી જે આશાઓ બાંધીને ઉતર્યો છું તે કેમ સફળ થશે! અને મારી ફરજો હું કેમ પૂરી કરી શકીશ!" આવા

* વધુ માટે જુઓ નીં૦ વે૦ વૉ૦ ૧ લું, પાનાં ૩૨૫, ૫૭૩-૫૭૪.

વિચારથી તે ઘેરાઇ જાય છે અને તેને રડવું આવે છે. જયારે ઝરથુશ્ત્ર સાહેબ તો જગતના એવાં અનેક પ્રપંચો અને કાવાદાવાનાં વાતાવરણો છતાં હસ્યા હતા કે "યઝદ સાહેબોની મને પાસબાની છે, તેથી હું આ જગત પ્રત્યેની મારી તમામ ફરજો બજાવી શકીશ." બીજાં બાળકોને આ જગતની મોહમાયા પોતા તરફ ખેંચીને ગભરાવી મારે છે, તેમ ઝરથુશ્ત્ર સાહેબ જગતની મોહમાયામાં ખેંચાયા ન હતા. તેમને આ જગતની કોઇ પણ પ્રકારની ઇચ્છા વાસના ઘેરી શકી નહિ, અને તેથી તેવણને ગમ કરીને રડવાનું કાંઇ કારણ રહ્યું નહિ; તેથી ઉલટું દાદાર અહુરમઝદનાં દર્શન, અને યઝદ સાહેબોની રખેવાલીથી તેવણનું જીગર ખુશનુદ અને ખુશાલ શાદમાન બન્યુ, જેથી તેવણ સાહેબ જન્મ વખતે હસ્યા.

સાધારણ રીતે ઇન્સાન જયારે મરણ પામે છે ત્યારે તેણે આખી જીંદગીમાં કીધેલાં પાપનાં કે પુણ્યનાં કર્મો તેની આસપાસ ફરી વળે છે. અને સીનેમાનાં રૂપમાં તે પોતાની આખી હાલત જોઇ શકે છે. તેમ, દરેક ઇન્સાન જન્મ વખતે પણ પોતાનાં આગલા જન્મોનાં શું શું કર્મો આ જગત ઉપર ભોગવવાનાં છે અને લેણદેણ પુરૂં કરવાનું છે તે—બાળ નજરે—જોઇ શકે છે. જયારે તે આ જગતને મુશ્કેલી અને મુંઝવણોથી ભરેલી, કાવાદાવા, છળકપટ અને અસત્યથી ભરપૂર, પુષ્કળ કષ્ટવાળી, જોય છે, કે જેની ચુંગાલમાંથી છટકવાનો તેને કોઇ ઉપાય દેખાતો નથી, ત્યારે તે રડે છે, જયારે ઝરથુશ્ત્ર સાહેબને તો આ જગતમાં પોતાનાં કોઇ પણ આગલાં કર્મનો ભોગવટો કરવાનો હતોજ નહિં, પોતાનાં આગલા ભવોનું કોઇ પણ જાતનું લેણદેણ ચુકવવાનું હતુંજ નહિં, એટલે કુદરતી રીતે તેવણનું મોહડું સદા હસતું અને ખુશાલ રહ્યું. **તેવણને તો ફકત દાદાર અહુરમઝદ તરફથી એક યઝદ તરીકેનું જે કાર્ય સોંપવામાં આવ્યું હતું, તે દ્રઢતા અને સંપૂર્ણતાથી બજાવવાનું હતું, એટલે યઝદને માટે રડવાપણું હોયજ શેનું ?**

## જન્મ વેળા ઝરથુશ્ત્ર સાહેબે મોઢેથી ઉચ્ચારેલા અવસ્તા શબ્દો, અને તેનો મળેલો ગેબી જવાબ.*

જેમ ઝરથુશ્ત્ર સાહેબનો જન્મ વેળા હસવાનો બનાવ જાણીતો છે, તેમ હસતે મોઢે અવસ્તાના પવિત્ર કલામો ભણવાનો બનાવ પણ અગત્યનો છે.

જન્મ વેળા એવણ સાહેબ "**યથા અહૂ વઇર્યો ઝઓતા ફ્રા મે મ્રૂતે**" એ શબ્દો ભણ્યા હતા. એનો ખુલાસો અને કારણ આ છે, કે

* વધુ માટે જુઓ **ની૦ વે૦ વૉ૦ ૧ લું**, પાના ૨૪૯, ૨૫૦, ૫૭૦.

યઝદ અમશાસ્પંદ સાહેબો એમનાં મહાન મીશનમાં મદદ કરવા માટે દાદાર અહુરમઝદ સાથે એકતાન થઇને યઝસ્નેની પવિત્ર ક્રિયા કરતા હતા, તે ક્રિયા મારફતે જન્મતાંની સાથેજ ઝરથુસ્ત્ર સાહેબે દાદાર અહુરમઝદ સાથે સવાલ જવાબ કર્યો કે "**જેવી અહૂની ઇચ્છા છે તે અને તેની દુવા તું એ જોતી—અહુરા—મને ખુલંદીથી આપ.**" આ માંથ્રનો તુરતજ ગેબી જવાબ મળ્યો કે "**અથા રતુશ અષાત ચીત્ હચ**" યાને '**મારો હુકમ મારી માઝદયસ્ની દીન તું જાહેર કર. તે જાહેર કરવાની તારી ફરજ યાદ રાખ. તું અષો અને વિદ્વાન છે, તેથી તારે તે જાહેર કરવીજ જોઇએ.**" આવા પવિત્ર કલામોથી ઝરથુસ્ત્ર સાહેબ ખુશી થઇને હસ્યા હતા.

બીજી બાજુ, ઝરથુસ્ત્ર સાહેબના જન્મની સાથેજ તેમને મોઢેથી "**યથા**"ની એજમતી તીરંગ નીકળી અને "**અહુરમઝદની ઇચ્છા પ્રમાણે થાય**" એવું જગતમાં જાહેર થઇ ગયું, જેથી આ "**યથા**"ના પવિત્ર કલામો અંગ્રમેન્યુશની છાવણીમાં તીરની માફક લાગ્યા, અને તેઓ વધારે અકળાટમાં પડી ગયા. દેવો (દૈત્યો) ના સરદારે ઘણાજ ગુસ્સા અને ગંભીરતાથી પોતાની સેનાને હુકમ કર્યો, કે આપણાં સઘળાં બળ સાથે ઝરથુસ્ત્ર તરફ હલ્લો લઇ જવો, અને તેમાં જો તમે નિષ્ફળ નીવડશો તો "**યથા**"ના આ એજમતી તીરોથી આપણી તમામ આલ–ઓલાદ નાશ પામશે. આથી દેવો (દૈત્યો) પૂરતાં જોર સાથે હુમલો લઇ ગયા, પણ યઝદ સાહેબોએ અવસ્તા કલામોથી તે હલ્લાને દાબી દીધો.

**દૈત્યોના કાવાદાવા "દુરાસ્રુબ" જાદુગરના ફેરવાયલા હાથો.**

ઉપર કહ્યું છે તેમ દેવો (દૈત્યો) જ્યારે સામટા હુમલાથી પણ શીકસ્ત પામ્યા, ત્યારે તેઓએ ઝરથુસ્ત્ર સાહેબને મારી નાખવા માટે અનેક જાતની બીજી તદબીરો વાપરી.

"**દુરાસ્રુબ**" નામે એક મોટો જાદુગર હતો, જે મેલી વિદ્યામાં અને સેતાનનાં કાર્યો કરવામાં પ્રવિણ હતો. ઘણી બુરી કરામતો તે કરી શકતો હતો, અને કાવાદાવાનો પહેલા નંબરનો સરદાર હતો. તેણે પિતા પોરૂશસ્પને હાથમાં લીધા. તેવણને ખુબ ભમાવીને પોતે તેવણનો ઘણો ખેરખાહ અને જાની મિત્ર હોય તેવો ઢોંગ કરીને તે ઝરથુસ્ત્ર સાહેબને જોવા અને તેવણને આશીરવાદ આપવાને બહાને તેવણને ઘરે ગયો. તેનો મુળ કપટી હેતુ એજ હતો કે ઝરથુસ્ત્ર સાહેબને પોતાના ખોળામાં લઇને તેવણ સાહેબનું માથું કચડી નાખવું. પણ ઝરથુસ્ત્ર સાહેબનું ખોરેહ એટલું તો તેજસ્વી હતું કે બુરો દેવ (દૈત્ય) તેવણને અડકી પણ શકે

તેમ ન હતું. દુરાસ્રુએ પોઉરૂશસ્પને ઘરે જઇ તે બાળક ઝરથુશ્ત્રને જોવા મગંયું, અને તેમની દ્રષ્ટી પડતાંજ આ બુરા જાદુગરના બન્ને હાથો એવી રીતે પાછળ ફરી ગયા કે તે આખી જીંદગી સુધી પોતાના હાથો વડે ખોરાક કે પાણી લઇ શકયો નહિં. કહે છે કે ત્યાર પછીથી તે બુરો દેવ (દેવ) હમેશાં ઢોર જાનવરોની માફકજ ખોરાક પાણી લઇ શકતો હતો. મતલબ કે બુરાઇ ઝરથુશ્ત્ર સાહેબની પહેલી નજરથીજ તેવણના દાબમાં આવતી ગઇ.

## દૈત્યોએ બીછાવેલી પ્રપંચની જાળો, તેને તોડવા માટે પોઉરૂશસ્પે શું કર્યું ?*

આ પ્રમાણે દુરાસ્રુબ તદન અશકત થઇ પડવાથી કુદરતી રીતે ભારે ક્રોધાયમાન થયો, તેણે બીજા મોટા દૈત્યોને સાથે મેળવ્યા, અને તેઓ આગળ પોતાની હકીકતો રજુ કરી દુરાસ્રુએ તેઓને કહ્યું કે "ઝરથુશ્ત્રની શકિત એટલી બધી બળવાન છે કે તે જરૂર આપણી તમામ સેનાઓ (લશ્કરો) અને સંસ્થાઓનો નાશ કરશે. તેનું ખોરેહનું તેજ શરીરથી તે છેક સુર્ય સુધી પૂગેલું છે. આવા શખ્સનો નાશ કરવાની આપણામાં તાકાત નથી તે છતાં હું બીજી બીજી યોજનાઓ ઘડી રહ્યો છું, અને તેમાં તમે મદદ કરજો. આપણાં કોઇબી હથ્યારો એની ઉપર અસર કરી શકવાનાં નથી માટે આપણે હવે જુદીજ રીતે કામ લેવાની જરૂર છે."

આ પ્રમાણે ગોઠવણો કરીને દુરાસ્રુએ એક યોજના ઘડી કાઢી; અને તેને અમલમાં મુકવા પહેલાં—યઝદ સાહેબોની પ્રેરણાથી—પોઉરૂશસ્પને પણ બધી ખબરો પડી ગઇ હતી. કેમ કામ લેવું તે માટે માત-પિતાએ નક્કી કરી રાખ્યું હતું. તેઓને અચળ શ્રદ્ધા હતી કે દેવોના-દૈત્યોના ગમે તેવા કાવાદાવામાં આપણે ઝરથુશ્ત્રને મૂકીશું, તો પણ તેમનો ગેબી બચાવ થવાનોજ છે. દુરાસરૂએ પોતાના કાવાદાવા પોઉરૂશસ્પ ઉપર પ્રથમ અજમાવ્યા, તેમની ઉપર પોતાની મેલી વિદ્યાઓ પૂર જોશ સાથે વાપરી અને તેમને વશીકરણથી વશ કરવાની કોશેશ કીધી. આ વખતે પોઉરૂશસ્પ પણ લાચાર બની ગયા હોય તેમજ દેખાવ કર્યો, કેમકે દૈત્યોનાં અસાધારણ જોર સામે બળત્વારીથી લડવાની તેમનામાં શકિત ન હતી. આથી તેમણે દૈત્યોના ટોળામાં ભેળાઇનેજ તેઓના પ્રપંચોને જાણી લઇને તોડવાનો વિચાર કર્યો હતો. તેથી પોઉરૂશસ્પે તે જાદુગરના હાથમાં પૂરેપૂરા રમી

---

* વધુ માટે જુઓ નીં૦ વે૦ વૉ૦ ૧ લું, પાના ૨૬૨-૨૬૫, ૫૭૫-૫૮૪.

ગયા હોય તેવો દેખાવ કર્યો. આ તેમની તાળતલાવટભરી રીતો કુદરતને કાયદે જુદી પડતી હતી, તો પણ "જ્યાં રથેસ્તારી ફાવી શકે તેમ ન હોય ત્યાં વાસ્રીયોશી કરવી જોઇએ," (જ્યાં બળ ન ફાવે ત્યાં કળ-કુનેહ વાપરવી જોઇએ,) એ નિયમ મુજબ તેમને માટે કપટી પ્રપંચોની સામે નિર્દોષ કળ-તાળ (Tact) વાપરવા સિવાય બીજો કોઇ ઉપાય ન હતો.

## ઝરથુશ્ત્ર સાહેબને મારી નાખવા દૈત્યોએ આતશની ચેહ બનાવી, જે બળતું લઇ શકીજ નહિં.*

ઉપર પ્રમાણે દુરાસુબે પોઉરૂશસ્પને હાથમાં આવેલા માની લઇને તેમના કાનો ખુબ ભંભેરવા માંડયા, કે "આ તારે ત્યાં જન્મેલું બાળક પૂરેપૂરૂં જાદુગર છે, એવું હું મારા ઇલમના જોરે જોઇ શકું છું. એ જગતમાં બહુ નાશકારક નિવડશે અને તારાં કુટુંબ તથા ખાનદાનની પાયમાલી કરશે. માટે કોઇબી ભોગે એને મારી નાખવું જોઇએ." પોઉરૂશસ્પે તે જાદુગરની આ વાતો સાથે જાણે એકમત થયા હોય તેવો ગંભીર દેખાવ કર્યો; અને કઇ રીતે આ બાળકને મારી નાખવું તે પૂછ્યું. દુરાસુબે એક રસ્તો બતાવ્યો કે "લાકડાંની એક મોટી ચેહ બનાવ, તેમાં આ બાળકને મુક, અને પછી તે ચેહને સળગાવી દે." આ ઉપાય અજમાવવાનું પોઉરૂશસ્પે કબુલ કર્યું. તેઓ ઘરે ગયા. યઝદ સાહેબોની મદદથી પવીત્ર નીરંગના જોરે લાકડાંની મોટી ચેહ ખડકી. પોઉરૂશસ્પે તે લાકડાં મિથ્ર અને માંથ્રની અસરો સાથે એવી રીતે ગોઠવ્યાં હતાં, કે ગમે તેવી કોશીષ છતાં કોઇ પણ રીતે સળગેજ નહિં. તે ચેહમાં બાળક ઝરથુસ્ત્રને સુવડાવ્યા અને 'દુરાસુબ'ની હાજરીમાં તે ચેહ સળગાવવાની સઘળાઓએ કોશીષ કરી; પણ ગમે તેટલાં ફાંફાં મારવા છતાં તે લાકડાં ગમે તેવી રીતે પણ સળગી શકયાંજ નહિં. દુરાસુબે તે સળગાવવા પોતાની જાદુઇનાં મંત્રો પણ વાપરી જોયાં; પણ તે લાકડાં બીલકુલ બળતું લઇ શકયાંજ નહિં. આ રીતે બનવાથી દુરાસુબના અફસોસનો પાર રહ્યો નહિં. તે સાથે પોઉરૂશસ્પે પણ તેવોજ દીલગીરી અને અફસોસનો ભાગ ભજવ્યો, કેમકે જો દેવો (દૈત્યો) આગળ તેવણ ઝરથુસ્ત્રના દુશ્મન તરીકે પોતાને નહિં ઓળખાવે તો તેઓ પોઉરૂશસ્પને અલગ રાખીને છુપા કાવાદાવા કરે, અને તેથી પોઉરૂશસ્પને ઝરથુસ્ત્ર સાહેબના બચાવ માટે શું કરવું તેની આગમચથી ખબર ન પડે.

હવે યઝતોની પ્રેરણાથી પેગામ્બર સાહેબના માતાજી તે જગાએ પુગી ગયાં અને બાળ ઝરથુસ્ત્રને પોતાની જમણી કેડપર લઇને ઘોરી સળંગ રસ્તે સહિસલામત ઉપાડી લઇ ગયાં.

---

* વધુ માટે જુઓ નીᴑ વેᴑ વૉᴑ ૧ લું, પાના ૫૭૯.

## બાળક ઝરથુશ્ત્રનો ઘોડાનાં ટોળાંમાંથી થયલો બચાવ.*

હવે દૈત્યો અને જાદુગરો બીજા કેવા ઉપાયો અને કાવાદાવા અજમાવે છે તે જાણી લેવા માટે પોઉરૂશસ્પ ફરીથી દુરાસુબ આગળ ઝરથુશ્ત્રના દુશ્મનનો ભાગ ભજવતા ગયા. તેમણે અફસોસ કરવાના દેખાવો કરીને કહ્યું : "આતશની ચેહ પણ સળગી નથી અને ઝરથુસ્ત્ર જીવતા રહ્યા છે. હવે એને મારી નાખવા માટે બીજો શું ઉપાય કરવો !" દુરાસુબે અગાઉથી રચી રાખેલો પોતાનો બીજો પ્લાન પોઉરૂશસ્પ આગળ જાહેર કર્યો. તેણે જણાવ્યું કે "પાણીથી ભરેલી એક ઉંડી ખાહી અમૂક ઠેકાણે છે, તેનાં મુખ આગળ ઝરથુસ્ત્રને મૂકી દે, અને ત્યાંથી ઘોડાઓનાં ટોળાંને દોડાવી લઇ જા, કે ઝરથુસ્ત્ર કચડાઇ જશે અથવા પેલી પાણીની ખાહીમાં ગુંગળાઇ જશે." પોઉરૂશસ્પે તે પ્રમાણે કરવા કબુલ્યું. દેવોની નજરમાં તો પોઉરૂશસ્પે આ કામ પોતે થઇને કરવાનું હતું, પણ તેમાંથી ઝરથુસ્ત્રનો બચાવ કરવા માટે પણ બીજી બાજુ પોતાને માથે જવાબદારી હતી તેનું તેમને ભાન હતું. તેઓએ જેમ—લાકડાં નહિં સળગે તેવી—હીકમત વાપડી હતી, તેમ ઘોડાનાં ટોળાં માટે પણ અગાઉથી બચાવ થાય એવો બંદોબસ્ત રાખ્યો હતો.

મુકરર કીધેલા વખતે બાળક ઝરથુસ્ત્રને તે ખાહીનાં મુખ આગળ સુવાડવામાં આવ્યા, અને તે સાંકડા રસ્તા ઉપરથી કેળવેલા ઘોડાઓનાં ટોળાંને હંકારી જવામાં આવ્યું. આ વખતે પણ દૈત્યોની હાજરીમાં એવો ચમત્કાર થયો કે ઘોડાઓમાંથી એક ઘણો કદાવર ઘોડો આગળ દોડયો, અને બાળક ઝરથુસ્ત્રને પોતાના ચાર પગોની વચ્ચે ઘેરી લઇને મજબુતીથી ઉભો રહ્યો, અને બીજા ઘોડાઓ તેની આસપાસથી બહાર નીકળી ગયા. આ રીતે એક ઘોડાએજ બાળક ઝરથુસ્ત્રનું રક્ષણ કર્યું અને તેમનો બાલ પણ વાંકો થયો નહિં. આ ઘોડા માટે કહે છે કે તે **મજબુત ખરીવાળો** અને **પીળા કાનવાળો** હતો; જેમાં તેની બુઝોર્ગી અને બુદ્ધિ વાપરવાની શકિત સમાયલાં હતાં.

ઝરથુસ્ત્રના અષો માતાજી દોગદો તેમને આતશની ચેહમાંથી પણ ઉઠાવીને જેમ છાતીએ ચાંપીને લઇ ગયાં હતાં, તેમ આ ઘોડાઓનાં ટોળાંમાંથી થયલા બચાવ પછી પણ તેવાજ મગરૂર અને ઉમળકાનાં જીગરે આ અષો પુત્રને પોતાની જમણી કેડ પર ઉપાડી લઇ ગયાં હતાં, જેના ઇસારાઓ પહેલવી સાહિત્યોમાંથી મળી શકે છે, તેમાં ભરમ સમાયલો છે.

---

* વધુ માટે જુઓ **ની૰ વે૰ વૉ૰ ૧ લું**, પાનાં, ૫૭૯–૫૮૦.

## બળદોનાં ટોળાંમાંથી થયલો ગેબી બચાવ.*

ઉપર પ્રમાણે ઝરથુસ્ત્ર સાહેબનો ઘોડાઓનાં ટોળાંમાંથી ગેબી બચાવ થયો હતો. ત્યાર પછી 'દુરાસ્રુબ'ની ખાહેશથી પોઉરૂશસ્પે તેમને બળદોનાં એક મોટાં ટોળાંમાં પણ મૂકયા હતા, જેમાંથી પણ ઉપર પ્રમાણેજ તેમનો ગેબી બચાવ થયો હતો.

## વિક્રાળ વરૂઓની ગુફામાં બાળક ઝરથુશ્ત્રનો થયલો ગેબી બચાવ.†

આ રીતે બધી કોશીષો નિષ્ફળ ગયલી જોઇને દુરાસ્રુબના અફ્સોસનો પાર રહ્યો નહિં. તે રાત દિવસ મોટી ફીકર ચિંતામાંજ ગુંટાઇ રહ્યો. તેણે એક વધુ હીકમત શોધી કાઢી અને પોઉરૂશસ્પને તે પ્રમાણે કરવા જણાવ્યું. તેણે વિક્રાળ વરૂઓની એક ગુફા શોધી કાઢી, અને પોઉરૂશસ્પને કહ્યું કે આ ગુફામાં બચ્ચાંવાળી વરૂ માતા છે તેનાં બધાં બચ્ચાંને મારી નાખ, અને તેની જગ્યાએ ઝરથુશ્ત્રને મૂકી આવ, જેથી તે વરૂની માતા પોતાનાં બચ્ચાંઓને મારી નાખેલાં જોઇને ઝરથુસ્ત્રને તુરતજ ફાડી ખાશે. આવાં વિક્રાળ પ્રાણીથી ઝરથુશ્ત્રનો બચાવ કરવાનું કામ પોઉરૂશસ્પ માટે ભારે મુશ્કીલ હતું; તો પણ યઝદ અમશાસ્પંદોની મદદ મેળવીને તેમણે ઝરથુશ્ત્રને તે વરૂની ગુફામાં મૂકયા. આ વખતે એક ભલું ગોસ્પંદ—ઘેટાંની માતા,—ત્યાં જઇ પૂગી, અને તેણે આખી રાત ઝરથુશ્ત્રનો બચાવ કર્યો અને તેવણુને દુધ પાયું. યઝદ અમશાસ્પંદોની ત્યાં રાહબરી હતી, અને પેલી વરૂની માતા તે ગુફામાં દાખલ થઇ કે તુરતજ તે મરેલાં બચ્ચાંઓને તેનું મોઢું લાગતાં તે સઘળાં તેણીનાં મોઢાંની આસપાસ વળગી ગયાં. આ રીતે ઝરથુસ્ત્ર સાહેબનો અહીંયાં પણ ચમત્કારીક બચાવ થયો. યઝદ સાહેબોની પ્રેરણાથી ઝરથુસ્ત્રનાં માતાજી તે ગુફા આગળ દોડી ગયાં, અને બચાવ પામેલા ઝરથુસ્ત્રને પોતાની જમણી કેડ ઉપર મારીને ઝડપથી ઘરે લાવ્યાં. આ વખતે તેમણે જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે હજી પણ અવસ્તામાં જળવાયલા છે કે:—"મારા પ્યારા પૂત્ર! હવે હું તને કહિ પણ છુટો મૂકીશ નહિં. કદાવર પહેલવાનો રાગ અને નવદર સાથે મળીને આવે તો પણ નહિં." પછી તેણીએ તે પાસબાની કરનારાં ભલાં ગોસ્પંદનો પણ આભાર માન્યો, કે "પેલું વરૂ જેટલું મારા પૂત્ર તરફ ભલું છે તેટલું તું મારી તરફ ભલું થયું છે."[1]

---

* વધુ માટે જુઓ **ની૦ વે૦ વૉ૦ ૧ લું**, પાનાં ૫૭૭–૫૭૮.

† વધુ માટે જુઓ **ની૦ વે૦ વૉ૦ ૧ લું**, પાનાં ૫૮૦–૫૮૧.

૧ ઉપર જે દ્રેજી–જબાર, છ ગાયો, તેમજ ગવ–બસરીયાં માટે ઇશારો કર્યો છે તે ઉંડા ગુપ્ત રહસ્યો ધરાવે છે, જે માટેની ખરી સમજણ લેવા

(ફુટનોટ માટે જુઓ પાનું ૧૬ મું.)

## ઝરથુશ્ત્ર સાહેબની શરૂઆતની જુવાની—દેત્યોનું નબળું પડેલું જોર—ઝરથુશ્ત્ર સાહેબની હિંમત, બુદ્ધિબળ અને શકિત.*

ઝરથુશ્ત્ર સાહેબના આવા ચમત્કારીક બચાવોથી દૈત્યો (દેવો†) નાં સૈન્યોમાં ભારે તરખાત મચી રહ્યો. તેઓ હવે ઢીલા થતા ચાલ્યા, તેઓમાં અંદર અંદરના ઝઘડાઓ ઉત્પન્ન થયા, અને તેઓનું જોર જેટલું બળવાન બન્યું હતું તેટલું હવે ધીમે ધીમે નબળું પડતું ચાલ્યું. તે છતાં દૈત્યોના સરદારો તો પોતાનાં કાવાદાવા અને કાવત્રાંઓ ચાલુજ રાખતા રહ્યા. તેમ બીજી બાજુ ઝરથુસ્ત્રની ઉમર વધતી ચાલી અને તેમનું ખોરેહ પણ તેજસ્વી બનતું ચાલ્યું. બચપણથીજ તેમની હિંમત, હુશ્યારી અને હીકમતો ભારે આશ્ચર્ય પમાડે એવાં હતાં. દેત્યોનાં ટોળાંમાં તેવણ હિંમતથી ઘુસી જતા, ઘણી નમ્રતાથી અને શબ્દબાણોથી તેઓને સમજાવીને પોતા તરફ ખેંચવાની કોશીષ કરતા. અહુરમઝદની હસ્તી જે દૈત્યો ભૂલી ગયા હતા અને પોતેજ ખુદા થઇ બેઠા હતા, તેઓને અહુરમઝદની હસ્તીનું ભાન કરાવવાની કોશીષો કરવા લાગ્યા. શહેરનાં અજ્ઞાન લોકો જેઓ દૈત્યો અને જાદુગરોનાં ફાંદામાં ફસીને સેતાનને ખુદા તરીકે માની બેઠાં હતાં, તેઓ પણ હવે ધીમે ધીમે ઝરથુસ્ત્રનાં પ્રતાપિ ખોરેહથી આકર્ષાઇને તેઓ તરફ ખેંચાવા લાગ્યાં. હવે લોકો સેતાનની વાતો સાંભળવાની છોડીને અહુર-મઝદની વાતો સાંભળવા લાગ્યાં. ઝરથુશ્ત્રમાં જન્મથીજ જ્ઞાન હતું, બુદ્ધી-બળ હતું, મિનોઇ જગતની ભેદી વાતો અને ભેદી રચનાઓ તેવણ પોતાની ખાકી આંખોએ પણ જોઇ શકતા હતા. જન્મથીજ તેવણને "યથા"ના

---

પાને ૧૫ મે થી ફુટનોટ ચાલુ.)

ચાહનારને ડૉ૦ ફરામરોઝ સો. ચીનીવાલાની "ફનૂમ-નીકીઝે-વેહદીન" **ભાગ ૧ લો જોઇ લેવા ભલામણ કરૂં છું.** જુદી જુદી બાબદને લગતાં પાનાંઓનાં નંબરો આ ચોપડીમાં દરેક પાનાંની ઉપર ફુટનોટમાં જણાવેલાં છે.

ઉપર જણાવેલા આતશની ચેહમાંથી, ઘોડાનાં અને બળદોનાં ટોળાંઓ-માંથી, તથા વરૂની ગુફામાંથી ઝરથુશ્ત્ર સાહેબના થયલા બચાવની બાબદો પણ ઘણી ઉંડી, ભારે ચમત્કારીક અને અર્થસૂચક છે. એ વિષે અહીંયાં ખુલાસાઓ લખવાથી લંબાણ થવાનો સંભવ છે. માટે જેઓએ આ ગુપ્ત બાબદની ચાવી જાણવી હોય તેઓએ ફુટનોટમાં દેખાડેલાં ડૉ૦ ફરામરોઝ સો. ચીનીવાલાની ઉપલી કેતાબના પાનાઓ જોઇ લેવાં એવી વીનંતી છે.

* વધુ માટે જુઓ **નીo વેo વૉo ૧ લું**, પાનાં ૫૮૬-૫૮૯.

† ઇરાની શબ્દ દએવ અને હીંદુ શબ્દ દેવ એ બે વચ્ચેનો તફાવત સમ-જવા માટે જુઓ **નીo વેo વૉo ૧ લું**, પાનાં ૭૯-૮૪.

પવિત્ર કલામોનું એજમતી હથીયાર મળ્યું હતું; **અને** તેનાં બળથી તેઓ ગમે તેવી સેતાની અને જાદુગરી શક્તિઓને તોડીને વશ કરી શકતા હતા. આ રીતે તેમની ભર જુવાની ખુદાઇ સંદેશ પાછળજ વહેતી ચાલી.

## નદીનાં પાણી ઉપરથી ચાલીને ઝરથુશ્ત્ર સાહેબે પાણી લાવવું—બેહમન અમશાસ્પંદનો મેળાપ—ખાકી હાલતને મીનોઇ હાલતમાં ફેરવવું.*

ઝરથુશ્ત્ર સાહેબ પોતાનું ખુદાઇ કાર્ય બજાવ્યા જતા હતા, તેમ દૈત્યોના સરદારો પણ ઝરથુશ્ત્રને લોકોમાં અળખામણા બનાવવા, અને તેમનો નાશ કરવા આકાશ અને પાતાળ એક કરતા હતા, પણ ઝરથુશ્ત્ર સાહેબનું એજમતી હથ્યાર "**યથા**" ના એજમતી કલામો હતા, જેનાથી દૈત્યો દિવસના દિવસો સુધી પોતાનું કાર્ય પણ ભૂલીને સુસ્ત થઇને પડી રહેતા હતા. અને તેવી તકનો લાભ ઝરથુશ્ત્ર લોકોને અહુરમઝદની માન્યતા અને શ્રદ્ધા તરફ ખેંચવામાં લેતા હતા.

ઝરથુશ્ત્ર સાહેબ જન્મ વેળા યઝદ સાહેબોની ક્રિયાનો જવાબ આપતાં જે શબ્દો ભણ્યા હતા, તે વાત યાદ રાખવાની જરૂર છે, કે ત્યારથી ઝરથુશ્ત્ર સાહેબ યઝદ સાહેબોની મિનોઇ ક્રિયાઓ વિષે જાણતા હતા, અને હોમ કુટીને ખુદાઇ અસરો અને વાતાવરણો પેદા કરવાની ક્રિયાઓ અને બંદગીઓ [1]"**રંઘહુ અને દંઘહુ**" નદીને કિનારે એકાંતમાં કરતા હતા.

લગભગ ત્રીસ વર્ષની ઉમરે તેવણ આ પ્રમાણે "**વંઘહુ દાઇત્ય નદી**" ને કિનારે હોમ ગાળવાની ક્રિયા કરવા માટે ગયા ત્યારે અર્દીબેહેસ્ત અને બેહમન અમશાસ્પંદોનો તેવણને મેળાપ થયો હતો.

---

* વધુ માટે જુઓ **નીં૦ વે૦ વૉ૦ ૧ લું**, પાનાં ૫૯૨-૫૯૮.

૧ "**રંઘહુ અને દંઘહુ**" નદી તેમજ "હરબેરેજઇતી" યાને અલબરૂઝ પહાડ, ઇત્યાદી શબ્દો ખાસ લોધતીક સેન્સમાં વપડાયલા છે, જે સઘળું બાતેન સુક્ષ્મ શરીર જેને અવસ્તામાં "**કેહરપેમ**" કરી ઓળખાવ્યું છે, જેને બીજી ફીલસુરીમાં Mental & Causal Body કહે છે, તેના અંગો માટેના ભેદી અલંકારીક ઇશારાઓ અત્રે કીધા છે, જે ભેદોનાં રહસ્ય સમજવા કાજે તેમજ સર્વે-કેશ્મર (સરોવરનાં ઝાડ)નો ભેદ ઉકેલવા કાજે પવીત્ર ફ્નૂમનાં જ્ઞાનની ખાસ જરૂર છે. આ "ફ્નૂમ" નાં જ્ઞાનની ચાવી વગર આ ભેદી શબ્દોનો ફકત શબ્દાર્થી અર્થ કરવાથી પાક મઝદયશ્ની જરથોશ્તી દીન તેમજ તેના મહાન સ્થાપક પરમપુજ્ય અશો સ્પીતમાન જરથુશ્ત્ર કે જેવણને "રજ્ઝ-ગુ" યાને ભેદમાં બોલનાર તરીકે ઓળખાવ્યા છે, તેની બુલંદી અને મહાભારત દરજ્જાનો સાચ્ચો ખ્યાલ આવી શકતો નથી. આ સબબ થકી ડૉ૦ ફ. સો. ચીનીવાલાની "**નીકીઝ**" નાં પુસ્તકોનો અભ્યાસ કરવા ફરી અત્રે ખાસ અરજ કરૂં છું.

ઝરથુશ્ત્ર સાહેબ મહાન યોગીઓના પણ યોગી હતા એ વાત યાદ રાખવાની જરૂર છે.

તેવણ હંમેશાં આ નદીનાં પાણી ઉપરથી ચાલીનેજ બીજે પાર જતા હતા, અને અમુક ઠેકાણેનુંજ પવિત્ર પાણી લાવીને હોમ ગાળવાની ક્રિયા કરતા હતા.

એક દિવસ આ પ્રમાણે તેવણ નદી ઉપરથી ચાલીને પાણી લાવતા હતા, ત્યારે કિનારેથી આવતાં એક અષો મરદ તેવણની નજરે પડયો. તેનું ખોરેહ પ્રકાષિત હતું, અને કોઇ "ખુદાના દૂત" તરીકે તરતજ પિછાણી શકે તેમ હતું. તેમના હાથમાં એક મોટું "સર્વ-ઇ-કેશ્મર"નું ઝાડ પકડેલું હતું. આ ઝાડ તેવણ એટલી સહેલાઇથી ઉપાડી લાવતા હતા કે ગોયા તે તેમની સાથે સાથે ચાલતું હોય એમ સામાની નજરે દેખાતું હતું. ઝરથુશ્ત્ર સાહેબ કિનારે આવ્યા ત્યારે તે અષો મરદ સાથે તેમનો મેળાપ થયો. તેમણે ઝરથુસ્ત્રને પૂછયું "તું કોણ છે? કોણનાં ખાનદાનનો છે? તું શા માટે જેહમત ઉઠાવે છે? તારી ઇચ્છા શું છે?" આ સવાલો પૂછનાર અષો મરદ તે બેહમન અમશાસ્પંદ ઇશ્વરના પ્રતીનીધી પોતે હતા, અને તેમને ઝરથુશ્ત્રની ઉલટ તપાસ માટે આવા સવાલો પૂછ્યા હતા. ઝરથુશ્ત્રે જવાબ આપ્યો "હું સ્પીતામનાં ખાનદાનનો ઝરથુશ્ત્ર છું, હું પવિત્રાઇ અને અષોઇને ખાતર જેહમત ઉઠાવી રહ્યો છું. કુલ જગતનાં લોકોને અહુરમઝદનો પેગામ આપી અષોઇને માર્ગે વાળવાની એકજ માત્ર ઇચ્છા રાખું છું."

બેહમન અમશાસ્પંદે ઝરથુસ્ત્રને શાબાશી અને મુબારકબાદી આપતાં કહ્યું: "અએ સ્પીતામ ખાનદાનના ઝરથુસ્ત્ર! તારૂં તેજ અને ખોરેહ પ્રકાપીત છે, છતાં આ માયાવી જગતમાં વસ્તાં તે જગતનો અનાસરી પાસ તને લાગ્યા વગર રહેતો નથી માટે તારી આ હાલતને "કાંમ નેમોઇ ઝામ્"નાં માંથ્રના કલામોથી હવે અહુરમઝદી નુરમાં બદલી નાખ. તને જે અષોઇની શકિત આપવામાં આવેલી છે અને તારામાં જે "આસ્ને વીર" ની યઝતી અક્કલ અને બુદ્ધીબળ મુકવામાં આવ્યાં છે, તેને ખીલવવાની જરૂર છે તે ખીલવ. પછી આપણે બેઉ જણા વૃદ્ધી કરનાર મીનો—અહુરમઝદ—જેના પ્રતિનિધી તરીકે હું તારી આગળ આવ્યો છું તેની આગળ જઇએ."

પછી બેહમન અમશાસ્પંદની બરકતથી, ઝરથુશ્ત્ર સાહેબે પોતાની શકિતઓને ખીલવી, અને તેઓ બન્ને સાથે આગળ ચાલ્યા, જેને માટે બેદમાં કહેવામાં આવ્યું છે કે ઝરથુશ્ત્રે પોતાનાં (ખાકી) કપડાં ઉતારી બીજાં (મીનોઇ) કપડાં પહેરી લીધાં.

## ઝરથુશ્ત્ર સાહેબનું ચમત્કારીક શરીર—અહુરમઝદ સાથે એકતાન—એકત્રીસ નસ્ક અને ગાથાઓની મીનોઇ રચના—અહુરમઝદની દુનિયામાંથી મીનોઈ સંગીતનું ઉતારવું.*

ઝરથુશ્ત્ર સાહેબે બેહમન અમશાસ્પંદ પાસેથી અહુરમઝદની મીનોઇ દીક્ષા લીધી હતી. પોતાનાં બાકી તનને મીનોઇ નુરમાંજ ફેરવી નાખ્યું હતું. તેવણુમાં પાવરફુલ શકિત છતાં ઇન્સાનનું શરીર જે અત્યાર સુધી ધરાવતા હતા, તે શરીરનાં અનાસરી ખોળ્યાંને બદલી નાખી મીનોઇ ખોરેહવાળું રોશન સુક્ષ્મ શરીર (જેને ગાથાનું નુરનું શરીર કહે છે) ધારણ કર્યું. તેમનાં શરીરમાં એવા ચમત્કારીક ફેરફારો થઇ ગયા કે તેમની સામે અમુક કદમ દુર સુધી કોઇ જઇ શકતું ન હતું. તેમનું શરીર પારદર્શક બની ગયું હતું. તેમના શરીરનો બીલકુલ ઓળો પડતો ન હતો. તેમનાં શરીરમાં મીનોઇ આતશની એવી ગતીઓ ચાલુ થઇ હતી કે જેથી કોઇ પણ તેમને અડકે તો તુરત ઇલેકટ્રીકના જેવો મજબુત ઝટકો (shock) લાગતો હતો. આવાં નુરમંદ શરીર સાથે એવણુ સાહેબ "હરબેરેઝઇતી" ના પહાડ ઉપર ગયા. ત્યાં તેવણુ અહૂનું મનન કરી યોગથી આકાશ, પૃથ્વી અને પાતાળની તમામ પેદાયશો અને સાતે જમાનાઓને પોતાની પ્રત્યક્ષ નજરે જોવા લાગ્યા. પૃથ્વી ઉપરના જે જે બનાવો અને ઘટનાઓ તેવણુ જોઇ રહ્યા હતા, તેમાં દેવોએ (દેત્યોએ) અત્યાર સુધીમાં કીધેલાં સેતાની પ્રચાર-કાર્યોને તોડવા માટે શું શું ઉપાયો લેવા અને કયાં ખાસ હથ્યારો અને મંત્રોનો ઉપયોગ કરવો, તેનું જ્ઞાન તેવણુ સાહેબ બેહમન અમશાસ્પંદ અને અર્દીબેહસ્ત અમશાસ્પંદની મારફતે અહુરમઝદ સાથે એકતાન થઇને અહુરમઝદ પાસેથી સીધું મેળવવા લાગ્યા.

ઘણો લાંબો વખત સુધી એવણુ સાહેબે અહુરમઝદ તરફથી ભણું મીનોઇ જ્ઞાન સંપાદન કર્યું, અને જગતનાં તારણુ માટે હરબેરેઝઇતીના પહાડ ઉપરથી અવસ્તાના પવિત્ર અને એજમતી કલામો મારફતે ચમત્કારીક કાર્ય બજાવ્યું.

યઝદોની મીનોઇ દુનિયામાં જે સુખશાંતિ અને સ્વચ્છ વાતાવરણુ હોય છે, જેમાં દુઃખ દરદ કે મોત જીવતનું નામ પણુ નથી, ત્યાં કેવી રચનાઓથી કાર્ય થઇ રહ્યું છે, ત્યાં સુખ અને શાંતિ અને અમર્ગી કેવી રીતે વ્યાપી રહે છે, અને તેના સાધનો શું છે, એ બધું એવણુ સાહેબે

* વધુ માટે જુઓ નીo વેo વાo ૧ લું, પાનાં ૬૦૦-૬૦૪, ૬૩૨, ૬૪૫-૬૪૮, ૬૬૩-૬૬૫, ૬૬૭-૬૬૯.

આ મીનોઇ મેળાપ અને મનનથી જોઇ લીધું. તે ઉપરથી એવણને **"યશ્ત-ફ્રેરોહર"** કહ્યા છે. ત્યાં રમી રહેલા અવસ્તાના સ્તોતો અને મધુર મીનોઇ નાદના સંગીતોને પોતે પકડી લીધાં, કે જેનાથી ત્યાં સુખ અને શાંતિ અને અમર આનંદ છવાઇ રહ્યાં હતાં. આ કુદરતમાં પડેલા યઝતી ઝબાન=અવસ્તાના સ્તોતોને એવણ સાહેબે **"એકવીસ નસ્ક"** નાં રૂપમાં જગતને બક્ષેશ કરેલાં છે, કે જેમાં જ્ઞાનોનું જ્ઞાન ભરેલું છે. **સૃષ્ટી-રચનામાં એક પણ એવી વાત કે વિષય ન હશે કે જે આ ૨૧ નસ્કનાં મીનોઇ જ્ઞાનચક્ર કહો કે મહાન આત્મીક એનસાઇકલોપીડયા કહો તેમાંથી ન મળે!**

એવણ સાહેબે મૂખ્ય પાંચ ગાથાના એજમતી કલામો, કે જેનાથી યઝદો પોતાની દુનિયામાં સુખી હતા અને છે, તે કલામો ખુદ દાદાર અહુરમઝદની જબાનથી સાંભળ્યા અને મેળવ્યા હતા. **"અહુન"** (તુંજ સીવાય કોઇનો હોકમજ નહી) ના પવિત્ર નાદ—સંગીત—માંથી તેમણે **"અહુનવદ ગાથા** મેળવ્યા, **"ઉશ્તા"** (મીનોઇ આનંદ) ના પવિત્ર સંગિતમાંથી **"ઉશ્તવદ ગાથા"** પકડી લીધા, **"સ્પેન્તી"** (મીનોઇ વૃદ્ધિ) ના પવિત્ર સંગિતમાંથી **"સ્પેન્તોમદ ગાથા"** ઉત્પન્ન કીધા, બહમન અમશાસ્પંદની **"વોહુ"** ની પવિત્ર ગતીઓ અને તેના અધીકારી નાદોને પકડીને **"વોહુક્ષથ્ર ગાથા"** રચ્યા; અને છેલ્લે બહેસ્તની ઉત્તમમાં ઉત્તમ ઇચ્છવાજોગ હાલત પાંથરનાર **"વહીશ્તેમ અહુમ"**ના નાદમાંથી **"વહિશ્તોઇશ્ત ગાથા"** બનાવ્યા. આ રીતે ખુદ **અહુર-મઝદની અમર દુનિયામાં જે ગાથાઓનું મીનોઇ સંગિત યઝતો તરફથી ગવાઈ રહ્યું હતું તે ગાથાઓ, કે જે અશો ઝરથુશ્ત્ર સાહેબની મીનીટે મીનીટની ફરજયાત બંદગીજ હતી, તેવા ગાથાના મીનોઇ નાદોને પોતે લલકારીને, તેની સાથે મનન અને ચિંતન કરીને તે નાદને, તે સુરને, અને તેજ અહુરમઝદી શબ્દોને આ જગતમાં સુખ અને શાંતિ પાંથરવા માટે કુદરતનીજ જબાનમાં યાને અવસ્તામાં ઉતારયા, અને રચીને જગતને ભેટ આપ્યા.**

### ઝરથુશ્ત્ર સાહેબ માટે દૈત્યોના વધુ પ્રપંચો—
### શાહ ગુશ્તાસ્પના કાન ભંભેરવા.*

આ પ્રમાણે ઝરથુશ્ત્ર સાહેબે પોતાની **"આસ્ને વીર"** ની શકિતથી હરએરેઝના પહાડ ઉપર બેઠા બેઠા જગતનાં તમામ ભૂવનોમાં અને અણદીઠ આલમોમાં શું ચાલી રહ્યું છે, તે સઘળું પોતાની રૂહાની આંખોથી જોયું, અને મીનોઇ ભૂવનો ઉપરથી અવસ્તાના પ્રવાહો ઉતારી

---

* વધુ માટે જુઓ **ની૦ વે૦ વૉ૦ ૧ લું**, પાનાં ૬૨૮.

તેને કલામોમાં મઢી લીધા. આ વખતે તેમનામાં શ્રદ્ધા રાખનારા પવિત્ર પુરૂષો તેમનાં આગમન માટે, અને તેમનાં પેગામને મદદગાર થવા માટે, વાતાવરણ સ્વચ્છ કરવાની કોશીષો કરી રહ્યા હતા, જ્યારે બીજી બાજુ દેવ-દ્રુજો અને દૈત્યોની કેમ્પમાં અસાધારણ તરખાટ મચી રહ્યો હતો. અદેખાઇ અંટસ અને ક્રોધ સાથે તેઓ ઝરથુશ્ત્રનાં દરેક કાર્યોને તોડવા જીવ ઉપર આવી ગયા હતા. અનેક જાતના કાવાદાવાના પ્લાનો, જુઠા ફતવાઓ અને અફવાઓ (false propaganda) પાછળ તેઓ દિવસ અને રાત એક કરી રહ્યા હતા. ખરેખરૂં કહીએ તો અહુરમઝદના સ્પેન્તે મેન્યુશ અને સેતાનના અંગ્રેમેન્યુશ વચ્ચેના ભારે યુદ્ધની તૈયારીઓ ચાલી રહી હતી. ઝરથુશ્ત્ર સાહેબને માટે અનેક જાતની પ્રપંચ જાળો બીછાવવામાં આવી હતી, અને દેવોએ (દૈત્યોએ) છેવટે "ગુશ્તાસ્પ પાદશાહ"ની દરબાર સુધી લાગવગો વાપરીને અને ખુદ દરબારમાં ભેળાઇને શાહને વશ કરીને શાહના કાન ભંભેરી ઝરથુશ્ત્રને તેમના એક મોટા દુશ્મન તરીકે ચિતાર્યા હતા.

## ગુશ્તાસ્પ પાદશાહના "અસ્પે-સીહા"ના પગો પેટમાં ઘુસી ગયા: ઝરથુશ્ત્ર સાહેબે તે બહાર કાઢી આપ્યા—ઝરથુશ્ત્ર સાહેબનું કેદખાનું અને બીછાનામાં "નસો" એ હકીકતોનો ભેદી અલંકાર.*

ઝરથુશ્ત્ર સાહેબના જીવન સાથે એક એવી દંતકથા જોડાયલી છે કે 'દેવોએ ગુશ્તાસ્પના કાન ભંભેરી ઝરથુશ્ત્રને કેદમાં નખાવ્યા, તેમનાં બીછાનામાં બાલ નખ વિગેરે નાખીને, તેમને જાદુગર તરીકે ઓળખાવ્યા, અને જ્યારે ગુશ્તાસ્પને "અરજાસ્પ" સાથે લડાઇ જાગી ત્યારે ગુશ્તાસ્પના "અસ્પે-સીહા" નામના કાળા ઘોડાના પગો તેના પેટમાં ગળાઇ ગયા, તે ઝરથુશ્ત્રે કાઢી આપ્યા તેથી ઝરથુશ્ત્રની દીન ગુશ્તાસ્પે કબુલી, અને જગતમાં ફેલાવી.' આ દંતકથાની પાછળ રહેલો ગુપ્ત અર્થ સમજવાની અહીંયાં જરૂર છે, કેમકે ઝરથુશ્ત્ર કે જેવણુ નુરમંદ શરીર ધરાવતા હતા, જેમની નઝદીક જવાતું ન હતું, જેમનાં શરીરમાં આતશી ગતી હોવાથી ઝટકો લાગતો હતો, જેમનું શરીર પારદર્શક, અને ઓળા વગરનું હતું, જેમની પાસે ગાથાના ગીતોઇ કલામો અને સંગીત હતાં, જેમની પાસે અવસ્તાના એજમતી હથ્યારો હતાં, તેવા અષો ઝરથુશ્ત્રને

---

* વધુ માટે જુઓ નીં૦ વે૦ વા૦ ૧ લું, પાનાં ૩૯૧-૩૯૫, ૬૨૮-૬૩૨, ૬૩૭-૬૩૮.

કોણ પકડી શકે? કોણ કેદ કરી શકે? અને કોણ મારી શકે! પણ આપણા આગાહી જાણનારા વિદ્વાન વડીલોએ આ વાતોને ગુપ્ત અર્થમાં જોડીને હાલના જમાનાને માટે સાચવવા આપેલી છે. એનો અર્થ જાણવાની અત્રે કોશીષ કરીશું.

દૈત્યોના ભમાવવાથી અને તેઓની વશીકરણ વિદ્યાથી ગુસ્તાસ્પ પાદશાહ દોરવાઇ ગયા હતા, કેમકે તેમનામાં કાન (ચક્ષો)ની કસર હતી. તેવણમાં "અસ્પે-સીહા" એટલે અમુક જાતની કસરો (Defects) હતી, તેથી તેવણના દીલમાં ઝરથુસ્ત્રને માટે વસવસો અને વહેમ પેદા થયો. તે વહેમ—તે અસ્પે-સીહા—એટલો તો તેમનાં દીલમાં ઉંડો ગયો કે જેમ ઘોડાનાં પેટમાં ઘોડાના પગો ગળી જાય. આ હકીકતને દંતકથામાં જોડવામાં આવી. આગળ ચાલતાં આ અસ્પે-સીહાથી દોરવાઇને ગુસ્તાસ્પે ઝરથુસ્ત્રને કેદ કરવાનો હુકમ કર્યો. એનો અર્થ એજ કે ગુસ્તાસ્પે દૈત્યોને તેઓનું જોર અજમાવવા કહ્યું, અને હરખરેઝ પહાડ ઉપરથી તેવણ ઉતરેજ નહિ, ત્યાંજ કેદ પડેલા રહે, એવી તદબીર કીધી અથવા કરાવી. દૈત્યોએ તેમના બીછાનામાં બાલ અને નખ જેવા નસા નાખીને તેમને જાદુગર ગણાવ્યા એનો અર્થ એજ કે ઝરથુસ્ત્રનું બીછાનું તે ગેતી જગત, કે જેમાં તેમણે શાંતિ પાંથરવાની હતી, આ શાંતિના બીછાનામાં દૈત્યોએ જાદુગરી વિદ્યામાં કામ આવતી ચીજો જેવી કે, નખ, બાલ, માથાંની ખોપરી કે માણસોનાં મુરદાં, એ બધું નાખીને પોતાની મેલી વિદ્યાઓ પુર જોશ સાથે અજમાવી, કે જેથી તેના જોરે ઝરથુસ્ત્ર પાછળ હઠે. આ વાતોને દંતકથામાં, અલંકારમાં ગોઠવવામાં આવી. હવે આગળ ચાલતાં જેમ દૈત્યો ઝરથુસ્ત્રને પાછળ હઠાવવા જેહમત ઉઠાવી રહ્યા હત્તા, તેમ ઝરથુસ્ત્રમાં શ્રદ્ધા રાખનારા "**અષો પેશરવો**" પણ ત્યાં રહેતા હતા. તેઓ આ બધાં ફંદાને તોડવા માટે કોશીષો કરી રહ્યા હતા. આ રીતે બન્ને પક્ષો વચ્ચે ભારે રસાકસી ચાલી રહી હતી, જેને લડાઇનું રૂપ આપવામાં આવ્યું, અને ખચીત તે એક ભારે લડાઇ જેવાંજ વાતાવરણમાં ફેરવાઇ ગયું હતું. હવે આ લડાઇમાં ગુસ્તાસ્પને ઉતરવાની ફરજજ હતી, કેમકે આખાં રાજ્યમાં અંધાધુંધી ફેલાઇ ગઇ હતી. પણ બેમાં કયા પક્ષને ન્યાય આપવો તે તેઓ સમજી શકયા નહિં, અને ભારે ગુંચવાડામાં પડી ગયા, કેમકે તેવણની અક્કલનો ઘોડો "અસ્પે સીહા" ઉપર કહ્યું છે તે રીતે, વિટંબણાની પૃથ્વીમાં ગરક થઇ ગયો હતો. તેમણે ઘણા દાનાવોની સલાહ લીધી કે ખરૂં શું છે તે કોઇ બતાવે, અને આ અસ્પે-સીહાના પગો પેટમાંથી બહાર કાઢે. પણ તેમને કોઇબી વૈદ યાને દાનાવ મળી શકયો નહિં.

આવી અંધાધુંધી ઝરથુસ્ત્ર સાહેબે ત્યાંથી બેઠા બેઠા જોઇ, અને ગુસ્તાસ્પની અક્કલના 'અસ્પે-સીહા'ના પગો પોતે બહાર કાઢશે યાને ખરી હકીકત પોતે પૂરવાર કરી આપશે એવું તેમણે જાહેર કીધું. આથી ઝરથુસ્ત્રને હરએરેઝઇતીનાં કેદખાનામાંથી છોડીને શાહની દરબારમાં બોલાવવામાં આવ્યા. આ હકીકતોને આપણા વડીલોએ અલંકારમાં ગોઠવીને સાચવી રાખેલી છે તેઓનાં પવિત્ર-રૂહો ઉપર સદ હઝાર આફ્રીન હોજો!

## આગલા જમાનામાં "અસ્પ" શબ્દનો ઉપયોગ.

ગુસ્તાસ્પ શાહના અસ્પે-સિહાના પગો બહાર કાઢવાનો જે અલંકાર આપણે જોયો છે તે બાબે આ દલીલ સાચી છે કે આગલા જમાનામાં અમુક જાતની કે અમુક બળની શકિતઓ બતાવવા માટે "અસ્પ" શબ્દ લાગુ પાડવામાં આવતો હતો. જેમ હાલે અમુંક બળ બતાવવા માટે "હોર્સ પાવર" શબ્દ વપરાય છે તેમ આ અસ્પ—એટલે ઘોડો શબ્દ વપરાતો હતો. બળવાન પૂરૂષોના નામની છેવટે પણ અસ્પ શબ્દ લાગુ પડતો હતો. જેમકે ગુસ્તાસ્પ, લોહોરાસ્પ, કેરશાસ્પ, પોઉરૂશસ્પ, પેતેરસ્પ, હેચતઅસ્પ, વિગેરે તે જમાનામાં "ઘોડા" નામને અને ઘોડા પ્રાણિઓને ભારે વજન આપવામાં આવતું હતું, કેમકે તમામ લડાઇઓનો, અને પેહેલવાનોનો પણ આધાર ઘોડાઓ ઉપરજ હતો. રૂસ્તમને તેના 'રખ્શ' વગર ચાલતું ન હતું, કેખશરૂ અને બેજનના પ્રખ્યાત ઘોડાઓ હતા, અને શાહનામામાં પણ ઘોડાઓનાં વર્ણનો તેના સ્વારની સાથે સાથેજ લેવાયલાં જોવાય છે.

જરથોશ્તી ધર્મ ફીલસુફી પ્રમાણે ખુરશેદ યઝદ—સુર્ય—ને પણ "**અઉર્વત અસ્પ**" તેજ ઘોડાવાળા એવા શબ્દો લાગુ પાડેલા છે. આ રીતે ગુસ્તાસ્પ શાહનો 'અસ્પે-સીહા' તે સાધારણ ઘોડો નહિં, પણ તેમની બુદ્ધિનો અલંકારીક ઘોડો છે. આવીજ ભેદી રીતે અવસ્તા સાહીત્યમાં ગવ, બરસમ, અનુમય ઇત્યાદી ખાસ "લોગતો" યાને deep technical terms વાપડયા છે, જેનો માત્ર શબ્દાર્થી અર્થ સમજવાથી અને તેઓમાં ગુપ્ત રહેલું રહસ્ય ન સમજી શકવાથી અવસ્તા સાહીત્યની ખુબી અને તેની અજાયબી રચના તથા વીદ્વતાથી સાધારણ ઇનસાનો બેખબર છે. પવીત્ર ક્ષ્નૂમનાં જ્ઞાનની રોશની વડે તેઓનું રહસ્ય સમજી શકાતું હોવાથી જીજ્ઞાસુઓને ક્ષ્નૂમનું જ્ઞાન સંપાદન કરવા આ લખી વીનંતી કરૂં છું.

## ગુશ્તાસ્પ શાહની દરબારમાં ઝરથુશ્ત્ર સાહેબનું આગમન—દૈત્યોની નાશભાગ અને શરણે આવવું—અમશાસ્પંદોનું આકાશ માર્ગે ઉતરવું—ઝરથુશ્ત્રના ગાથાનાં સંગીત ઉપર દીવાની બનેલી તમામ પેદાયશો.*

આ રીતે ઝરથુશ્ત્ર સાહેબ પોતાનાં શરીરની આતશી ગતીઓને નરમ બનાવીને દરબારમાં હાજર થયા. તેમનાં પ્રતાપ અને પ્રભાવથી આખી દરબાર અંજાઇ ગઇ. તેમનાં દર્શન માત્રથીજ સઘળે શાંતિનું વાતાવરણ પેદા થઇ ગયું. તેમનાં ચેહરા ઉપરનાં પ્રકાષિત નુરથી રાજ્યનાં તમામ મનુષ્યો અને પ્રાણીઓ પણ અંજાઇ ગયાં. ગુશ્તાસ્પ પાદશાહ પણ તેમનાં દર્શનથી પોતાની હાલત પણ ભૂલી ગયા; અને આ રીતે ફકત તેમનાં આગમનથીજ અહુરમઝદનો મીનોઇ પેગામ મળી ગયો હોય તેમ સર્વત્ર શાંતિ અને આનંદ ફેલાઇ ગયો. સૌ કોઈ તેમનાં ફરમાનો ઝીલવાને ઇંતેજાર બની ગયાં. આ જોઇ દૈત્યોનું જોર તો અહીયાંજ તૂટી ગયું. તેઓ હવે ઘભરાટના માર્યા નાશભાગમાં પડયા, કેમકે તેઓની ખાત્રી થઇ ગઇ કે ઝરથુશ્ત્રે ગુશ્તાસ્પ પાદશાહના 'અસ્પે-સીહા'ના પગો બહાર કાઢી નાખ્યા છે, અને હવે ગુશ્તાસ્પ દૈત્યોનો નાશ કરવાનું ફરમાન આપી તેઓને ત્યાંજ જમીનદોસ્ત કરશે. આવી હાલત જોઇને ઘણાખરા દૈત્યો તો ઝરથુશ્ત્ર સાહેબને શરણે આવી ગયા, અને તેમના સંદેશનો અંગીકાર કર્યો.

આ વખતે બે તેજસ્વી પુરૂષો, જેઓ ઝરથુશ્ત્ર સાહેબ કરતાં પણ વધારે પ્રભાવશાળી દેખાતા હતા, તેઓ આકાશને માર્ગે દરબારમાં દાખલ થયા. તેઓએ ગુશ્તાસ્પને ધીરજ આપી કહ્યું "જેહાંનના પાદશાહ ગુશ્તાસ્પ! અમે દાદાર અહુરમઝદના અમશાસ્પંદો બેહમન અને અર્દી-બેહેસ્ત છીએ. આ ઝરથુશ્ત્ર જે પેગામ અને દીન લાવ્યા છે તે અહુર-મઝદની પોતાની દીન છે, એ તું કબુલ કરજે, અને જગતમાં ફેલાવજે, તેના બદલામાં તને એક "પેશોતન" નામે અમર અને પ્રખ્યાત બેટાની બક્ષેશ કરવામાં આવશે. અગરજો તું તેમ નહિં કરે તો આફતનાં ભારે વાદળો તારે માથે ઘેરાશે."

હવે ઝરથુશ્ત્રે પોતાના ગાથાના કલામો મીનોઇ સંગિતનાં રૂપમાં દરબારમાં ગાયા. આ વખતે તમામ દરબારજ નહિં, પણ કુદરતની તમામ પેદાયશો ભાન ભૂલી ગઇ, અને આ મધુર અસરકારક અવસ્તા સંગીતની સાથે નાચવા લાગી.

---

* વધુ માટે જુઓ ની૦ વે૦ વૉ૦ ૧ લું, પાના ૬૩૫-૬૩૮.

હિંદુઓના પેગામ્બર શ્રી કૃષ્ણને માટે જેમ કહે છે કે તેવણ જ્યા મધુર સંગીત સાથની વાંસળી વગાડતા, ત્યારે તમામ જગત દીવાની બની તેમની વાંસળીની સાથે નાચવા લાગતી, પ્રાણીઓ અને ગાયોનાં ટોળાં તરફ ખેંચાઇ આવતાં, અને ગોપીઓ પોતાનું ઘરબાર કે સંસાર પ ભૂલી જતી. તે રીતે ઝરથુસ્ત્ર સાહેબ જયારે ગાથાનું મીનોઇ સંગીત ગાત ત્યારે તમામ મનુષ્યોજ નહિં પણ પ્રાણી માત્ર, તથા બીજી સઘળી પેદ ચશો પોતાનું આ જગતનું ભાન ભૂલીને મીનોઇ દુનિયા સાથે એકતા અને લીન થઇ જતાં.

આ રીતે ઝરથુસ્ત્ર સાહેબે પોતાના પ્રભાવથી, અને ગાથાનાં સંગીતથ તમામ જગતને આકર્ષીને પોતા તરફ ખેંચી લીધું. ગુસ્તાસ્પ શાહ પણ હ પોતાનાં કર્તવ્યો માટે પશ્ચાતાપ કરવા લાગ્યા, તેમને શાંતિ આપી ઝરથુશ અહુરમઝદી દીન સમજાવી અને તમામ જગતમાં તે પેગામ પૂગાડ ફરમાવ્યું.

## ઝરથુશ્ત્ર સાહેબના પ્રથમ ચેલાઓ—તેઓને આપેલી ચમત્કારન ચાવી—"રૂઇનતન અસ્પંદયાર" નું બનાવેલું પોલાદી શરીર— "ઝરથુશ્તી દીન" નો થયલો ઝડપી ફેલાવો.*

ઝરથુસ્ત્ર સાહેબે પોતાની અહુરમઝદી દીન ફેલાવવા માટે અમુ પરહેજગાર અને દાનાવ પુરૂષોને તૈયાર કર્યા, તેઓને અવસ્તા અને નીર ગોની ભેદી ચાવીઓ બતાવી, જેના પ્રતાપથી તેઓનાં શરીર એટલ મજબુત અને તેજી બન્યાં કે તેમનાં શરીર ઉપર તાવેલી ધાતુ રેડવામ આવે તો પણ જરા પણ હાની ન પહોંચે. એવા બીજા અનેક જાતન ચમત્કારો થઇ શકે એવી ચાવીઓ ઝરથુસ્ત્ર સાહેબે પોતાના ચેલાઓ આપી, જેના પ્રતાપથી જગતનાં લોકો આશ્ચર્ય પામ્યાં, અને અહુરમઝદ ઝરથુશ્તી દીન રોજ-બ-રોજ ફેલાવા લાગી. એમના સૌથી પહેલા ચેલ તે એમના કાકાના દીકરા "**મેદીઓમાહ**" ગણાયલા છે. બીજ "**અસ્મો ખનવંત**" છે.

ગુસ્તાસ્પના બહાદુર અને લડવૈયા બેટા "**અસફંદયાર**" ને અને લડાઇઓમાં ઉતરવું પડતું હતું અને લડાઇને લગતો તમામ વહીવટ તેમના હાથમાં હતો. તેમના પીતાજી ગુસ્તાસ્પે તેમને ફરમાવ્યું હતું ઝરથુશ્તી દીન જગતમાં આશકારા કરવી. જ્યાં લડાઇ લડવાની જરૂર પ ત્યાં દુજ્જે અને દૈત્યો સામે લડીને પણ આ પવિત્ર દીનનો પેગામ પુગાડવે આ કામ માટે ઝરથુસ્ત્ર સાહેબે અસફંદયાર ઉપર એક મોટી બક્ષેશ ક

---

* વધુ માટે જુઓ **નીo વેo વૉo ૧ લું**, પાના ૩૮૬, ૬૩૯–૬૪૨.

હતી. ઝરથુશ્ત્ર સાહેબે ચોક્કસ જાતનો "મીનોઇ દારૂ" અવસ્તાની નીરંગોથી તૈયાર કર્યો અને તે અસફંદયારને પી જવા ફરમાવ્યું. આ દારૂ તેવણ આંખો બંધ કરીને પી ગયા. આ દારૂથી તેમનું આખું શરીર પોલાદી બની ગયું. તેમનાં શરીર ઉપર કોઇ પણ જાતનાં કાતિલ ઝેરી હથીઆરનીબી અસર થતી નહીં. તેમનું શરીર ગોયા પોલાદના પહાડ જેવું મજબુત બની ગયું હતું, અને તેથી તેવણ આજ સુધી તવારીખમાં "રૂઇનતન અસફંદયાર" તરીકે પ્રખ્યાત અને અમર છે. ઝરથુશ્ત્ર સાહેબે હદ અને ઇન્સાફની લગામ પોતાને હાથ રાખી હતી. એમણે અસફંદયારનું આખું શરીર "કાંસા" જેવું કોઇપણી ઝેર સામે ટકે તેવું બનાવ્યું હતું, પણ આંખો બંધ કરીને દારૂ પીવાથી તેમની આંખો નાજુકજ રહેવા પામી હતી. આમાં તેવણ સાહેબનો હેતુ હદ અને ઇન્સાફની નેમ જાળવવાનો હતો. જયારે નિર્માણ થયલો વખત અને પ્રસંગ આવ્યો, ત્યારે અસફંદયાર જેહાં પહેલવાન રૂસ્તમના હાથે આ નાજુક આંખોથીજ માર્યા ગયા હતા. ઝરથુશ્ત્ર સાહેબે કુદરતના "ઇન્સાફ અને હદ" ની નેમ ધ્યાનમાં રાખીનેજ અસફંદયારને "રૂઇનતન" બનાવ્યા હતા.

## ગુશ્તાસ્પ શાહને ત્યાં પૂર્ણ થયલું અમશાસ્પંદોનું વચન— દસ્તુર પેશોતનને ઝરથુશ્ત્ર સાહેબે અમર અને ઉંઘ ભૂખ કે તરસ વગરના બનાવ્યા.*

જયારે ગુશ્તાસ્પની દરબારમાં અમશાસ્પંદો ઉતર્યા હતા ત્યારે તેઓએ ગુશ્તાસ્પને વચન આપ્યું હતું, કે તારે ત્યાં આ દીન ફેલાવવાના બદલામાં એક અમર પૂત્રની બક્ષેશ થશે. આ વચન પરિપૂર્ણ થયું. ગુશ્તાસ્પ શાહને ત્યાં એક તુરમંદ પૂત્ર પેદા થયો. ઝરથુશ્ત્ર સાહેબે અમુક અવસ્તાની નીરંગોથી "આબે-હયાત" અમર પીણું બનાવ્યું અને તે ગુશ્તાસ્પના આ બેટા "પેશુતન" ને પાયું; જેનાથી અમશાસ્પંદ સાહેબોના વચન પ્રમાણે આ તુરમંદ "પેશુતન" અમર અને ઉંઘ ભૂખ કે તરસ વગરના બન્યા. આજે પણ તેવણ કુદરતના અમુક મરકઝ યાને ભુવન ઉપર હૈયાત અને અમર છે, અને ગુજર પામેલાં ઝરથુસ્તી રવાનો માટે અમુક કાર્ય— મહાન પરમાર્થ—બજાવી રહ્યા છે. ત્યાંની તમામ સત્તા અને વહીવટ કુદરતે એમનાં હાથોમાં આપેલી છે, અને તંદુરસ્તીના ભણતરમાં આજે પણ દરેક ઝરથોસ્તીઓ "દસ્તુર પેશોતન રા" એમ દુવા ગુજારીને, આ અમર નરની યાદ કરે છે. આગાહી કરનારા પવિત્ર આબેદ સાહેબો કહી ગયા છે કે "બેહરામ વરઝાવંદ" ઝરથુસ્તી દીન સુધારવા ઉતરશે,

* વધુ માટે જુઓ ની૦ વે૦ વૉ૦ ૧ લું, પાના ૩૮૬, ૬૩૬, ૭૦૯–૭૧૦.

તેમની સાથે દસ્તુર પેશોતન પણ જાહેર દેખાવ દેશે. ખુદા પાક વે દિવસ જલદી લાવો.

## "વઝીર જામાસ્પ" ઉપર ઝરથુશ્ત્ર સાહેબે કરેલી બક્ષેશ.*

ઝરથુસ્ત્ર સાહેબ પોતે તો "આસ્ને વીર" ની શકિત ધરાવતા હતા. આ શકિત એવી હતી કે તેવણ સ્વર્ગ–મૃત્યુ કે પાતાળ—ની તમામ દુનિયાઓમાં શું બની ગયું છે, શું બને છે, અને હવે પછી શું બનશે એ તમામ કાળોની હકીકતોની આગાહી જાણતા હતા. નાનામાં નાની વાતથી તે મોટામાં મોટા વિષય સુધીની તમામ હકીકતો એમની નજરમાં રમી રહેતી હતી. જમાનાઓ સુધીના ઘણાં દુરનાં ભવિષ્યની હકીકતો પણ એમની નજર સામે હતી. આ શકિત જેવી થોડી શકિતની બક્ષેશ એમણે ગુસ્તાસ્પના વઝીર "જામાસ્પ" ઉપર કરી હતી. અમુક નીરંગોથી ઘંજેલું 'અનાર' એમણે જામાસ્પને ખવડાવ્યું હતું અને તેની બરકતથી જામાસ્પ સાત કાળના જાણનાર થયા હતા. ઝરથુસ્ત્ર સાહેબે પોતાની એક કેહર્પ રૂપી શકિત "જામાસ્પ હકીમ" ને આપી હતી જેનાથી તેઓ 'ફ્રી' યાને આગાહી જાણનાર બન્યા. એમનાં નામ સાથે જોડાયલાં એક પ્રખ્યાત પુસ્તકને પણ "જામાસ્પી" તરીકે ઓળખવામાં આવે છે. તેમાં ગમે તેટલી ભાંગીતૂટી હકીકતો જળવાયલી છે, તે છતાં તેમની ભવિષ્ય વાણીઓ આજે શબ્દે શબ્દ ખરી પડતી આપણે જોઇએ છીએ, જેથી એવણ સાહેબની 'ફ્રી' યાને આગાહી કરવાની શકિતનો આપણને ઝાંખો ખ્યાલ આવી શકે છે.

આ રીતે જામાસ્પ સાહેબને અમુક કેહર્પ રૂપ શકિત આપવાથી એવું કહેવાયું છે કે ઝરથુસ્ત્રે પોતાની "પોઉરૂ–ચીસ્તી" નામની દીકરી એવણ સાથે પરણાવી હતી. આ દીકરી તે કંઇ લોહી માસનું જન્મેલું કોઇ બાળક ન હતું, પણ તે તેવણના રવાનની એક મીનોઇ શકિત હતી જે વિષે આગળ ચાલતાં જોઇશું.

## ઝરથુશ્ત્ર સાહેબના હાથમાંના આતશ—કોઈ પણ જાતની કાઠી કે બળતણ વગર ઝળકતા રહેતા આતશબેહરામનું પરથવું.†

હવે એમના બીજા ચમત્કારો વિષે જોઇશું.

એવણ સાહેબ પોતાની સાથે આતશનો એક ગોળો હાથમાં પકડીને બહેસ્તમાંથી લાવ્યા હતા. આ હકીકત જાણીતી છે. એનો ભેદ એવો છે કે એવણ સાહેબના હાથની હથેલીમાંથી કુદરતનાં મરકજ ઉપરના ખુર-

---

* વધુ માટે જુઓ ની૦ વે૦ વૉ૦ ૧ લું, પાના ૨૫૫, ૩૮૫, ૭૨૫–૭૨૬.

† વધુ માટે જુઓ ની૦ વે૦ વૉ૦ ૧ લું, પાના ૭૧–૭૨, ૬૪૫–૬૫૮.

શેદના આસ્માનને લગતા એજમતી આતશ "આદરે બુરઝીન મહેર" નો પ્રવાહ ચાલુ નીકળતો હતો, અને તેથી સામાની નજરે એવુંજ દેખાતું હતું કે એમણે તે આતશ પોતાના હાથોમાંજ પકડેલો છે. આ આતશનો પ્રવાહ એમની હથેલીમાંથી ચાલુ વહયાજ કરતો, અને તેના તાપથી કોઇ પણ પ્રકારની દુજી કે દેવયસ્ની એમની સામે ચાલી શકતી ન હતી.

કહે છે કે આ પવિત્ર આતશના પ્રવાહમાંથી એવણ સાહેબે એક પહેલું આતશબેહરામ પરઠયું હતું. તેમાંના આતશ હમેશાં કોઇ પણ જાતની કાઠી કે બળતણ વગર હમેશ રોશન રહેતા.

## ઝરથુશ્ત્ર સાહેબે સ્થાપેલી સ્કુલો અને શિક્ષકો—ઝરથુશ્ત્ર સાહેબનું અદ્રષ્ય શરીર.*

એવણ સાહેબે પોતાની માઝદયસ્ની દીનના પ્રચાર માટે જગતમાં કેટલીક સ્કુલો—મદરેસાઓ સ્થાપિ હતી, અને કેટલાક ચેલાઓને શિક્ષકો તરીકે નેમ્યા હતા જેને સોશ્યન્તો અને "મગવ મંડળ" તરીકે ઓળખાવેલું છે. તે શિક્ષકોને ગુપ્ત જ્ઞાનની ચાવીઓ આપી હતી. અને તેનાથી તેઓ દીની ભેદી જ્ઞાન સહેલાઇથી આપી શકતા હતા. પોતાની દીનના ફેલાવા માટે એવણ સાહેબને જાતે કાર્ય કરવાનું થોડુંજ રહેતું, કેમકે ચેલાઓ અને બીજા સરદારો તે કામ પુર ઉલટથી બજાવતા હતા. એવણ સાહેબ જાહેર દેખાવમાં હવે ઝાઝા રહેતા ન હતા. **અદ્રષ્ય શરીર ધારણ કરીને ગમે ત્યાં રહેતા હતા.** એમનું મૂખ્ય કાર્ય એકાંતવાસમાં ઉંચ ક્રિયાઓ (યશ્નો) મારફતે જગતમાં ભલાઇ અને શાંતિ અને આનંદના પ્રવાહો ફેલાવવાનું હતું. જયારે જયારે ચેલાઓને—શિક્ષકોને—કોઇ સવાલમાં એવણની રાહબરીની જરૂર પડતી, ત્યારે એવણ જાહેરમાં દેખાવ દેતા, અને પાછા અદ્રષ્ય થઇ જતા. એવણ નજદીક હોય છતાં કોઇ જોઇ શકે નહિં એવું એવણ અદ્રષ્ય (invisible) શરીર બનાવતા, ધારણ કરતા.

## ઝરથુશ્ત્ર સાહેબનાં તેજસ્વી શરીરનું અજાયબીભર્યું બંધારણ—એમનો ઉંચ તોખમી ખોરાક.†

એવણ સાહેબ જયારે જાહેર થતા ત્યારે એમનાં તેજસ્વી ખોરેહનો પ્રકાશ એટલો બધો પડતો હતો, કે અમુક કદમ સુધી નઝદીકમાં કોઇ આવી શકતું ન હતું. કોઇનેબી નઝદીક આવવાની જરૂર પડતી ત્યારે તેવણ

* વધુ માટે જુઓ **નીо વેо વાо ૧ લું**, પાના ૪૧, ૪૬, ૭૦, ૨૫૧, ૪૪૧, ૪૬૬–૪૬૮, ૪૯૬, ૬૭૪, ૬૯૦, ૭૯૮–૮૦૦.

† વધુ માટે જુઓ **નીо વેо વાо ૧ લું**, પાના ૪૭૦–૪૭૫, ૫૭૪, ૫૮૦, ૬૪૬–૬૪૮.

પોતાનાં આ તેજ ઉપર અમુક જાતનો ઓળો નાખી તેને ઝાંખી રોશ-નીમાં ફેરવતા.

એમનાં શરીરને કદી અડકી શકાતું ન હતું કેમકે તેમાં એટલો બધો ખોરેહનો જલવો યાને ઇલેકટ્રો-મેગનેતીક પાવર હતો કે તેનો સ્પર્શ થતાંજ મજબુત ઝટકો (shook) લાગતો.

એમનું શરીર જેમ અદ્રષ્ય હતું, તેમ તે પારદર્શક હતું. કોઇ પણ જાતનું હથીઆર એમનાં શરીરની આસપાસ પસાર થઇ જતું કે જેમ પાણીમાં હથીઆર ફેરવો અને તેનો કાંઇ પણ ઘા થતો નથી કે નિશાંણી રહેતી નથી અથવા હવામાં હથીઆર ફરી ગયું હોય તેવોજ ભાશ થતો હતો. એવું એમનું પારદર્શક પાણી કે ઇથર જેવું નિર્મળ શરીર હતું.

એમનાં શરીરનો ઓળો પણ પડતો ન હતો કેમકે એમનું શરીર ખોરેહનુંજ બનેલું હોવાથી ખોરેહ પોતેજ પ્રકાશ છે, અને તેથી બીજો કોઇ પણ પ્રકાશ એમનો ઓળો પાડી શકે તેમ ન હતું.

આવાં તેજસ્વી શરીરને ખોરાક કે પાણીની પણ જરૂર શી હોય? પરંતુ જયારે તેવણ આ ગેતી જગત ઉપર જાહેર થતા ત્યારે જગતની ખાકનો પાસ એવણને પણ લાગુ પડતો, અને તેથી એવણ થોડા પ્રમા-ણમાં ગાયનું દુધ પીતા હતા. આ ગાય તે પણ સાધારણ ન હતી, પણ ઉંચ ખવાસની પહેલા નંબરનો ખોરાક ખાનારી હતી. જીવતાં કે ઉપયોગી ઝાડપાનો, કે ઘાસચારો તે ખાતી ન હતી પણ ઝાડ ઉપરથી પાકીને ખરી પડેલાં નિર્દોષ પાંદડાંજ ફકત ખાઇને તે ગાય ઝરથુસ્ત્ર સાહેબને માટે દુધ પેદા કરતી.

આવું યઝદી શરીર ધરાવનારા પરમ પૂજ્ય પેગમ્બરના પવિત્ર રૂહ ઉપર સદ હજાર આફ્રીન હોજો!

## સર્વનું ઝાડ, નવગીરેહની લાકડી, એકવીસ નસ્કની બનાવટ—"જામે જહાનુમા" "પાવમેહેલ" દૈત્યોને મારવાનાં હથીઆરો—એ સઘળાંનો ભેદ.*

ઝરથુશ્ત્ર સાહેબ પોતાની સાથે શું શું ચીજો લાવ્યા હતા તે દંતકથા રૂપમાં આપણી પાસે સચવાયલી છે, જેમાં હાથમાંના આતશની બાબત

* **સર્વ-કેશમરના ઝાડના** વધુ ભેદ માટે જુઓ **નીo વેo વૉo ૧ લું,** પાનાં ૩૮, ૪૨, ૭૩-૭૫, ૬૩૪-૬૩૮, ૬૭૫-૬૭૬.

**નવગીરેહની લાકડીના** વધુ ભેદ માટે જુઓ **નીo વેo વાo ૧ લું,** પાના ૨૩૯, ૨૪૨, ૨૪૯-૨૫૨, ૨૭૮.

(ચાલુ ફુટનોટ માટે જુઓ પાનું ૩૦ મું.)

આપણે જોઇ લીધી છે. બીજું **"સરવનું ઝાડ," "નવગીરેહની લાકડી"** અને **"૨૧ નરક"** વિષે આપણે જોઇશું.

ઝરથુશ્ત્ર સાહેબના મોજેજા અને ચમત્કારો તે તેવણુ સાહેબની જીવતી જાગતી કેરદારોના રૂપમાં હતા, જેમાં **"સરવ-ઇ કેશ્મર"** નામની એક કેરદારરૂપ શકિત પણુ સમાઇ જાય છે. આ કેરદાર તે "સરવ-ઇ કેશ્મર" નાં ઝાડનાં રૂપમાં હતી. આ ઝાડ ગુશ્તાસ્પની દરબારમાં અમશાસ્પંદોએ બતાવ્યું હતું. ગુશ્તાસ્પના અયવાન—બાગ—માં તેને રોપવામાં આવ્યું હતું. તેની રચના અને ખુબી ઘણી આકર્ષક હતી, તે સીધું સત્યની ગવાહી આપતું હતું. તેનાં પાંદડાં બેશુમાર હતાં અને તે દરેકની ઉપર લખેલું હતું કે **"બેપઝીર દીને બેહી"** એટલે સૌથી શ્રેષ્ટ દીન કબુલ કર. આ "સર્વે કેશ્મર" વિશાળ રૂપે વધતું હતું અને તેનાં દરેક પાંદડાં ઉપર એવાજ શબ્દો લખેલા રહેતા હતા. ઝરથુસ્તી દીન બેપઝીર અને સર્વે ધર્મોને છાંયડો—આસરો—આપનારી વિશાળ ઝાડ રૂપે છે, એવો એનો અર્થ અને ભેદ હતો. આ ઝાડની ઉપરના લેખથી ગુશ્તાસ્પ શાહની પૂરી ખાત્રી થઇ હતી. ત્યાર પછી આ ઝાડને આ આમર્ઇતિના છોડવાને આતશબેહરામમાં રોપવામાં આવ્યો, તેની આસપાસ મેહેલ બાંધવામાં આવ્યો. આ મેહેલ તે છોંય મટોડાંનો નહિં, પણ ૩૩ આલાનોનો **"પાવમહેલ,"** જે યઝદ સાહેબોના પબેવંદમાં છે, તે બાંધવામાં આવ્યો. અને તેમાંથી બીજાં અનેક આતશબેહરામો, અને ધર્મ સંસ્થાઓની સ્થાપના થઇ. આ રીતે દીન વધુ અને વધુ ફેલાતી ગઇ.

સર્વનાં ઝાડની સાથે ઝરથુસ્ત્ર સાહેબે **"જામે જહાનુમા"** નામની એક તલેસમાતીક કીતાબ ગુશ્તાસ્પ શાહને આપી હતી. આ "જામે જહાનુમા" ની અંદરથી સાત કાળનું તમામ જ્ઞાન નજરે દેખાતું હતું. જમીનમાં દટાયલું, કે આકાશ ઉપર ઘણે ઉંચે હોય, એવું તમામ જ્ઞાન, આ "જહાનુમા" માં જોઇ શકાતું હતું. આની મારફતેજ દીનને આરાસ્તે કરી શકાતી હતી. નીરંગો, તલેસમો, વરો, કે દઝો, (મીનોઇ કીલ્લાઓ)

---

( પાને ૨૯ મે થી ફુટનોટ ચાલુ. )

**એકવીસ નરકોની બનાવટ**ની વધુ વીગત માટે જુઓ **નીo વેo વાo ૧ લું**, પાના ૧૮, ૪૧, ૩૩૩, ૪૬૭, ૬૭૬.

**જામે-જેહાંનુમા**ના વધુ ભેદ માટે જુઓ **નીo વેo વાo ૧ લું**, પાના ૩૯, ૪૨-૪૩, ૬૩૮, ૬૭૫-૬૭૬.

**પાવમહેલ અને દેવોને મારવાના હથ્યારો**ની વધુ વીગત માટે જુઓ **નીo વેo વાo ૧ લું**, પાના ૬૭, ૬૫૨, ૬૬૩-૬૬૯, ૬૭૪, ૭૯૨-૭૯૩.

બાંધવા માટે આનો ઉપયોગ થઇ શકતો હતો. આ "જામે જહાનુમા" નું જ્ઞાન અત્યારે તો ગુપ્ત થઇ ગયું છે, છતાં તે શકિત મહાન આબેદ સાહેબો આજે પણ ખીલવી શકે છે, અને સાતે કાળના બનાવોની તાસીર તેમાં જોઇને મેળવી શકે છે. જો ખુદાનું ચાહવું હશે તો વખત પાકો થતાં, કોમ ઉપર તે માલેકની મેહેર થતાં, આપણી દીનને ફરીથી આરાસ્તે કરવા માટે તે સાહેબો જરૂર તેનો ઉપયોગ કરશે, એવી દરેક શ્રદ્ધા છે.

જેમ "સર્વ કેશ્મર" નું ઝાડ કેરદાર રૂપે હતું તેમ "**નવગીરેહની લાકડી**" પણ એવણ સાહેબના ખોરેહની શકિતમાંથી ઉત્પન્ન થયલી "અષ" ની શકિત રૂપ હતી. આ 'અષ' નું તેજસ્વી ખોરેહ એમનાં શરીરની આસપાસ, હમેશાં છત્રનાં રૂપમાં વિંટળાયલું રહેતું હતું. તેવણ જયાં જાય ત્યાં આ "અષ" અથવા "નવગીરેહની આસાની લાકડી" પ્રકાશ તરીકે તેમની સાથેની સાથેજ જતી હતી, કેમકે તે તેમનાં શરીરમાંથી નીકળતો એક પ્રકાશજ હતો. અને સામાની નજરે એમજ દેખાતું કે તેમણે નવ વિભાગોવાળી એક લાકડી પોતાની સાથે રાખેલી હોય. આ નવ વિભાગોમાંજ એમનો આખો સુક્ષ્મ સંસાર હતો, જેને બૈરી છોકરાંના રૂપમાં દંતકથામાં જોડેલો છે, જે આગળ ચાલતાં જોઇશું. વળી નવ ગીરેહની આ આસા–લાકડીના પ્રવાહમાંથીજ ૨૧ નસ્કો પણ પેદા કર્યાં હતાં, જે હસ્તી અને નીસ્તી સાથે સબંધ ધરાવતાં હતાં.

આ નવગીરેહની લાકડી એવણ સાહેબે પોતાના પિતાજી પોઉરૂશસ્પનાં ઘરમાં બનાવી હતી, તેમજ દેવોને મારવાના હથીઆરો પણ એમણે ત્યાંજ બનાવ્યાં હતાં; એનો અર્થ એજ છે કે પોઉરૂશસ્પનાં ઘરમાં એવણ સાહેબે પોતાની 'અષ' ની શકિતને સંપુર્ણતામાં ખીળવીને આ લાકડીરૂપ ખોરેહ તેજસ્વી બનાવ્યું હતું, જે પત્થર કે લોખંડ કરતાં પણ સખત હતું, એટલે કે દેવોને (દૈત્યોને) મારવામાં એવાં હથીઆરો જે કામ ન કરે તે કરતાં વધારે ઉંચ કાર્ય આ નવગીરેહનો પ્રકાશ બજાવતું હતું. વળી પોતાનાં પિતાજીનાં ઘરમાં હથીઆરો બનાવવાનો પણ એજ અર્થ છે, કે ત્યાં એમણે માંથ્ર અને યસ્નની મહાન ક્રિયાઓ આ 'અષ' મારફતે કરી હતી, અને તે ક્રીયાઓ અને માંથ્રીક કલામો દેત્યોને મારવાનાં હથીઆર રૂપ બની હતી. એવણ સાહેબને લોખંડી કે પોલાદી હથીઆરોની જરૂર હતીજ નહિં. એવણ દેવોને પણ પોતાની અશોઇ અને ખોરેહનાં બળે પોતાના પક્ષમાં જીતી લઇ, તેઓ પાસેથી ખુદાઇ કાર્યો કરાવતા. તેઓની ગતી અને મતી તદન ફેરવી નાંખીને સુધારતા, અને ખુદાઇ રાહ ઉપર મૂકતા. જેઓ સમજાવટથી નહી સુધરતા તેઓને ઇચ્છવા જોગ સત્તા અને મીનોઇ બળ પણ વાપરીને ઠેકાણે લાવતા.

એવણુનો મૂખ્ય સિદ્ધાંતજ એ હતો, કે અંધકારને રોશનીમાં, અજ્ઞાનતાને જ્ઞાનમાં ફેરવી નાંખવાં; બુરાંને ભલાંમાં ફેરવી નાખવાં. અને તેજ સિદ્ધાંત ઉપર એમણે પોતાના મહાન ધર્મની તરીકતો અને રીવાજો સાયન્ટીફીક રૂઢીથી ગોઠવેલા છે

## ઝરથુશ્ત્ર સાહેબની સુનાનાં પત્રાંઓ ઉપર લખાયલી ૨૧ લાખ બેતો—તેમાં શું હતું અને કયાં છે ?*

ઝરથુશ્ત્ર સાહેબ જે અવસ્તા ૨૧ નસ્ક લાવ્યા હતા તેને ૨૧ લાખ બેતોમાં પણ ઉતારવામાં આવી હતી. તવારીખ પ્રમાણે આ ૨૧ લાખ બેતો પહેલવી ભાષામાં લખાયલી હતી. કહે છે કે કેખશરૂએ–શાવકશાનના વખતના આતશબેહરામમાં આ ૨૧ લાખ બેતો સુનાનાં પત્રાંઓ ઉપર લખીને રાખવામાં આવી હતી. આ બેતો આજે પણ હૈયાત છે, અને પહાડોની તળેટીમાં ચમત્કારીક બાંધેલા તલેસમમાં તે રાખવામાં આવેલી છે, જે ખુદા પાકની ઝરથુશ્તી દીન ઉપર ફરી એક વાર રહેમ થશે ત્યારે જરૂરજ જાહેરમાં આવશેજ, અને તે વખતને માટેજ હજી તે સચવાયલાં છે. જે કાંઇ નાશ પામ્યું છે તે તો પાછળથી થયલી નકલો છે. કોમ શ્રદ્ધા રાખે કે એ અસલ જળવાયલું છે, અને તે તેનો નિર્માણ થયલો વખત આવતાં જરૂર જાહેર થશેજ.

આ ૨૧ લાખ બેતોમાં સાતે કાળનું તમામ જ્ઞાન અને બાબતો ભરેલાં હતાં, જેમાં ઝરથુશ્તી દીનની ક્રિયાઓ, મિથ્રો, માંથ્રો, નિરંગો, તાવીજો, રીવાજો, તરીકતો, તવારીખ, ભુત વર્ત્તમાન ભવિષ્ય, જ્યોતિષ વિદ્યા, આકાશી વિદ્યા, ભૂગોળ શાસ્ત્ર, ખગોળ શાસ્ત્ર, સાયન્સને લગતી તમામ શોધખોળો, બીજા ધર્મોનાં વર્ણનો, વૈદક શાસ્ત્ર, દવા દારૂ, જન્મ મરણની બાબતો, ઉપલાં કે નીચલાં ભુવનોનાં વર્ણનો, ટુંકમાં જે કહો તે સઘળું તમામે તમામ આ ૨૧ લાખ બેતોમાં સમાયલું હતું. આજની સાયન્સના પ્રયોગોથી લોકો અજાયબ થાય છે, પણ આ મહાન મિનોઇ સાયન્ટીસ્ટે એટલું મહાભારત સાયન્સ આ બધામાં ભરેલું હતું કે જેની કલ્પના પણ આવવી મુશ્કીલ છે. આજનું સાયન્સ તો જગતના નાશ પાછળ મંડેલું છે, પણ તે પવિત્ર સાયન્સ—મીનોઇ જ્ઞાન—તો જગતના ઉદ્ધાર માટેજ રચાયલું હતું. આ ૨૧ લાખ બેતોમાંની કેટલીક નકલો આરબોના હાથમાં ગઇ હતી, અને ભાંગીતુટી હાલતમાં તેઓ પાસે હોવી જોઇએ, કેમકે કેટલાક "આરબ લખનારાઓ" એના અર્થના અનર્થો કરી ગયા છે.

---

* વધુ માટે જુઓ ની૦ વે૦ વૉ૦ ૧ લું, પાના ૫૯૬, ૫૯૦–૫૯૨.

## શું ઝરથુશ્ત્ર સાહેબ સાધારણ ઇન્સાન જેવા સંસારી પુરૂષ હતા? તેમનાં બૈરી છોકરાં એ શું ચીજો છે? ઝરથુશ્ત્ર સાહેબ આ જગતના યઝદ અને "અખંડ બ્રહ્મચારી" છે—શ્રી કૃષ્ણની ૧૬,૦૦૦ ગોપીઓ છતાં તેઓ "અખંડ બ્રહ્મચારી" કેમ?*

દંતકથાઓમાં કેટલેક ઠેકાણે એવું બતાવવામાં આવ્યું છે કે ઝરથુશ્ત્ર સાહેબના ત્રણ ધણીઆંણી હતાં, ત્રણ દીકરા, અને ત્રણ દીકરીઓ હતી. આ દંતકથાનો ખરો ભેદ અને ખરો અર્થ અંધારામાં રહેવા પામ્યો છે તેથી સાદી નજરે ઝરથુશ્ત્ર સાહેબને એક સંસારી ઇનશાન ગણીને, સાધારણ પંક્તિ ઉપર મૂકી દેવામાં આવે છે. ખરી રીતે તેવણને લોહી માસનાં ઉત્પન્ન થયલાં ઇન્સાન રૂપ બાળકો પણ ન હતાં, અને ઇન્સાન રૂપ ધણીઆંણી પણ ન હતાં. ઝરથુશ્ત્ર સાહેબને ગાથામાં દાદાર અહુરમઝદે "અએવો" કહેલા છે. એનો અર્થજ એ છે કે તેઓ જગતમાં જોડી વગરના છે. એમની સાથે કોઇ બીજા ઇન્સાનનું જોડાણુજ નથી. ત્યારે બૈરી અને છોકરાં ખરા અર્થમાં શું ચીજો છે તે જાણવાની જરૂર છે.

એવણ સાહેબ તો સંપૂર્ણ અને વિચાર વાણી અને કર્તવ્યથી "મગવાન-મગવ" યાને જન્મથીજ "અખંડ બ્રહ્મચારી" હતા. જેમનું શરીર પારદર્શક, જેનો ઓળો નહિં, જેમનું શરીર ઇલેકટ્રીસીટીથી ભરપૂર, જેમનું ખોરેહ અને તેજ એટલાં બધાં પ્રકાષીત કે જેથી પાસે પણ જઇ શકાય નહિં; જેમનાં કાર્યો, મહાન દેવો-દૈત્યો અને રાક્ષશોને માંથ્રના કલામોથીજ તોડવાના, જે આ જગતના યઝદ જેવા, જેમને દાદાર અહુરમઝદે પોતાની સાથના તરીકે ગણેલા, તેવા એક યઝદ આ ગેતી ઉપર ખાકી ઇન્સાન સાથે લગ્ન કરે, સંસારનો ભોગવટો કરે, બાળબચ્ચાંના મોહ પાછળ ફસી પડે એ વાત શું સાધારણ ભેજાંમાં પણ ઉતરી શકે તેવી છે? ત્યારે આ બૈરી અને છોકરાં એ શું ચીજ છે તે જાણવાની દરેક જરથોસ્તીની ગંભીર ફરજ છે.

હિંદુ ધર્મ શાસ્ત્રોમાં "શ્રી કૃષ્ણ" ને ૧૬,૦૦૦ ગોપીઓના પતિ તરીકે વર્ણવવામાં આવ્યા છે, જયારે બીજી બાજુ તેમને "અખંડ બ્રહ્મચારી" કહેવામાં આવ્યા છે. આ ઉપરથી જણાશે કે તેમની આ ૧૬,૦૦૦ ગોપીઓ તે ખરેખર પત્નીઓ ન હતી પણ એમાં બીજો ગુપ્ત અર્થ સમાયલો છે. "ગીતા" માં તો તેમને અખંડ બ્રહ્મચારી તરીકે ઠોકી

---

* વધુ માટે જુઓ ની૦ વે૦ વૉ૦ ૧ લું, પાના ૧૨૯-૧૩૦, ૨૫૧, ૬૭૮, ૭૨૫-૭૨૮, ૭૯૮-૮૦૩.

ઠોકીને કહેવામાં આવ્યું છે. આ રીતે ઝરથુસ્ત્ર સાહેબ પણ સૌથી વધારે અખંડ બ્રહ્મચારી હતા. તેમનાં પત્ની અને બાળકો તે તેમની મીનોઇ કેરદાર રૂપ બનેલી જીવતી જાગતી રૂહાંની શકિતઓ હતી.

## ઝરથુશ્ત્ર સાહેબનાં "ત્રણ ધણીઆંણી": તેનો અર્થસુચક ખુલાસો.*

જેમ એવણ સાહેબના હાથમાંનો આતશનો અલંકાર છે, જેમ સરવના ઝાડનો, અને નવગીરેહની લાકડીનો અલંકાર આપણે જોયો છે તેમ આ બૈરી છોકરાંનો પણ અલંકાર જોવાની જરૂર છે. ઝરથુસ્ત્ર સાહેબ પોતાની "અષ" ની લાકડી મારફતે, જે જે મિનોઇ કાર્યો કરતા હતા તે દરેક કાર્યો જીવતાં કેહપ રૂપના થતાં હતાં, અને તે કેહપો એમના દરેક હુકમની બજાવણી કરી શકતાં, જેઓને "**અફ્રુદી**" અથવા "**જીવતી વ્યકતી રૂપ કેહર્પ**" (ઉડતા ઘોડાઓ) કહેવામાં આવે છે. આ શકિત દરેક ઇનસાન ઓછાં વધતાં પ્રમાણમાં ધરાવી શકે છે. દાખલા તરીકે ઇન્સાન જયારે મરણ પામે છે ત્યારે મરણ પ્રસંગે, તેનાં જીવતી જીંદગીમાં કીધેલાં વીચાર આચારો અને કાર્યોની 'કેરદાર' જે અત્યાર સુધી અદ્રષ્ય હતી તે જીવતાં જાગતાં રૂપમાં તેની સામે ખડી થઇને ઉભી રહે છે. એ વાત જાણીતી છે કે આપણામાં એવી મક્કમ માન્યતા ચાલતી આવી છે કે મરણ પછી જો બહેસ્તમાં જવાનું હોય તો ખુબસુરત સ્ત્રી સામી લેવા આવે છે, અને દોજખમાં જવાનું હોય તો બદસુરત ઓરત સામે મળીને હેરાંન પરેશાંન કરી નાખે છે. આ સ્ત્રી તેજ મરનારનાં તમામ કર્મોની કેરદાર-મુર્તી (image) છે, કે જે જીવતી જીંદગીમાં અણુદીઠ વાતાવરણમાં ચાલુ બંધાતી રહે છે અને મરણ પછી તેને અવષ્ય આવીને જીવતાં જાગતાં રૂપમાં સામે મળે છે. જયાં સુધી આ ખાકી શરીર ભુરા વાતાવરણોમાં ઘેરાયલું છે ત્યાં સુધી આપણે તેને નરી આંખોએ જોઇ શકતા નથી, પણ જેમની મિનોઇ ચશમ ખીલેલી અને ખુલ્લી હોય છે, તે તો જરૂર આ કેરદારોને નરી આંખોએ જોઇ અને પીછાણી શકે છે, અને તેની દોરવણી જીવતાં જીવત કરી શકે છે.

ઝરથુસ્ત્ર સાહેબ કરતાં ઉતરતા દરજ્જાના મહાન આમેદ સાહેબો, અને પરહેજગાર પૂરૂષો આ રીતે જે જે ભલાઇનાં કામો અને ઉંચ મીથ્ર-માંથ્ર સાથની ક્રિયાઓ (યશ્નો) કરતા હતા તેની "અફ્રુદી" યાને કેહપ રૂપ ફ્રેસ્તાઇ વ્યકતી થતી હતી, અને આ કેહપની શકિત પાસે તેઓ કામ-

---

* વધુ માટે જુઓ ની૰ વે૰ વૉ૰ ૧ લું, પાના ૨૪૯-૨૪૨.

કાર્ય કરાવી શકતા હતા, અને તેની મારફતેજ તેઓ જાતજાતના ચમત્કારો અને મોઝેજાઓ પણ કરતા હતા, અને તેથી સાધારણ ઇન્સાનોને અજાયબી લાગતી. આબેદ સાહેબોનાં ક્રિયાકામથી બનેલી આવી કેહ્પ રૂપ શકિતઓ ખુદ આતશબેહરામની બોય દેતી, આતશબેહરામ સાહેબની રખેવાલી અને પાસબાની કરતી, એ બધી વાતો આજ સુધી જાણીતી છે.

જેમ ભલાં ધાર્મીક કાર્યોની આવી ભલી ખુબસુરત કેરદારો બને છે, તેમ પાપી કાર્યોની પણ બદસુરત કેરદારો અણુદીઠ વાતાવરણમાં બને છે. મેલી વિદ્યા જાણનારા લોકો આવી બુરી શકિતઓને હાથ કરીને નાના નાના જાદુઇના ચમત્કારો કરી શકે છે, તેનાથી લોકો અંજાઇ જાય છે અને તેવાઓના ફાંદામાં ફસી પડે છે. પણ આવી મેલી વિદ્યાની શકિતઓ ઝડપથી તેવાઓના હાથમાં દોડી આવે છે, જયારે ભલી શકિતઓ એમ સહેલાઇથી અષોઇનાં બળ વગર આવતી નથી, અને પરહેજગાર પૂરૂષો જયારે અષોઇથી તેવી શકિતઓને મેળવી શકે છે ત્યારે તેઓ હમેશાં સ્વાર્થ રહીત ભલાઇનાં અને મિનોઇ કાર્યોજ તેની મારફતે કરે છે.

ત્યારે ઝરથુસ્ત્ર સાહેબની આ ભલી અષો અને ખુબસુરત કાર્ય રૂપ કેરદારો હતી જે જીવતાં જાગતાં સ્વરૂપમાં ઝરથુસ્ત્ર સાહેબનો હુકમ બજા લાવતી હતી, જેને અલંકારમાં "**ઝરથુશ્ત્રના ઉડતા ઘોડાઓ**" પણ કહેવામાં આવ્યા છે. **ઝરથુશ્ત્ર સાહેબને ત્રણ બૈરીઓ હતી એમ સાધારણ રીતે કહેવું અને માનવું, એજ તેમનું મોટું અપમાન અને આપણી અઘોર અજ્ઞાનતા બતાવે છે.** આ ત્રણ બૈરીઓ જે અલંકારીક શબ્દોમાં પહેલવીમાં જણાવેલી છે તે તેમનાં ખોરેહમાંથી અશોઇનાં સૌથી ઉંચ બળો ઉપર જણાવ્યું તેવી ક્રિયા અને કાર્યોમાંથી ઉત્પન્ન કીધેલી જીવતી જાગતી કેરદારો હતી, જેઓનું બંધારણ હસ્તીના નવ ભાગોનું યઝતી તોરનું રવાન-બઓદાંગ-ફ્રવષી સાથનું હોવાથી તેઓને છુટાં છુટાં રવાનો તરીકેજ યાદ કરવામાં આવે છે, જે કેરદારો તેમને એટલી બધી ઉપયોગી વફાદાર અને તાબેદાર હતી, કે તેઓને ઝરથુશ્ત્ર સાહેબનાં તેવાં વફાદાર અને તાબેદાર ધણીઆણીઓના રૂપમાં બતાવેલી છે.

**ઝરથુશ્ત્ર સાહેબ ગેતીના યઝદ હતા—તેવણ ત્રણ બૈરીના મોહ-પાસમાં ફસે એ વાત સાધારણ અક્કલમાં પણ ઉતરી શકે નહિ.***

અહિં યાદ રાખવાની જરૂર છે કે તે સોનેરી ચમત્કારીક જમાનામાં ઝરથુસ્ત્ર સાહેબે બનાવેલી આ ત્રણ મિનોઇ કેરદારો જીવતાં જાગતાં ઇન્સાનનાં રૂપમાં ઝરથુસ્ત્ર સાહેબની સાથેની સાથેજ રહીને મીનોઇ કાર્યોમાં

---

* વધુ માટે જુઓ ની૦ વે૦ વૉ૦ ૧ લું, પાના ૨૪૧-૨૪૨, ૨૫૨-૨૫૩, ૭૯૮-૮૦૩.

મદદગાર બની, અને ખુદ ઝરથુશ્ત્ર સાહેબે તેઓને જગતના ઉદ્ધાર માટે કામે લગાડી; તેઓને જુદા જુદા પ્રકારનાં કાર્યો સોંપવામાં આવ્યાં. આ રીતે "હુવોવી," "ઉરવીજ" અને "ઓરનેજ બરદાય" એમ ખુદ ઝરથુશ્ત્ર સાહેબનાં રવાનનીજ ત્રણ પ્રકારની શકિતઓને ત્રણ બૈરીઓ તરીકે અલંકારમાં ઓળખાવવામાં આવેલી છે.

જે યઝદ છે, તેને સાધારણ ઇન્સાન જેવો હવસી ભોગવટો કદીબી હોઇજ ન શકે, એ સાદી અક્કલમાં ઉતરે તેવી વાત છે. સેતાનનાં કાર્યોમાં હવસ ઉત્પન્ન કરવાનું કાર્ય પણ એક અંગ તરીકે સમાયલું છે. આવાં સેતાન્યત અંગોને તોડવા જેમણે જન્મ લીધો તેવણ શું તેજ મોહ-પાસમાં સપડાઇ જાય? દરેક ઇન્સાનને આ જગતનો મોહપાસ લાગુ પડે છે, જમાનો અને વાતાવરણ તેઓની ઉપર ફાવી શકે છે, પણ આવા યઝદોની ઉપર તે કદી ફાવી શકતો નથી.

## ઝરથુશ્ત્ર સાહેબની ત્રણ ફીરેસ્તારૂપ દીકરીઓ—તેઓ કેમ પેદા થઇ હતી? તેઓનું મહાન કાર્ય.*

ઝરથુશ્ત્ર સાહેબ અને તેમનાં આ ત્રણ મિનોઇ અલંકારીક ધણી-આણીઓના ભેગાં કાર્યોથી ઉત્પન્ન કરવામાં આવેલી બીજી ત્રણ કેરદાર રૂપ શકિતઓ, તે તેમની ત્રણ દીકરીઓ હતી. અહીંયાં યાદ રાખવાની જરૂર છે, કે ઝરથુશ્ત્ર સાહેબને ગેતીને ફ્રશો-ગર્દ તરફ લઇ જવાનું પોતાનું મહાન મીશન આ જગત ઉપર પાર પાડવા માટે અહુરમઝદ સાહેબ તરફથી મીનોઇ અધીકારો—સત્તાઓ અને શકિતઓ આપવામાં આવી હતી, અને આ સત્તાનો ઉપયોગ જરૂર પડતાં કરીને તેઓ આવાં કેરદાર રૂપ મીનોઇ ફરેસ્તાઇ શકિતઓ પેદા કરીને તેમાં તેઓ ચેતનાત્મક શકિતઓ મૂકી શકતા હતા અને મહાન ચેલાઓને એનાયત કરતા હતા. જેમ ઇન્સાનો કે જાનવરો હવસી ઇશ્કથી પેદા થાય છે તેમ મિનોઇ ફીરેસ્તાઓ મિનોઇ ઇશ્કથી મિનોઇ યસ્ન ક્રિયાઓથી એકમેકમાંથી ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે ઝરથુશ્ત્ર સાહેબના આ આલા યઝતી દરજ્જાનાં ફીરેસ્તા રૂપ ફરઝંદો તે તેમની ત્રણ દીકરી અને ત્રણ દીકરાઓ હતા, જેઓને અવ-સ્તામાં "પિથ્રે વા પુથ્રાઇ બ્રાથ્રે વા હુદો જાતાઇ" એવી ઉંચ ઇબારતમાં બતાવેલા છે.

એમની આ ત્રણ દીકરીઓ તે પણ કેરદારની—કાર્ય રૂપ ખોરેહની—બનેલી ફીરેસ્તા જેવી અશોઇની નુરમંદ પુતળીઓ હતી. આ ખચીત

---

* વધુ માટે જુઓ નીં૦ વે૦ વૉ૦ ૧ લું, પાના ૨૫૪-૨૫૫, ૭૯૯.

જીવતી જાગતી દીકરીઓ સમાનજ હતી, અને તેઓને પણ જગતના ઉદ્ધારનાં કાર્યો માટે પેદા કરવામાં આવી હતી. આ મહાન શકિતઓમાં એક "પોઉરૂચીસ્તી" જે 'ચીસ્તી' એટલે મીનોઇ અહુરમઝદી ડહાપણનો સંપુર્ણ ભંડાર રાખનારી હતી, જે ડહાપણ અથવા મહા જ્ઞાનનો ભંડાર ધરાવતી હતી, જેનાથી આ જગતનાં ઉદ્ધારનાં કાર્યો કરવાનાં હતાં, તેણી મહા જ્ઞાનનું ડહાપણ પુરૂં પાડનારી અને દરેક ઇન્સાનોને ખુદાઇ રાહ ઉપર ચાલવા માટેનું ડહાપણ અને જ્ઞાન બક્ષનારી હતી. તેણી સાતેસાત કાળની જાણનાર અને આગાહી કરનાર એક રૂહાની શકિત અથવા ઝરથુસ્ત્ર સાહેબની મીનોઇ કેરદાર હતી જેને "પોઉરૂચીસ્તી પૂત્રી" તરીકે અલંકારમાં સાચવી રાખવામાં આવેલી છે.

"બીજી પૂત્રી ફ્રેની" જે પણ ઝરથુસ્ત્ર સાહેબની અશોઇની એક કેરદાર રૂપ શકિત હતી, જે દરેક જાતના બાતેની યાને છુપા કે જાહેર તથા ઇન્સાનોમાં રહેલા અમુક જાતના મિનોઇ આતશોની ગતીઓને ઉભરાવવાનું, મીનોઇ ઇશ્ક લગાડવાનું અને તેની મારફતે ઇન્સાનો પાસે ખુદાઇ કાર્યો કરાવવાનું મહાન કાર્ય બજાવતી હતી, અને જગતની દરેકે દરેક ધુળની રજમાંથી પણ અહુરાનો નાદ કઢાવવાનું કાર્ય બજાવતી હતી.

"ત્રીજી પૂત્રી થ્રીતી" જે દરેક ઇન્સાનોને સુધારવાનું, ગુનેહગારોને રાહ ઉપર લાવવાનું અને દરેક પ્રકારનું જન સેવાનું કાર્ય બજાવવા માટે—મીનોઇ દાઇ યાને નર્સ તરીકે—ઓળખાતી હતી, જે પણ ઝરથુસ્ત્ર સાહેબની કેરદાર રૂપ મિનોઇ શકિત હતી.

આવી મહાન શકિતઓ ધરાવનાર કેરદારો તે શું સાધારણ ઇન્સાન જેવાં લોહી માસનું શરીર ધરાવનારાં કદિ પણ હોઇ શકે? આ ત્રણે દીકરીઓ યાને શકિતઓ ઝરથુસ્ત્રના મહાન ચેલાઓને સ્વાધીન આપવામાં આવી હતી, જેથી તેણીઓને તેઓ સાથે પરણાવી એમ અલંકારમાં કહેવામાં આવ્યું છે. આ રીતે ઝરથુશ્ત્ર સાહેબે પોતાની અષની ત્રણ ગતીઓને પોતાની ત્રણ દીકરીઓના રૂપમાં ઉભી કીધી; રૂવાન, બઓદ, અને ફ્રવષીવાળી તેઓને બનાવી. આ ગતી અતિ ખુબસુરત અને રયોમંદ તનની પુર આકર્ષણ શકિતવાળી, મીનોઇ કાર્યોનું ભાન કરાવનારી ફરેસ્તા રૂપ પુતલીઓ—રૂપસુંદરીઓ—કન્યાઓ હતી.

## સાધારણ ઇન્સાન માટે લગનની ફરજ—ઝરથુશ્ત્ર સાહેબની "ખેત્વોદથ" મિસાલની ધણીઆણી.*

ઝરથુસ્ત્ર સાહેબનાં ત્રણ ધણીઆણીઓ માટે અહીંયાં થોડા વધુ ખુલાસાની જરૂર છે. એમનાં મૂખ્ય ધણીઆણી તે "હુવોવી" ગણાયલાં છે. સાધારણ ઇન્સાનને આ જગતમાં લગનની અને એવી બીજી ફરજો માથે નાખવામાં આવેલી છે, કેમકે તે આ જગત ઉપર પોતાનાં કર્મનો બાકી રહેલો ભોગવટો કરવા માટેજ ઉતરે છે, અને તેનાં કર્મોનાં પરિણામ રૂપે તેની સરજતમાં જે સ્ત્રી લખાયલી હોય તેની સાથે તેનું લગન થાય છે. આપણે જોઇએ છીએ કે હજારો માઇલ દુર પડેલાં સ્ત્રી પૂરૂષો અજાયબ જેવા સંજોગોમાં એકત્ર થાય છે અને પરણે છે. એ કાંઇજ નહિં પણ તેનું કર્મ જ્યાં જોડાયલું હોય ત્યાંજ તેને તે લઇ જાય છે. યઝદોની દુનિયામાં સ્ત્રી-પૂરૂષો જેવો ભેદભાવ નથી, કેમકે તેઓનાં રવાનનાં મરદ-ઓરત મીસાલ કદીબી પહેલેથી ભાગલા થતાજ નથી. તેઓનું રવાન સદા કાળ માટે અખંડ રહે છે. જ્યારે આ જગતનાં સાધારણ ઇન્સાનોના બાબમાં રવાનના ભાગલા થાય છે, જેને સાધારણ રીતે મરદ-ઓરત તરીકે ઓળખ્યે છીએ. આ પ્રમાણે ઝરથુસ્ત્ર સાહેબનું રવાનબી પહેલેથીજ અખંડ—ભાગલા થયા વગર યઝદી તોરનું ઉતરેલું હતું. તેવણનાં કર્મનો કોઇ જાતનો ભોગવટો ગેતી જગતમાં કશી રીતનો પહેલેથીજ હતોજ નહિ તો પછી તેવણને આપણી માફક લગનની કે સંસારની ફરજ કે બાધ હોયજ કયાંથી ?

**તેમના ધણીઆણી "હુવોવી" તે તેમની "ખેત્વોદથ" મીસાલ બનેલી અવ્વલ નંબરની અષોઇની શકિત હતી,†** જે ઝરથુસ્ત્રનાંજ ખોરેહમાંથી ઉભી થયલી હતી જેથી હવોવી મૂખ્ય ધણી-આણી ગણાયાં, અને તેવણ ઝરથુસ્ત્રની સાથે લગોલગ રહીને ઝરથોસ્તી દીનને આરાસ્તે કરવાનું કામ કરવા લાગ્યાં, જ્યારે બીજી બે શકિતઓ તે "ઉરવીજ" અને "ઓરનેજ-અરદાય" હતી, જેઓમાં "ઉતયુઇતી" અને "ઝરઝદાઇતી"ની (યાને છેક ઉપરથી સીધો સીલસીલો રાખનારી અને અંતઃકરણની ફીદાગીરી રાખનારી) શકિતઓ સમાયલી હતી, જેઓને ઝરથુસ્તી દીનથી ઉનરતા પ્રકારની બીજી જીરમોની દીનો યાને કોમોને દોરવવાનું કાર્ય સોંપવામાં આવ્યું હતું. ઝરથુસ્ત્ર સાહેબની આ ત્રણે

---

* વધુ માટે જુઓ નીo વેo ૧૦૧ લું, પાના ૨૭૬-૨૮૯, ૩૨૧-૩૨૫.

† વધુ માટે જુઓ નીo વેo વૉo ૧ લું, પાનાં, ૭૯૮-૮૦૩.

અષની શકિતઓ આજે પણ જગત ઉપર ગુપ્ત રીતે કાર્ય બજાવી રહી છે, અને અમર છે. આજે પણ દંતકથામાં એવી હકીકતો જોડાયલી છે કે "હોશેદર માહ" "હોશેદર બામ" અને "સોશ્યોશ" આ જગતમાં ઝરથુસ્ત્રની ભવીશ્યની અલંકારીક બખરીઓનાં પેટેજ પેદા થશે." એનો અર્થ એજ છે કે આ શકિતઓ હૈયાત અને અમર છે, અને તેઓ ઝરથુસ્ત્ર સાહેબની દીનને નિર્માણ થયલા શુભ બર વખતે સુધારવા માટે એવા મહાન પૂરૂષોને ઉભા કરશે કે જેઓ જગત ઉપર આવીને ઝરથુસ્તી દીનને ફરીફરીથી સજીવન કરી અસલ સ્થિતિ ઉપર મુકી આપશે. ખુદા પાકના હુકમથી તે દિવસ જલદી આવે.

## ઝરથુશ્ત્ર સાહેબના ત્રણ ફીરેસ્તારૂપ બેટાઓ— તેમને સોંપાયલાં મહાન કાર્યો.*

ઝરથુસ્ત્ર સાહેબની "અષ" ની કેરદારોમાં જેમ તેમની ધણીઆણીઓ અને દીકરીઓ વિષે આપણે જોયું તેમ એવણ સાહેબની અષની પવિત્ર કેરદારો ત્રણ છોકરાઓના રૂપમાં પણ હતી, જેમનાં નામ "**ઇસ્તવાસ્ત્ર**" "**ઉર્વતત નર**" અને "**હુવરે ચીથ્ર**" હતાં. આ ત્રણ કેરદારો તે જીવતી જાગતી વ્યકિતરૂપ હતા. ઝરથુસ્ત્ર સાહેબને મળેલી ખુદ અહુરમઝદ સાહેબ તરફની સત્તાની રૂએ તેઓને જગતના ઉદ્ધારનાં કાર્યો માટે ઉત્પન્ન કરવામાં આવ્યા હતા. આ પણ લોહી માસનાં સાધારણ ઇન્સાનરૂપ પૂત્રો ન હતા પણ પોતાના જેવાજ યઝદી તોરના ફીરેસ્તારૂપ પુત્રો હતા, જેઓને ઝરથુસ્ત્ર સાહેબે પોતાના તાબેદાર ફરમાનબરદાર અને અષો પૂત્રો તરીકે જગતમાં જાહેર કર્યા હતા.

આ ત્રણ પૂત્રોમાં વડા "**ઇસ્તવાસ્ત્ર**" ને આબેદોના આબેદ દસ્તુરાંન દસ્તુરનો દરજ્જો આપવામાં આવ્યો હતો, માઝદયસ્ની દીનને લગતા તમામ સવાલોનું નિરાકરણ કરવાની અને જરથોસ્તી મીથ્ર-માંથ્ર અને યસ્ન (ક્રિયા માર્ગો) ને ૮૧,૦૦૦ વરસના અયામ સુધી "**રાહે ઝરથુશ્ત્ર**" ઉપર ચલાવવાની શકિત અને સત્તા એમના હાથમાં હતી.

બીજા "**ઉર્વતત નર**" હતા, જેમને જમાનાની આખેરીએ થનારી 'જગ રેલ' Deluge) જેવી પાયમાલીઓ વખતે દીન, અને ધર્મોના રક્ષણ માટે અગાઉથી મુકરર કરી અમુક કાર્યો સોંપવામાં આવ્યાં છે. ચીમે ક્ષએતે એટલે સોશ્યોસે તેમજ શાહ જમશેદે બાંધેલા અદ્રષ્ય અને

---

* વધુ માટે જુઓ નીo વેo વૉo ૧ લું, પાનાં ૨૫૫-૨૫૬, ૪૬૮-૪૬૯, ૭૯૯-૮૦૨.

તલેસમાતીક "વર" (ગુફાઓ) નાં રક્ષણ અને પાસબાની એમને સ્વાધીન રાખવામાં આવેલી છે. ગમે તેવા જગતના નાશ કહો, કે આખર હઝારામાં પણ ઝરથોશ્તી દીનને, કે ઝરથોશ્તી કોમને કશી અલવલ આવવાની નથી તેનું આ મુખ્ય કારણ છે કે ઝરથુશ્ત્ર સાહેબનું ત્યાં રક્ષણ મૂકેલું છે.

ત્રીજા **"હવરે ચીથ"** હતા જેવણને "ક્ષથ્ર"—યાને કુદરતની મરજી પ્રમાણે કામ કરવાની શકિત અને સત્તા—ના સરદાર તરીકે નેમવામાં આવેલા છે. દરેક જીરમ-કોમના મનુષ્યોને જેઓ ન સુધરતાં હોય તેઓને પણ આ ક્ષથ્રથી સુધારવાની એમનામાં શકિત અને સત્તા મૂકેલાં છે. પારકાના ભલાનું કાર્ય એમને સોંપવામાં આવેલું છે. અમર પેશોતન દસ્તુરના લશ્કરની સરદારી—રથેસ્તારી—નું કાર્ય એમને સોંપાયલું છે, જે કુદરતનાં અમુક ભૂવન ઉપર એવણ સાહેબ પોતાનું મુકરર કરેલું કાર્ય બજાવી રહ્યા છે.

આ બધા ઝરથુસ્ત્ર સાહેબના ખરાં જીવતાં જાગતાં ફ્રરઝંદો હતાં એ વાત ખરીજ છે. પણ તેઓ અપવાદ રૂપ મીનોઇ ભોગવટાનાં, કહો કે મીનોઇ કેરદાર રૂપનાં હતાં. તે જમાનો સોનેરી હતો, ઝરથુસ્ત્ર જેવા મહાન ચમત્કારીક યઝદ ધરતીના તટ ઉપર ઉતરેલા હતા; દૈત્યો અને સેતાનો જેમના તાપથી નાસભાગમાં પડયા હતા, જેમનાં આકૃષણથી ભલભલાઓ અંજાઇને શરણ થયા હતા, તેવા મહા જ્ઞાની, મહા શકિતવાન સાહેબનાં આવાં તેજસ્વી અને મીનોઇ ભોગવટાનાં ફ્રરઝંદો હોય એમાં જરા પણ અજાયબીની કે નહિં માની શકાય એવી વાત નથી.

આતશને અવસ્તામાં "અહુરમઝદના પૂત્ર આતશ" તરીકે વર્ણવેલા છે, એ પવિત્ર આતશ તે આ જગતના આતશોમાં સર્વથી બળવાન અને સત્તાધારી મીનોઇ આતશ છે તેજ પ્રમાણે ઝરથુસ્ત્ર સાહેબનાં પુત્રો અને પુત્રીઓ મીનોઇ તેજ—પ્રકાશ—ના જેવી આતશી શકિતઓ હતી. અહુરમઝદના પુત્ર આતશની કલ્પના જો ધ્યાનમાં લેવામાં આવે તો ઝરથુસ્ત્ર જેવા યઝદ સાહેબના પુત્ર પુત્રીઓ કેવાં હતાં અને કેમ ઉત્પન્ન થયાં હશે તેનો ઝાંખો ખ્યાલ આવી શકશે.

## ઝરથુશ્ત્ર સાહેબને થઈ ગયાને કેટલાં વર્ષો થયાં ?*

ઝરથુસ્ત્ર સાહેબ કયા સાલમાં અને કેટલાં વર્ષો ઉપર થઇ ગયા તેનો અંદાજ કાઢવાનું કામ ઘણું મુશ્કીલ છે, કેમકે જે વાતને હજારો વર્ષ વહી ગયાં છે, તે વાતની ગણત્રી કરવી તેટલીજ કઠણ ગણી શકાય.

* વધુ માટે જુઓ ની૦ વે૦ વૉ૦ ૧ લું, પાનાં ૬૫૮-૬૬૧.

આગલા જમાનામાં સને અને સાલો ઘણી રીતે ગણવામાં આવતાં હતાં. સુર્યની ચાલ ઉપર, ચંદ્રની ચાલ ઉપર, કે ગૃહ સીતારાઓની ચાલ ઉપર પણ મહિનાઓ અને વર્ષોની ગણત્રીઓ થતી હતી, એવા અનેક જમાનાઓ પસાર થઇ ગયા છે છતાં આપણાં જળવાઇ રહેલાં પુરાતન પુસ્તકો આપણને અમુક અંદાજ કાઢવામાં તો જરૂર મદદગાર થઇ શકે છે. કેટલાંક પુરાતન પુસ્તકો અમુક જાતની નિશાણીઓ બતાવે છે, દાખલા તરીકે "સીકંદર" ની અમુક વર્ષો અગાઉ, અથવા "યઝદેગર્દ" ની અમુક વર્ષો અગાઉ અથવા ફલાણા શેહેનશાહની અમુક વર્ષો અગાઉ. આ જાતની નિશાણીઓ ઉપરથી એટલું તો અનુમાન નીકળી શકે છે, કે ગુસ્તાસ્પ પાદશાહને થઇ ગયાને નવ હજાર વર્ષથી ઓછો વખત થયો નથી. "દીનકર્દ, બુનદહેશ્ન, અરદાવીરાફ નામે" વિગેરે પુરાતન કેતાબો પણ એટલા જમાનાની ગવાહી પુરે છે. ઓછામાં ઓછી ગણત્રી કરનારાઓ આઠ હજાર વર્ષની ગણત્રી કરે છે, છતાં એટલું તો ચોક્કસ છે કે ગુસ્તાસ્પ શાહનો જમાનો નવ હજાર વર્ષ ઉપર મૂકવો બરાબર બંધબેસતું થઇ પડે તેમ છે. ગમે તેમ હોય, પણ વર્ષોની ગણત્રી અને મતફેરીઓ પાછળ બીજી અગત્યની બાબતોને છોડી દેવી જોઇતી નથી.

## "ઝરથુશ્ત્ર" નામનો અર્થ.*

આગલા જમાનામાં બાળકોનાં નામ પાડવા માટે અમુક સંભાળ રાખવામાં આવતી હતી. ઘણે ભાગે બાળકના બંધબેસ્તા ગૃહો અને રાશીઓને, તથા તેને લગતા ગુણોને અનુકુળ થતાં નામો પાડવામાં આવતાં હતાં.

"ઝરથુસ્ત્ર" એ મુબારક નામનો અર્થ **"જગતનો ઝળકતો સીતારો"** એવું પણ થઇ શકે છે તેમ "બુલંદ ઉંટ રાખનાર" એટલે કે **"મીનોઇ ઇલમ રાખનાર દાનાવ"** એવો થઇ શકે છે. એ અર્થના ઉંડાણમાં ઉતરવાની જરૂર નથી, પણ એટલું તો કહી દેવું જોઇએ કે ઝરથુસ્ત્ર સાહેબ ઝળકતા સીતારા સમાન મીનોઇ દુનિયાનું મહાન જ્ઞાન ધરાવનારા દાનાવ યઝદ હતા અને તે ઉપરથી તેમનું નામ પાડવામાં આવ્યું હતું. ઝરથુસ્ત્ર એટલેજ કહીરને સુન્નામાં ફેરવનાર એવો બુલંદ ભાવાર્થ એ નામમાં છે અને એ નામના સ્મરણથી પાપી ઇનસાન પણ પવીત્ર બની જાય છે.

## "ઝરથુશ્ત્ર" સાહેબની જીંદગી કેટલી લાંબી હતી?†

ઝરથુસ્ત્ર સાહેબ આ ગેતી જગત ઉપર ૭૭ વર્ષ અને ૪૦ દીવસ

---

* વધુ માટે જુઓ નીο વેο વૅાο ૧ લું, પાનાં ૬૮૦–૬૮૧.
† વધુ માટે જુઓ નીο વેο વૅાο ૧ લું, પાના ૬૬૨–૬૭૦.

રહ્યા હતા એવી દંતકથા છે. ખરી હકીકત એ છે કે એવણુ સાહેબની જીંદગી તો ઘણી લાંબી હતી. એ ૭૭ વરસો માહનાં કર સાલની ગણત્રીનાં હતાં તેથી એને ૨૭ થી ગુણીએ તો આપણી ગણત્રીના ૨,૦૭૯ વરસો આવે છે. હરએરેઝ ઉપર અહુરમઝદનાં મનનમાં ૩૦ વર્ષ અને તે પછી જાહેરમાં એવણુ સાહેબ દેખાવ દેતા તેના ૪૭ વર્ષ એમ ૩૦+૪૭=૭૭ વર્ષ (માહનાં કર સાલના) ગણવામાં આવ્યાં છે. **બાકીની મુદ્દત** એવણુ સાહેબે અહુરમઝદ સાથે એકતાન થવામાં—સવાલ જવાબો કરવામાં—યોગમાં, અને જગતના ઉદ્ધાર માટે યસ્ન ક્રિયાઓ કરવા માટે અદ્રશ્ય રહેવામાં ગુજાર્યાં હતાં. એવણુ સાહેબે કુલ્લે ૨,૦૭૯ વર્ષની લાંબી જીંદગી ગુજારી હતી, જેમાં ઉપર કહ્યું તેમ ગેતીનાં જાહેર જીવનમાં ૭૭ વર્ષ પસાર કરેલાં હોયાથી એમની ઉંમર દંતકથામાં ફકત ૭૭ વર્ષનીજ ગણાતી રહી છે. આટલી લાંબી જીંદગી માટે અજાયબ થવા જેવું કાંઇજ નથી. હીમાલયન રૂષી મુનીઓ આજે પણુ ૩૦૦ થી ૭૦૦ વર્ષ જેટલી લાંબી જીંદગીના હૈયાત હોવાનું જણાયું છે. ટીબેટ અને ચીનના મુલકોમાં સાધારણ જીંદગી ગુજારનારાં ઇન્સાનો ૨૫૦ થી ૩૦૦ વર્ષની જીંદગી ભોગવે છે એવું જણાયલું છે. અને ખરેખર તો તે જમાનામાં સાધારણ ઇન્સાનો પણુ એટલી લાંબી જીંદગી તો સહેજે ભોગવતા હતા. "શાહ જમશેદ" કે જેવણુ પણુ એક મોટા "યોગી" મહાત્મા કહો કે સોશ્યન્ત થઇ ગયા છે, તેવણે તો પોતાનાં વખતમાં મોતના દેસનેજ બંધ કર્યો હતો. તો ઝરથુસ્ત્ર જેવા મહાન યઝદ પોતાનાં આવાં મોટાં 'મીશન' ને પાર પાડવા માટે આટલી જીંદગી ગુજારે એ સહેજે સમજી શકાય એવી વાત છે.

હિંદુ ધર્મ શાસ્ત્રોમાં અનેક રૂષી મૂનીઓની, અને સંત મહાત્માઓની સેંકડો વર્ષોની લાંબી જીંદગી બતાવેલી છે. વળી શ્રી રામે તો દસ હજાર વર્ષ સુધી રાજય કર્યાનું બતાવેલું છે.

અવસ્તામાં પણુ વર્ષની ગણત્રી જુદી જુદી રીતે બતાવેલી છે. વંદીદાદની ૨ જી પરગર્દમાં જમશેદ પાદશાહે બનાવેલા એક ખંડ (વર) માટે ત્યાં લખેલું છે કે:—

"તેઓ—આ વરમાં વસનારાંઓ—એક વર્ષને એક દિવસ ગણે છે. ચાલીસ શિયાળાઓ એટલે ચાલીસ વર્ષે તેઓમાં એક સ્ત્રી અને એક પુરૂષ ઉત્તમ પ્રકારના પેદા થાય છે. અને એજ પ્રમાણે ઢોરની જાતમાં પણુ નિયમ છે."

(વંદીદાદ પરગર્દ ૨ જી.)

ઉપલા વર=ગુફા જે છેક ઉત્તર ધ્રૂવ તરફ પૃથ્વીના એક ભાગ જેવા

છે, અને તે આજે પણ પામરનાં નામે છુપા હસ્તીમાં છે જ્યાં જરથોસ્તી દીન, તેનો ઇલ્મ અને અમલ તેના પૂર બહારમાં જળવાયલી છે. અને ત્યાંના જરથોશતીઓ, આબેદો–દસ્તુરો પણ મોટી ઉંમર ભોગવનારા છે. આપણે અગાઉ જોયું છે કે ઝરથુશ્ત્ર સાહેબના બીજા પૂત્ર "ઉર્વતતનર" ને આ "વર" ની સરદારી સોંપવામાં આવેલી છે, અને તેવણ સાહેબ તેનું રક્ષણ અને પાસબાની કરી રહ્યા છે, જેથી જરથોસ્તી દીન ગમે તેવા દુરના જમાનામાં પણ હૈયાત અને અમરજ રહેવાની છે.

## ઝરથુશ્ત્ર સાહેબનો પેગામ આખાં જગતને માટે હતો—એમનો ધર્મ માનનારાઓની અસાધારણ સંખ્યા.*

ઝરથુશ્ત્ર સાહેબ ઇરાનમાં જન્મ્યા પણ તેવણ સાહેબનું કાર્ય આખાં જગતના ઉદ્ધાર માટે હતું. તેવણ સાહેબે પોતાનો અહુરમઝદી પેગામ ફક્ત ઇરાનનેજ નહિં પણ આખાં જગતને આપ્યો હતો. તેવણ સાહેબના તેજસ્વી ખોરેહના પ્રતાપથીજ તે વેળાનું આખું જગત આકર્ષાઇને શરણે ગયું હતું. એમણે વીસ વર્ષમાં પોતાના અનુયાયી—ધર્મ માનનારાઓની—સંખ્યા ૩૫ કરોડની ઉપર મૂકી હતી. જમાનાની ગીરદેશે કોઇને છોડયા નથી, એકવારના આ પવિત્ર મહઝબ માનનારા ૩૫ કરોડ જરથોશ્તીઓ આજે એક લાખની સંખ્યામાં છતાં હિંદુસ્તાનમાં એક આગેવાન કોમ તરીકે વસી રહ્યા છે જે આ પવિત્ર મહઝબના પ્રતાપેજ છે. અગાઉ જણાવી જવામાં આવ્યું છે તેમ જરથોસ્તી કોમ કે જરથોસ્તી ધર્મનો ગમે તેવા જગરેલ કે આખર હજારામાં કદી નાશ થવાનો નથી તેનો આ એક પૂરાવો છે. હવે વખત ખુદા પાકની મેહેરથી નજદીક આવતો જાય છે કે જ્યારે આ એક લાખની વસ્તી, પાછી લખ્ખો ઉપર મુકાયલી આપણે નહિં તો આપણાં વંશજો જરૂર જોવાનાં છે.

## "રમ્જ–ગો," ભેદમાં બોલનાર—અને બીજાં વિશેપણો.

ઝરથુશ્ત્ર સાહેબને "**આસ્ને વીર**" કહ્યા છે એટલે તમામ કાળોના જાણકાર આગાહી કરનાર અને તમામ કાળોને પોતાની નરી આંખોએ જોનાર યાને યઝદી હોશ ધરાવનાર.

એવણ સાહેબ દરેક બાબતો ભેદમાં બોલનારા અને તે ભેદની ચાવીઓ ઉકેલનારા હતા. ખુદ એમના અવસ્તા પણ ભેદમાં રચાયલા છે, જેની ગુપ્ત ચાવી આજના જમાનાને માટે મોહોરબંદ કીધેલી હોવાથી કોઇ તેને ઉકેલી શકતું નથી. ફક્ત તેના ભાષાને આધારે અર્થો કરવા પાછળ અને લુખ્ખા તરજુમાઓ જાણવા પાછળ આપણે ફોકટનાં ફાંફાં મારીએ છીએ, જ્યારે

---

* વધુ માટે જુઓ **ની૦ વે૦ વૉ૦ ૧ લું**, પાના ૪૫–૪૬, ૭૧.

એના ગુપ્ત ભેદો, અને એની ભેદી તલેસમાતીક અસરોનો આપણને વિચાર પણ આવતો નથી. અને તેથીજ સમજાતી ભાષામાં બંદગી કરવાના મૂર્ખાઇભર્યા ફતવાઓ બહાર પાડવામાં આવે છે. એવણ સાહેબના આવા ભેદી અવસ્તા રચવાનાં કારણેજ એમને "**રજ્જ-ગો ઝરથુશ્ત્ર**" યાને "**ભેદમાં બોલનાર**" તરીકે ઓળખવામાં આવેલા છે.

બીજાં ઘણાં ઘણાં વિશેષણો એવણ સાહેબને માટે વપરાયલાં છે જેમાં

**રતુ અને રતુગીરી કરનાર**=યાને આ જગતના સરદાર અને પ્રધાનપણું ભોગવનાર.

**રયોમંદ**=મીનોઇ અંતરજ્ઞાનવાળા, "**વીર તન કર્દ**" ની શક્તિ ધરાવનાર યાને નુર—ખોરેહ—માંથી ઇન્સાનરૂપ કાયા ઉભી કરીને તેની પાસેથી કામ લેનાર કે જેમ એમના સંસારી વિભાગમાં જોયું છે.

**વીરીઆવી**=આરને વીરની ઉપર જણાવેલી શક્તિ ધરાવનાર.

"**સલીમ તોર**"=ઉંચામાં ઉંચો દરજ્જો ધરાવનાર.

"**હુક્ષથ્ર**" **ધરાવનાર**=ખરી અહુરમઝદ તરફની સત્તા ધરાવનાર.

"**અએવો**"=જોડી વગરના.

"**અસર રોશની**"=યઝદોની રોશની.

"**અષોતુમ**"=અષોનો અષો. વીગેરે, વીગેરે.

## ઝરથુશ્ત્ર સાહેબનો મહાન દરજ્જો.*

ઝરથુશ્ત્ર સાહેબને અહુરાના ઝરથુસ્ત્ર તરીકેનો સૌંથી મહાન દરજ્જો મળેલો છે. અવસ્તામાં અહુરમઝદ સાહેબ પછી અહુરમઝદની ઝરથુસ્ત્ર ગાથાની યઝતી શક્તિની આરાધના મૂકેલી છે, જે ગાથાની યઝતી શક્તિમાંથી દાદાર અહુરમઝદે ઝરથુસ્ત્ર સાહેબનાં ફ્રોહરને તેવાંજ નામ-કામ અને નીશાન સાથે આ જગત ઉપર ઉતાર્યું હતું. ઝરથુશ્ત્ર ગાથાની આરાધના પછી બીજા યજદ અમશાસ્પંદ સાહેબોને મૂકેલા છે.

"**અહુરૅમ મજદાંમ અષવનૅમ અષહે રતુમ યજમઇદે, જરથુશ્ત્રૅમ અષવનૅમ અષહે રતુમ યજમઇદે, જરથુશ્ત્રહે અષઑનો ફ્રવષીમ યજમઇદે, અમેષે સ્પૅન્તે અષઑનાંમ યજમઇદે......**" ( પાંચે ગેહ. )

એ ઉપરાંત ઝરથુશ્ત્ર સ્પીતમાન સાહેબની પોતીકી ખાસ અવસ્તા ક્ષ્નૂમન બનેલી છે કે જેમ યજદ અમશાસ્પંદ સાહેબોની અને દાદાર અહુરમઝદની ક્ષ્નૂમન અવસ્તામાં છે. એજ એવણ સાહેબનો ગેતીના મહાન યઝત તરીકેનો દરજ્જો પુરવાર કરે છે.

---

* વધુ માટે જુઓ **ની૦ વે૦ વા૦ ૧ લું**, પાનાં ૨૩૩-૨૪૮, ૩૪૦, ૫૦૫-૫૦૬, ૫૨૨.

હિંદુ શાસ્ત્રો પ્રમાણે 'શ્રી રામચંદ્રજી'ને તથા 'શ્રી કૃષ્ણ' વિગેરેને ભગવાનના અવતાર માનવામાં આવે છે તેમ પેગામ્બર ઝરથુસ્ત્ર સાહેબને અહુરાના અવતાર માનવામાં આવતા નથી. પણ એટલું તો નક્કીજ છે કે અહુરમઝદની ઇચ્છાને આધીન ઝરથુસ્ત્ર ગાથાનું રવાન અહુરામાંથીજ બહાર પડેલો એક રોશનીરૂપ અંશ છે, કે જે ઝરથુસ્ત્ર ગાથાની શક્તિ સાથે ઝરથુસ્ત્ર પેગામ્બર સાહેબના રવાનને ધાડો સંબંધ છે. અને તેઓ સાહેબ આવી રીતે અહુરાના સિદ્ધા સંબંધના અને યજદ અમશાસ્પંદ સાહેબો મારફતેજ આ જગત ઉપર ઉતર્યા હતા.

અહુરમઝદની ઇચ્છાને આધીનજ અને અહુરમઝદની ગાથાની અંગત શકિત માફકજ તેવણ સાહેબ કુલ આદમ જાતનાં રૂવાનોને દોરવવાનું પોતાનું મહાન મીશન પાર પાડવા માટે આ જગત ઉપર ઉતર્યા હતા જેથી તેવણ સાહેબ અહુરમઝદની સૌથી નજદીકનાજ ગણાયલા છે.

હિંદુ શાસ્ત્રો પ્રમાણે પણ ઇશ્વર જો સર્વવ્યાપક અને સર્વશકિતવાન છે, તે જે ચાહે તે અને ચાહે ત્યારે કરી શકે છે, તો પછી તેને પોતાને આ ખામીવાળી જગત ઉપર ઉતરવાની અને તકલીફી કાયા ધારણ કરવાની કશી જરૂર રહેતી નથી. પણ તે પવિત્ર સાહેબ જરૂર પડે ત્યારે પોતાનીજ શકિતઓમાંના એક અંશને આ જગત ઉપર ઉતારે છે અને તેની મારફતે જગતનું કલ્યાણ કરે છે. એવી મહાન શકિત ધરાવનારા સાહેબોને ઇશ્વરને નામે બોલવાનો અધીકાર પ્રાપ્ત થતો હોવાથી જગતના લોકો ભૂલથીજ તેમને ઇશ્વરના અવતાર અથવા ખુદ ઇશ્વર તરીકે માની લેય છે.

હોશબામની બંદગીમાં ઝરથુસ્ત્ર સાહેબને "**આહૂઇરીશ ઝરથુશ્ત્રીશ**" એટલે ઝરથુસ્ત્ર ગાથાને લગતા અહુરમઝદની લગોલગના ગણેલા છે. દાદાર અહુરમઝદ પોતાની "વીત"ની શકિતથી બધેબધ પહોંચી શકે છે અને તેથી તે પવિત્ર સાહેબ સર્વવ્યાપક છે. બાકી, દાદાર અહુરમઝદ કાંઇ તમારાં-મારાં શરીરની અંદર તેમ કુલ જગતની રજેરજની અંદર પેઠેલા નથીજ.

## ઝરથુસ્ત્ર સાહેબનું આ જગતથી "વીખીઝ"—અદ્રષ્ય—થવું કેટલા ઉંચા પ્રકારનું હતું! જગતના તારણ અને બચાવ માટેનો એમનો અસાધારણ મોટો ભોગ.*

**"તિશ્ત્રીમ સ્તારેમ રએવન્તેમ ખરેનંઘઉહન્તેમ યજમઇદે. યિમ સ્તૂંમ પઇતી દએમ્ચ, વીસ્પેષાંમ સ્તારાંમ, ફ્રદથત અહુરો**

* ઝરથુસ્ત્ર સાહેબનું તુરબરાતુરને મારી, આ ગેતીમાંથી નફસે-મવાલીદ કરી, વીખીઝ થઇ, પાહલુમ-અહવાનમાં જવું, એ બાબેના સંપુર્ણ ખુલાસા માટે જુઓ **નીo વેo વોo ૧ લું**, પાનાં ૩૧૪-૩૧૫, ૬૬૫-૬૬૬, ૬૮૨, ૬૭૧, ૬૮૦, ૬૯૨-૬૯૭, ૭૨૩-૭૨૬.

**મજદાઓ, યથ નરાંમ જરથુશ્ત્રીમ યિમ નોઇત મેરેંથ્યેન્તે અંઘરો મઇન્યુશ, નોઇત યાતવો પઇરીકાઓસ્ચ, નોઇત યાતવો મષ્યાનાંમ નએદ વીસ્પે હથ્ર દએવ, મહરકથાઇ ઉપ દદેઝનવન્તી.”**

યાને “ચળકાટવાળા તથા ખોરેહવાળા તેસ્તર સીતારાને અમે યાદ કર્યે છીએ. જેમ દાદાર અહુરમઝદે પેગામ્બર ઝરથુસ્ત્રને માણુસોનો સરદાર ઠેરવ્યો, તેમ તેસ્તરને તમામ સીતારાઓના સરદાર તથા નીગેહબાની રાખનાર તરીકે મૂકરર કીધા. **પેગામ્બર ઝરથુશ્ત્રને એહેરેમન, અથવા જાદુગર પરીઓ, અથવા જાદુગર માણુસો, તે સાથે તમામ દેવો ભેગા મળીને પણ મારી શકતા નથી અથવા મારી નાખવાની હિંમત કરી શકતા નથી.”**

( તીર યસ્ત. )

( મરહુમ કાવસજી કાંગા સાહેબની અવસ્તા બા માયનીમાંથી. )

પેગામ્બર ઝરથુશ્ત્ર સાહેબના આ જગતમાં પોતાનું મહાન મીશન ફત્તેહમંદી સાથે પાર પાડયા પછી જગતથી પોતાનો શારીરીક સંબંધ છુટો કરવા વિષે આપણા લોકોમાં અનેક જાતની વાતો અને દંતકથાઓ ચાલી આવેલી છે, જેમાંની એક મૂખ્ય દંતકથા એવી છે કે “ઝરથુશ્ત્ર સાહેબ એક આતશબેહરામમાં બંદગી કરતા હતા ત્યાં તુરબરાતુર નામનો એક તુરાની શખ્સ ધસી આવ્યો અને તેમની પીઠ પાછળ ઘા કરીને તેમનું ખુન કર્યું, અને ઝરથુશ્ત્ર સાહેબે મરતાં મરતાં પોતાના હાથમાંની તસ્બીહ (હદી) તે તુરબરાતુર તરફ ફેંકીને તેને પણ મારી નાખ્યો.”

આ દંતકથાનો ખરો માર્મિક અર્થ સમજવાની કોશીષ કર્યા વગર કે તેનો ભેદ ઉકેલ્યા વગર ઝરથુશ્ત્ર જેવા તેજસ્વી ખોરેહના ચમત્કારીક યઝદ માટે ગમે તેવો વિચાર બાંધી લેવો અથવા તેવા વિચારોનો પ્રચાર કરવો એ તેવણુની જીંદગી માટેનું અજ્ઞાનપણુંજ ગણી શકાય અને તેવણુના દરજ્જાને માટે અતી અપમાનકારક લેખાય.

આ લેખની શરૂઆતમાં ટાંકેલા “તીર યસ્ત” ના અતિ પુરાતન અવસ્તા ખુલ્લી અને મુસ્તકીમ સહાદત પુરી પાડે છે કે “પેગામ્બર ઝરથુશ્ત્રને ગમે તેવા દેવો=બુરી શકિતઓ સાથે મળીને પણ મારી શકતા નથી અથવા મારવાની હિંમત કરી શકતા નથી.”

તીર યસ્ત ઉપરાંત અવસ્તાના બીજા ફકરાઓ પણ સત્તાવાર રીતે કહે છે કે ઝરથુશ્ત્ર સાહેબ મરણ પામ્યા નથી અને એમને માટે સાધારણ મરણ સરજાયુંજ નથી.

ઉપર જણાવેલી દંતકથા માત્ર આપણા પૂર્વજોએ એક મહાન બનાવની જાળવણી તરીકે અલંકારીક રસીલાં રૂપમાં ગોઠવી આપેલી છે. એનો ભેદ ઉકેલીને જોઇશું તો જણાશે કે ઝરથુસ્ત્ર સાહેબનું આ જગતથી રેહલત થવું એક ઉંચામાં ઉંચા પ્રકારનું અને ચમત્કારીક હતું.

ઝરથુસ્ત્ર સાહેબ સાધારણ ઇન્સાન ન હતા પણ આ ગેતી જગતના યઝદ અને રતુ=સરદાર હતા. એટલે કે ઝરથુસ્ત્ર ગાથાના તેમજ સરોશ યઝદના નાયબ હતા. કુદરતે એવણ સાહેબને મોટી સત્તાઓ અને શકિતઓ આપીને આ જગત ઉપર ઉતાર્યા હતા. એવણ સાહેબ ગમે તેવાં દૂર દૂરનાં ભૂત, વર્તમાન, અને ભવિષ્ય કાળોનાં જાણકાર અને મહાન આગાહી કરનારા નજુમી હતા. શાસ્ત્રોમાં જણાવેલા તમામે તમામ યુગો—જમાનાઓ—સાતેસાત ઝરવાને અકરને કે જેનો એક "યવએચ" બનેલો છે તેના બનાવો એમની આસ્ને વીરનો શકિતથી એટલે કે બહમન અમશા-સ્પંદને પુગવાની અક્કલ શકિતથી એમની નજર સામેજ રમી રહેતા હતા. "જામાસ્પ" જેવા પોતાના અનેક ચેલાઓને એવણ સાહેબે અનેક કાળોના જાણકાર નજુમી બનાવ્યા હતા, તેવા "નજુમીઓના મહા ગુરૂ" ઝરથુસ્ત્ર શું પોતાનાં મોતને માટે જાણકાર ન હોય? ઝરથુસ્ત્ર સાહેબનાં અનેક બીકટમાં બીકટ કાર્યો અને પ્રસંગોએ દાદાર અહુરમઝદના યઝદ અમશાસ્પંદ સાહેબોએ પ્રત્યક્ષ હાજર થઇને મદદો અને રાહબરી ચાલુ કરી હતી, તો શું એમનાં મોત જેવા ગંભીર પ્રસંગે તે પવિત્ર સાહેબો બેદરકાર બની જાય?

ઝરથુશ્ત્ર સાહેબને તીશ્તર સીતારાની બરોબરના ગણેલાં છે. જેમ તીશ્તર તીર યઝદ આ જગતની તમામ પેદાયશોને ચિથ્ર—બીજ—ના રૂપમાં વરસાદની મારફતે આ જગત ઉપર ઉતારે છે. અને જગતની તમામ ઉત્પત્તીને ઉતારવાનાં મહાન કાર્યની શકિત અને સત્તા એવણ સાહેબ ધરાવે છે, તેટલીજ શકિત અને સત્તા ઝરથુશ્ત્ર સાહેબને આ ગેતી જગતના અહુ=શાહ અને રતુ=સરદાર તરીકે દાદાર અહુરમઝદ તરફથી મળેલી હોવાથીજ એવણ સાહેબની સરખામણી તીશ્તર તીર યઝદની સાથે સરોબર મૂકેલી છે. આવી સત્તા અને શકિત ધરાવનાર યઝદ ઝરથુસ્ત્રને કોણ મારી શકે? કયું હથ્યાર લાગી શકે? કોઇજ નહી.

ઝરથુસ્ત્ર સાહેબની શકિત અસાધારણ અને અપાર હતી. એમની સામે કોઇ જઇ શકતું ન હતુ, એમના શરીરમાંથી નીકળતા એજમતી પ્રકાષિત પ્રવાહોનો મજબુત ઝટકો લાગતો હતો, એમનું શરીર નક્કર ખોરેહનું બનેલું પ્રકાષિત અને પારદર્શક હતું, કોઇ પણ જાતનું હથીઆર એમનાં શરીર ઉપર અસર કરી શકતું ન હતું. ઉલટું એમનાં શરીરને

ટચ થતાં મજબુત ઝટકો લાગતો હતો. ટુંકમાં એમનું શરીર સાધારણ લોહી માસ કે હાડકાનું બનેલું ન હતું. આ બધી એમનાં શરીરની શકિતઓને જો ધ્યાનમાં રાખવામાં આવે તો સહેલાઇથી સમજી શકાશે કે એવણ સાહેબને કોઇ અડી કે મારી શકે નહિં અને એમનું સાધારણ રીતનું મૃત્યુ પણ હોઇ શકેજ નહિ. મહા ભયંકર દૈત્યરૂપી દેવો એમના પ્રકાષિત પ્રભાવથી ખાખ રાખ થઇ ગયા હતા તો કહેવાતા તુરબરાતુરના શા ભાર!

ઝરથુસ્ત્ર સાહેબને કોઇએ માર્યા નથી તેમ એવણ સાહેબનું સાધારણ ઇન્સાન પેઠે મરણ પણ થયુંજ નથી. જો તેમ હતે તો આવી મોટી જાહોજલાલી ભોગવતી ઇરાંની શેહેનશાહત તેમનાં મરણની યાદગારીમાં મોટી મજબુત ઇમારતો ઉભી કરતે, અને કાંઇજ નહિં તો આજે તેવું કાંઇ પણ બાંધકામ ખંડીએરના રૂપમાં માનથી જળવાયલું રહેતે; એટલુંજ નહિં પણ ક્રાઇસ્ટ, મહમુદ અને બીજા પેગામ્બર સાહેબોની મરણભૂમીઓ જેમ તિર્થ યાત્રાના ધામ જેવી થઇ પડેલી છે તેમ તે ભૂમી જરૂર યાદગાર અને યાત્રાના ધામ જેવી થઇ પડી હતે. વળી તેમનાં મરણનાં બનાવોનું વર્ણન, તેમની પાયદસ્ત ક્રિયાનું વર્ણન, તેમાં હાજરી આપનારા રાજા પાદશાહોના નામો, તેમાં થયલાં યાદગાર વિવેચનો એ બધું આજે અવસ્તા પહેલવીનાં રૂપમાં જળવાયલું હતે, અને તેવાં પુસ્તકો કે "નસ્કો" આજે કોમમાં મોટાં માન સાથે જોવામાં આવતે પણ તેવું કશું છેજ નહિં. તેથી ઉલટું અવસ્તામાં એવણ સાહેબનાં અદ્રષ્ય થવાની આડકત્રી સાહદતો મળી આવે છે. વળી **મરહુમ ખ. રૂ. કામાજી** જેવા દ્રઢ વિચારના, ચિવ્વટ શોધખોળ કરનારા અઠંગ અભ્યાસીએ એમના જીવનના પૂખ્ત અભ્યાસ અને શોધખોળ પછી ખુલ્લું જણાવેલું છે કે ઝરથુસ્ત્ર સાહેબનાં મરણ વિષે એવી કોઇજ હકીકત હસ્તીમાં નથી. અલબત આ દંતકથા છે પણ તે અલંકારમાં ગોઠવાયલી છે, કે જેમ ખુદ અવસ્તાના પુસ્તકોમાં અને ક્રીયા ભણતરોમાં એવા અલંકારો છે કે જે સાદી નજરે આપણે માનવા પણ ના પાડી શકયે. ખુદ ઝરથુસ્ત્ર સાહેબને પોતાને પણ "રમ્જ-ગો" એટલે ભેદમાં—અલંકારમાં—બોલનાર તરીકે ઓળખાવેલા છે. માંથ્રવાણી એ તલેસમરૂપી અલંકાર-વાણી છે કે જેમાં દાદાર અહુરમઝદે—કુલ સૃષ્ટિ-રચનામાં કાધેલી કાદેરી-કારીગરીનું બયાન છે.

હવે ત્યારે આ દંતકથાનો ખરો ભેદ શું છે તે આપણે જોઇશું.

"તુરબરાતુર" એ કોઇ ઇન્સાન કે સાધારણ દેવ-દેત્સ ન હતો પણ અંગ્રમઇન્યુશની દુનિયામાં મહા બુરી દુજી શકિતઓના એક મોટા બંધાયલા ગુબાર યાને અણુદાહ વાદળાંનું આ એક જાતનું ઉભાણુ-કેહપ હતું. તે જમા-

નામાં સેતાનના આ દુજીના ગુબારો એટલા તો મજબુત અને વિશાળ બની ગયા હતા કે તેના બુરા પ્રવાહોથી આ જગતના ઇન્સાનો ખુદાનો માર્ગ ભૂલીને સેતાનને માર્ગે વળી ગયાં હતાં. વળી કુદરતની તમામ ભલી પેદાયશોનો એનાથી નાશ થઇ રહ્યો હતો, જગત ઉપર મોટી મોટી ભેદી આફતો વરસી રહી હતી. સેતાનની શકિતઓએ ઇન્સાનનાં શરીર અને આત્માનો કબ્જો મેળવી લીધો હતો. આ અંધકારરૂપ ગુબારોમાંથી નીકળતા "અસરે-તારીકી" ના જાલેમ પ્રવાહોથી જગત ઉપર મરકી, કોલેરા, અનીતીઓ, દુકાળ, રેલ, લડાઇ, લુટફાટ, જાદુગરી, ખુનામરકી, ધરતિકંપો વિગેરે જેવા ભયંકર અત્યાચારો અને આફતો વરસી રહી હતી, અને ધરતીમાતા કમકમીને પોકાર કરતી હતી કે "મને બચાવનાર કોઇ મહાન શકિતવાન સરદારને મોકલ." આ સ્થિતિ એટલી બધી હદની બહાર ગઇ હતી કે જેમ કુવો, તળાવ-નદી કે સમુદ્ર ભરાઇને પાણીને રહેવાનો માર્ગ ન હોવાથી પાણી બહાર પડે અને ભયંકર રેલોની આફત આવે તેમ આ દુજીનું ઉભાણુ હદની બહાર ગયું હતું. તમામ બદીઓના આ ભયંકર ઉભાણુ-નેજ—સેતાન્યત-અહીરીમનીની ટોંચનેજ "તુરબરાતુર" ના અલંકારીક નામથી ઓળખાવેલું છે. તુર=સૌથી બળવાન, બરા=છઠ્ઠી વિભકતી: એ ઉપરથી સૌથી બળવાનોનો બળવાન એટલે કે "**બદીનું સૌથી વધુ ઉભાણુ**" એવોજ અર્થ તુરબરાતુરનો થાય છે.

તુરબરાતુરની મહા ભયંકરતાનો ખ્યાલ આપણી સાધારણ બુદ્ધિમાં ઉતરી શકે એવો નથી. અંગ્રમઇન્યુશનો આ એક મોટામાં મોટો "વર"—કિલ્લો—હતો. જેમ જમશેદ, હોશંગ વિગેરે પાદશાહો અને પેહેલવાનોએ તલેસમાતીક છુપા વરો—ગુફાઓ—બાંધ્યા હતા, અને જે આજે પણ અદ્રષ્ય જગતમાં કુદરતના અમુક મરકજો ઉપર હસ્તીમાં છે; દેમાવન્દ, પઇરીદઝ, બહમનદઝ, પામર, સીરાઝ, ફીરદોશ, ગંગદઝ, કંગદઝ, વરજમ કર્દ, યીમ કર્દ-વર વીગેરે વરો મોટા આત્મિક શકિતવાળા પાદશાહ પેહેલવાનોએ બાંધ્યા હતા, જેમાંથી ભલી, શાંતિભરેલી અને કુદરતની પેદાયશોને મદદ કરી તેઓનાં રૂવાનને આગળ વધારનારી ગુપ્ત આશીશવાળી અસરો ઉતરતી રહે છે, તેજ પ્રમાણે કુખ્યાતી સેતાને પણ (કે જેને અવસ્તામાં કાળા કેરેસાની તરીકે ઓળખાવેલો છે) એટલે કે તમામ આદમીઓની હોવીયતના જગીલાએ ધનામીનની ફ્રન-ફુસ્લાવટથી એથી ઉલટા બદીથી ભરેલા મહા ભયંકર ખરાબી કરનારા પ્રવાહો ઉતારનારા મેલી વિદ્યાના વરો—ગુબારો—બાંધેલાં છે, અને તે બધા વરોનું કુદરતના અણુદીઠ મરકઝ ઉપર ઉભું થતું સામટું ઉભાણુ તે આ "તુરબરાતુર" છે. કહો

૭—

કે આ બધા ગુબારોનું તે એક મોટામાં મોટું “બુરૂં કેહર્પ” હતું, **જેને તોડનાર ગેતી જગત ઉપર ફકત ઝરથુશ્ત્ર સિવાય બીજો કોઇ પણ થયો નથી અને થશે પણ નહિજ,** કારણકે તેમના રવાનમાં અહુરાની પોતીકી મીનોઇ ગાથા ઝરથુશ્ત્ર નામની શકિતનો સિધ્ધો સંબંધ હતો.

આ જગત ઉપર અણદીઠ ગ્રહો જુદી જુદી જાતની અસરો ઉતારે છે, તેમાં કેતુ, રાહુ વિગેરે ગ્રહો પણ જગતની તમામ પેદાયશો ઉપર માઠી અસરો ઉપજાવે છે. આ બધું અંગ્રમઇન્યુશના ગુબારોનું કાર્ય છે. ‘ ધુમકેતુ ’* આ જગત ઉપર મહા બુરી અસરો ઉતારે છે અને એનું નામ સાંભળતાંજ ગભરાટ છુટે છે. આ ધુમકેતુ તે કોઇજ નહિં પણ “ તુરબરાતુર ” ને મરતાં જે તેની સહેજ પણ અસર વાતાવરણમાં રહી ગયલી તેમાંથી પેદા થયલા એક ગુબારનો માત્ર નાનો અંશ છે. જેમ સાંપ ચાલી જાય પણ તેના લીસોટા તો રહી જાય છે, તેમ તુરબરાતુર એક મહા ભયંકર સાંપ સમાન છે, અને તેના ફકત લીસોટા, તે આ ધુમકેતુ અને તેને મળતા બીજા બદ ગુબારોના પડછાયા છે. આ ઉપરથી જોઇ શકાશે કે ધુમકેતુની અસર આજે પણ આટલી બધી છે. તો પછી તેના દાદાઓના દાદા જેવા તુરબરાતુરની અસર અને બળ કેટલું જોરાવર હશે ! આ ધુમકેતુ એ પણ માત્ર એક નાનો પડછાયો અથવા આફતની નિશાણીજ છે જે આગળ ચાલતાં જોઇશું.

તા૦ ૧૨ મી જુલાઇ ૧૯૩૯ ના અરસામાંજ કેનેડામાં ધુમકેતુનો માત્ર પડછાયો દેખાયો હતો, અને તેનાથી ભારે અકળાટ ગભરાટ ફેલાઇ ગયો હતો, તે વિષે વર્તમાન પત્રોમાં નીચલી હકીકત છપાયલી છે.

“ એક ભારે ઝળકાટવાળા ધુમકેતુથી આકાશ માઇલો સુધી ઝગઝગતું દેખાય છે, ઓનટેરીઓની દક્ષીણ પશ્ચીમે જમીનથી ફકત પા માઇલની ઉંચાઇએજ તેની રેખા દેખાય છે, સઘળો વહેવાર બંધ થઇ ગયો છે, અને લોકો ભયભિત બની ગયાં છે.

પાછળથી ધુમકેતુ અદ્રષ્ય થઇ ગયો છે, પણ આકાશમાં તેને સ્થાને ધુમાડાના ગોટેગોટા ચાલુ દેખાયા કરે છે,” વિગેરે.

“ ચૅરાગ ” ના ૧૯૩૫ ના કેટલાક અંકોમાં તેના વિદ્વાન અભ્યાસી અધીપતી **મી૦ અ. ન. બીલીમોર્યાએ** “ ધરતિકંપ ” નાં મથાળાં હેઠળ કેટલાક અગત્યનું અજવાળું પાડનારા લેખો લખેલા છે. આ લેખોમાંથી કેટલીક જરૂરી વિગતો આપણે અહીંયાં જોઇશું.

પૃથ્વી ઉપર થતા કેટલાક અગત્યના ફેરફારો આકાશમાં રહેલા સુર્યમંડળ કે ગૃહ મંડળને આધારે થાય છે જેમાં રૂતુના ફેરફારો તથા ભરતી

---

* વધુ માટે જુઓ **ની૦ વે૦ વૉ૦ ૧ લું**, પાનું ૬૯૩.

ઓટ, વરસાદ, ધરતિકંપ, રેલ, દુકાળ અને મરકી, કોલેરા જેવા બીજા ભયંકર રોગો વિગેરે અમુક જાતના ગૃહો ઉપર આધાર રાખે છે. આ બધાનું મૂળ પૃથ્વીમાંજ નથી પણ મોટે ભાગે આકાશમાં છે. એવું 'કોમીન્સ બોમન્ટ' નામના સાયન્ટીસ્ટે "ભેદી ધુમકેતુ" (The Mysterious Comet) નામનાં પુસ્તકમાં દાખલા દલીલો સાથે સાબીત કરેલું છે.

આ લેખક પોતાનાં પુસ્તકમાં ચિત્રો અને પુરાવા સાથે સાબેત કરે છે કે પૃથ્વી ઉપર આવી પડતી આફ્તોનાં સઘળાં મૂળ કારણો ધુમકેતુ, ખરતા તારા, નવા તારા, વિગેરે છે. જગતમાં જ્યારેબી ધરતીકંપ, જવાલામુખીઓનું ફાટવું, મોટી રેલો, કે ગજબનાક આફ્તો વર્ષી છે ત્યારે દરેક વખત એવા બનાવોની થોડો વખત અગાઉ 'ધુમકેતુ' નો ચમકાટ દેખાયલો નોંધાયલો છે. આ વાતોને બીજા મોટા સાયન્ટીસ્ટો પણ ટેકો આપે છે અને ધરતિકંપ વિગેરે સાથે ધુમકેતુનો સંબંધ પુરવાર કરે છે. આ ધુમકેતુ અને ખરતા તારાઓ પુછડીના આકારમાં પણ દેખાય છે અને તેથી તેને પુછડીઆ તારા તરીકે પણ ઓળખવામાં આવે છે. આ તારાઓ કોઇ શુદ્ધ સફેદ, કોઇ લાલ, લીલા, પીળા, વિગેરે રંગના; કોઇ પુછડી સાથના, કોઇ ગોળ, કોઇ શિંગડાંવાળા, કોઇ પંખા કે તલવારના આકારના હોય છે. એ બધાનું બારીક અવલોકન ખગોળ શાસ્ત્રને આધારેજ થઇ શકે તેમ છે.

આ તારાઓમાં અને તેની ઓપોઝીટ (સામેના) પૃથ્વીના દરેક ભાગમાં મેગ્નેટીક પ્રવાહો ચાલુ વહેવાથી તે એકબીજા તરફ ખેંચાય છે અને તેનાથી જગત ઉપર ભયંકર ઉથલપાથલો થાય છે.

આવા 'ધુમકેતુ' વિષે મૅડમ બ્લાવાટસ્કી એક મોટા સાયન્ટીસ્ટના શબ્દો ટાંકે છે કે :—

"કનેક્ટીકટમાં એક ગજાવર કદનો ૧૮૦૦ ફીટની મધ્ય રેખા સાથનો—ખરતો તારો એક આખા અમેરીકન પ્રાંતનો નાશ કરતો જણાયો હતો અને પછી તે હવામાં જ્યાંથી આવ્યો હતો ત્યાં પાછો ઉચકાઇ ગયો હતો." આ બાબે મૅડમ બ્લાવાટસ્કી કહે છે કે કુદરતના ચમત્કારો અજાયબ છે, તેમાં નહિં માનવા જેવું કે અશકય જેવું કાંઇ હોતું નથી. આવો એક ખરતો તારો પૃથ્વીને અડકીને પાછો હવામાં ઉચકાઇ ગયો; અગરજો તે પૃથ્વી ઉપર પડયો હતે તો જરૂર અમેરીકાના મોટા પ્રાંતનો નાશ કરતે.

આ દાખલા ઉપરથી ખુલ્લું માની શકાશે કે ઝરથુસ્ત્ર સાહેબે તુર-બરાતુર જેવા ભયંકર 'ધુમકેતુ' ઓના સરદારનો પ્રલાઘાત આ જગત ઉપર—ઉપર પ્રમાણે—પડવા ન દેતાં પોતાનાં શરીર ઉપર ઝીલી લીધો અને જગતનાં તારણને માટે પોતાનાં સર્વસ્વનો ભોગ આપ્યો.

અમેરીકાના ઍરીમોના પ્રગણામાં એક ઘણો ગંજાવર કદનો **ખરતો તારો પડયો હતો તે આજે પણ "કુનબટ" ને નામે ઓળખાતો ત્યાં પહાડરૂપે મોજુદ છે અને તેનું વજન એક લાખ ટનનું જણાવવામાં આવે છે.** આવા ગંજાવર કદના પહાડો ખરતા તારાના રૂપમાં પૃથ્વી ઉપર આવી પડે છે અને ત્યારે કેવી અને કેટલી પાય-માલી થઇ શકે તે સહેજે કલ્પી શકાશે. આ પત્થરમાંથી ઘણી જાતની ધાતુઓ, હીરા, અને રસાયણો મળી આવ્યાં હતાં. "સર રીચર્ડ ગ્રેગરી" કહે છે કે આ ખરતો તારો જો લંડન ઉપર પડયો હતે તો આખું લંડન તારાજ કરી નાખતે. આવી વાતો જો વાર્તાના રૂપમાં હતે તો તેને કલ્પીત ગણી કાઢવામાં આવતે, પણ આ તો સાયન્ટીસ્ટોની શોધખોળો અને અભ્યાસના પરિણામે સત્તાવાર જાહેર થયલી બીના છે.

'ધુમકેતુ' એ માત્ર આફતોનો પડછાયો જેવો છે, જેને અંગ્રેજ કવીઓએ "ભટકતો પરોણો" ગણેલો છે. પ્રખ્યાત કવી શેકસપીઅર કહે છે કે:—

"જ્યારે ભીખારીઓ મરણ પામે છે ત્યારે ધુમકેતુ દેખાતા નથી, પણ મહાન પુરૂષો—રાજાઓ—નાં મરણ વખતે ધુમકેતુ દેખાય છે."

મીલ્ટન કહે છે કે "ધુમકેતુ મરકી અને લડાઇ જેવા ભયંકર રોગોની નીશાણી છે."

સીલ્વેસ્ટર કહે છે કે :—

"તે ગંજાવર ભભુકો, તે બાલવાળો ધુમકેતુ, તે લાંબો ફેલાયલો તારો, જે પૃથ્વી ઉપર દુકાળ, મરકી અને લડાઇનો ભય ફેલાવે છે."

પ્રખ્યાત જ્યોતિષી "ઝેડકીલ" પોતાની "ટેક્સ્ટ બુક ઓફ એસ્ટ્રો-લૉજી' માં ધુમકેતુ, ધરતિકંપ, ગ્રહણો વિગેરે માટે અગત્યનાં પ્રકરણો લખે છે.

'ઓમન્ટ' કહે છે કે 'ધુમકેતુ' ની પૂછડીના ભાગમાંથી ઝેરી ગેસો વિગેરે બહાર પડતી હોવાથી તે મરકી જેવા રોગોનો પૃથ્વી ઉપર ફેલાવો કરે છે." અને આ જાતના ધુમકેતુથી મરકી જેવા રોગોની ૨૬૨ યાદી, ડૉ૦ ટી. ફોરસ્ટરે પ્રગટ કીધેલી છે.

કવેટાના છેલ્લા ધરતીકંપ વખતે પણ એવા બનાવો કેટલાકોએ નજરે જોયા હતા કે જેનાથી સાયન્ટીસ્ટો અને ખગોળશાસ્ત્રીઓએ અનેક જાતની શોધો કરી છે.

આવા બનાવોની આગાહી પવિત્ર પૂરૂષોને અને પશુપક્ષીઓને અગાઉથી થાય છે.

કવેટાના ધરતીકંપ વેળા એક ફકીરે ખેલાતના ખાનને અગાઉથી તેનો મેહેલ ખાલી કરી જવાનું કહ્યું હતું અને તે પ્રમાણે ખાન પોતાનાં કુટુંબ અને રસાલા સાથે ખાલી કરી ગયો હતો, તે પછી ધરતિકંપમાં તેનો આખો મેહેલ તારાજ થયો હતો. જો આ ફકીરે ચેતવણી ન આપી હતે તો સેંકડો માણસો વધારામાં માર્યાં ગયાં હતે.

કેમ્બ્રીજ—માસાચુસેત્સ—ના સાયન્ટીસ્ટોની ગણત્રી મુજબ તા૦ ૨૬ મી મે (૧૯૩૫) ને દીને પશ્ચિમ માસાચુસેત્સની ઉપર પંદર માઇલને છેટે આકાશમાં એક રાક્ષશી કદનો તારો ફાટયો હતો અને તે પછી ઘણી ઝડપથી તે આકાશ તરફજ અદ્રષ્ય થયો હતો. **તેઓના જણાવ્યા મુજબ ફકત એક સેકન્ડના ગાળાથી દુનિયા એક મોટી આફત-માંથી બચી જવા પામી હતી.** પૃથ્વીનાં વાતાવરણમાંથી તે તારો પસાર થયો ત્યારે જે ભયંકર ધડાકો થયો હતો તે સંખ્યાબંધ માઇલો સુધી સંભળાયો હતો.

આવા અનેક દાખલાઓ આજનાં સાયન્ટીફીક સાહિત્યને પાને પડેલા છે પણ તે લંબાણ કરવાની જરૂર નથી. આટલા દાખલાઓ આપ-વાનું એકજ કારણ છે કે ઝરથુસ્ત્ર સાહેબે "તુરબરાતુર" નામના અંગ્ર-મઇન્યુશના ભયંકર ગુબારોનાં ઉભાણનાં કેહપને તોડી તેના વળના પ્રત્યા-ઘાતને રોશનીના રૂપમાં ફેરવીને પોતાની પીઠ ઉપર ઝીલી લીધો અને પોતે અદ્રષ્ય થયા. આ પ્રત્યાઘાત કેટલો જબરદસ્ત હશે તેનો ફકત ઝાંખો ખ્યાલ આપવા માટે ઉપલા "ધુમકેતુ"ના ઘણા નાના અને નજીવા દાખલાઓ રજુ કરેલા છે.

## પેગામ્બર સાહેબનો કહેવાતો ખુની તુરબરાતુર,—એની વચ્ચે અને ધુમકેતુ વચ્ચે રહેલો સંબંધ—ધુમકેતુને લગતી ખરી ક્ષ્નૂમીક સમજણ.

તુરબરતુરને આદમી તરીકે લેવામાં ભુલ છે. અશો ઝરથુસ્ત્રની પાસે દેવો આવી શકતા નહી, તેવણનાં ખોરેહથી આંધલા થતા, તો પછી આદમી કેમજ આવી શકે? પણ આ તુર-ઇ-બરાતરવક્ષ આદમી નથી

એ તો આખી ઝામની અંદર પંથરાયલું કેહપ ેછે જેનો કર્તા કેરેસાની છે. ઝામ અને અસ્મની વચમાં તીરે-ગોહર પંથરાઇ છે, જેની અંદર કેરેસાનીએ ક્ષફ્‌ન (અંધકાર) પાંથરીને જબર Volcanic ગતી રાખતું કેહપ કીધું છે, જે જમીનથી અદઇરી દખ્યુ લગી પુગી શકયું છે, જેની મતલબ ગેતેશ ઉરવા અને ગેઉશ તષ્‌નને જુદા રાખી, એકબીજાથી મદદ નહિ લઇ શકે એમ કરી તેઓનો તેમજ ગાવ્યોદાદનો નાશ કરી, ઉરવનનો નાશ કરી હોરમઝદની ઉપર હલ્લો કરવાની છે માટે એને કરપ કહ્યું છે, જે અહુ-પરસ્તીને માનતું નથી.

આ તુર-ઇ-બરાદર-વક્ષને જો અશો ઝરથુસ્ત્રે તોડનું હતે નહિ, તો ખરેજ ઝામ અને અસ્મ વચ્ચે અકુ=ગેરવ્યવસ્થા જામતે અને ગેતેશ ઉરવા મરી જતે અને કુદરતી કાર Phenomena noumena કંઇબી ચાલી શકતે નહિ. અશો ઝરથુસ્ત્રે ત્યારે આ મોટામાં મોટું કામ કીધું છે. આ કેહપની ગતી શું હશે તેનો કંઇક ખ્યાલ Comets ધુમકેતુની ગતી ઉપરથી આવશે. આ Comets ની ઉત્પંતી તીરેહ-ગોહરની જડ થતી ગતીની ઉપર રહી છે. જો કે તીરેહ-ગોહરમાં બુરૂં કરપનું કેહપ જે તુરબરાતુર હતું તે હવે ગયું છે અને તીરે-ગોહર હવે સુક્ષ્મ થઇ છે, છતાં તે છેજ, જેમાં જમાનાના દોરને લીધે જયારે સીહાઇ (કાલાશ-બુરાઇ) વધે છે ત્યારે તે સીહાઇમાંથી આવા કેતુઓ જન્મે છે. જેમ સાંપ જાય અને લીસોટા રહી જાય, તેમ તુરબરાતુરનો સાંપ તો ગયો પણ તેના લીસોટા તીરે ગોહરમાં રહી જાય છે, જે લીસોટા ઝામ અને અસ્મની વચમાં છે. તે કાળા લીસોટાની trail mark ના અપન્તમાં જયારે ઇનસાનોની બુરી કરણીથી વધુ સીહાઇ જામે છે ત્યારે તે લીસોટો ઉંડો થાય છે અને આવા દેખાવો (Comets વીગેરે) નજરે પડે છે. ત્યારે કેતુ એ પેલા તુરબરાતુરનાં મોટા લીસોટાનો નાનો ભાગ છે, જેની ક્ષફ્‌ન વધવે તે ગતી પકડે છે, જે ગતી તેની પુછડીમાં છે તે જો ગેતી સાથે અઠડે તો ગેતીનો ભુકો થઇ જાય. આમ તે મોટા લીસોટાના નાના ભાગમાં જોર છે તો તે લીસોટાને જન્મ આપનાર બાપ=તુર-ઇ-બરાદર-વક્ષનું શું જોમ હશે તેનો કંઇક ખ્યાલ હવે આવી શકશે. જયાં લગી આ માર=સાંપ માર્યો જાય નહિ ત્યાં લગી ઝામ અને અસ્મ ફરી શકે નહિ અને ઉરવીશનો ભલો turn લઇ, તે કરપના બુરા ઉરવીશના turn ને ફેરવીને એટલે બુરા કેહપને તોડીને ફરશો-કેરેતી તરફ જવાય નહિ. ત્યારે અશો જરથુસ્ત્રે પોતાની અમશાસ્પંદીની અઓજને જોરે, પોતામાં રહેલા જોરને જોરે આ મારને આ તુરબરાતરવક્ષને ધેર્યો અને અમર્ગીના જોરે હોનવરના,

હથ્યાર અને નવગરેહની તલેસમથી તે કરપ કેહપ'ને તે તુર-ઇ-બરાદર-વક્ષને તોડયું.

## ટેલીસ્કોપમાંથી દેખાતા ગ્રહોમાં દુન્યવી ચીજો દેખાવાનું કારણ.

ઉપઇરી-દખ્યુની ઉપર જે તીરે-ગોહર છે તે કાચ કરતાંબી પારદર્શક છે, ખુદ ગોહર છે, પણ તેમાં તીરેહગી છે એટલે રપેન્તી કરવાનો ગુણુ નથી પણ અજ્ઞાનતાની કાળી સીહાઇમાં લઇ જવાનો ગુણુ છે. ઉપઇરી-દખ્યુ પછીથી તીરે-ગોહર એટલે ક્ષફનની ગતી ઓછી પારદર્શક થતી આવે છે. છેલ્લે આ તીરે ગોહર કાળી થઇ જાય છે. ત્યારે ઉપરના દેખીતા આસ્માનની રચના, જે ગવ-ચીથ્રના સ્તોતોની છે, જે અઇવી-અનતર, આ દખ્યુની ઉપર છે, તેઓ અદ્રશ્ય છે, કેમકે ત્યાંની આછી અને કમજોર તીરે-ગોહર એવો છાપ પાડી શકતી નથી, કે જે છાપ ટેલીસ્કોપ પકડી શકે, આપણી આંખ લઇ શકે. પણ ઉપઇરી-દખ્યુની આગળની તીરે ગોહર તે બધા છાપોના ઓળા પાડીને ઉભા કરે છે જે આપણી આંખ કે ટેલીસ્કોપ લઇ શકે છે. ત્યારે ઉપર જે જોઇએ છીએ તે તીરે-ગોહરના પરદાની ઉપરના છાપો, ઓળાઓજ જોઇએ છીએ, ખરી ગવ-ચીથ્રની ચીજો જોતા નથી. વળી આપણી આંખ ગેતીની અંદરથી ઉપર આસ્માન તરફ જોય છે અથવા ટેલીસ્કોપમાંથી ઉપર આસ્માન તરફ જોય છે ત્યારે આપણી નજર રવીના શ્વા મારફતે દોરવાય છે. રવીના શ્વાઓ (અણુદીઠ કીરણો) બધેબધ વસી રહેલી તીરે-ગોહરમાંથી પસાર થાય છે, એટલે તીરે ગોહર જે ઘટ અને કાળાં વાદળાં રૂપની છે તેમાંથી પસાર થતા રવીના સ્વા મારફતે ટેલીસ્કોપમાંની આપણી નજર ઉપર જોઇ શકે છે, એટલે ગેતીની તીરે ગોહર તેથી ઉપરની વધુ સુક્ષ્મ તીરે ગોહર અને ઉપઇરી-દખ્યુની તેથી વધુ સુક્ષ્મ તીરે-ગોહર એમ બધી ઓછી વધતી જડતાની તીરે ગોહરમાંથી પસાર થતા સ્વામાંથી આપણી નજર પસાર થાય છે, એટલેજ આસ્માન ઉપર જોવા ધારેલી ચીજોમાં તે તે તીરે-ગોહરની ગતીમાંની ગતીઓબી દેખાયા કરશે, એટલે તે બધા સૈયારા (ગ્રહો) માં આપણી ધરતીની ચીજો દેખાશે, કેમકે ધરતીની રજકણુ ઉપર હવામાં જઇને તીરે ગોહરના પરદામાં વાદળાં રૂપ બંધાય છે કે જેમાંથી રવીના સ્વા પસાર થાય છે. જે સ્વાથી આપણી બીનાઇ કે ટેલીસ્કોપ જોશે. માટે તે બધી આપણી ધરતીની રજો આપણને પેલા ઓળાના છાપો ટેલીસ્કોપથી દેખાતા ગ્રહોમાં રહી છે એમ દેખાવ આપશે.

ખીઝાને કાયદે દુન્યા ઉપરની નકામી થયલી ચીજોની રજકણો રવીની મારફતે ઉપર ખેંચાઇને વાદળાં રૂપ બંધાય છે. બંધ ઓરડાની બારીના

એક કાણામાંથી સુરજના કીરણો પસાર થતાં જે રજકણોની રમતી ગતી દેખાય છે તે તીરે-ગોહરના પ્રભાવથી છે. વળી દુન્યાની તમામ ચીજોનો ઉઝદાવ વરાળ રૂપ થઇને ઉપર ખેંચાતા જવું, evaporations જાતજાતની રીતે થયા કરે છે. ધાતુ, ઉપ ધાતુ, ખારો, નબાતાતની રજકણ, હેવાનાતના અનુઓની રજકણો, તેઓના દમ, તેઓના વીચારોના ગુબારો તેમાં રહેલી ખાસ્તરો ગતીઓ અને બીજી અનેક વીજળીક ગતીઓ વીગેરે બધું રવીના સ્વાથી અને પેદાયશોના ઉસ્તાનોથી ઉપર ખેંચાઇને વાદળાં રૂપમાં બંધાઇ રહે છે. મહેરના સ્વાઓ તેઓમાંથી નીરંતર આવજાવ કર્યા કરે છે એટલે તેઓમાંથી જાતજાતના ઓળાઓના દેખાવો હર રીતે દેખાવ દેયા કરે છે. કેતુ-ધુમકેતુ વીગેરે ગતીઓબી તીરે-ગોહરનીજ બલીહારી છે. ગ્રહણોબી તીરે-ગોહરની અંદરના ઓળાઓની અઠડામણનું પરીણામ છે, અને તે વખતે તીરે-ગોહરની અંદરના બુરા માનસિક વીચારના બુરી તબઇના ગુબારોમાંથી બુરૂં વરસીને કંઇક નવું જુનું દુન્યા ઉપર થાય એ સંભવીક છે. ત્યારે ટેલીસ્કોપથી દેખાતા ઉપરના ગ્રહોના દેખાવો ભુલાવો ખવાડનારા છે અને તેથીજ આજના સાયન્ટીસ્ટો કહે છે કે ગ્રહોની અંદર પણ માણસ જાતની વસ્તી, ધુંળ પત્થર ગેસ વીગેરે છે, જે જરથોસ્તી ધર્મની સાયન્સથી જોતાં ખોટું છે, કારણ ગ્રહોમાં તો નુરજ હોય ત્યાં કંઇ અનાસર હોઇ શકે નહિ, જેનો ખુલાસો નીચે આપેલો છે.

પોતીકી મેળે પડતી કુદરતી વીજળી કેમ ઉત્પન્ન થાય છે તે બાબદ સમજાવતાં જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમનું જ્ઞાન શીખાડે છે કે નીસ્તીએ-મ્યાનાની અણદીઠ (અરવાહી) આલમ જે ચાર સુક્ષ્મ અનાસરી કુરરાઓ યાને વિભાગોની બનેલી છે જે આતશી, બાદી, આબી, અને ખાકી તરીકે ઓળખાય છે. તે કુરરાઓની વચગાળેના તબક્કાઓ transition stages "ઝમરીર" ને નામે ઓળખાય છે. આ ઝમરીરમાં ફ્રીકશન યાને ઘસારો થતાં વીજળી Lightnings ઉત્પન્ન થાય છે, જેના પડવાથી જંગલમાં ઝાડપાન સળગી ઉઠે છે, તે વીજળીનો આતશ કહેવાય છે.

વળી કુદરતને અચુક કાયદે રાત ને દહાડો એક પળબી થોભ્યા વગર જે ગીરદ (રજકણો) અહીંથી ઉપર જાય છે (Evaporate) તે ગીરદને ઉપલી વીજળી સમેત કરે છે, અને જો તે ગીરદ બરોબર કમાહ્યત તોરપર (યાને પુરેપુરા બહારમાં) સમેત થાય છે તો તે "ખરતા તારા" Meteors બને છે, જે જ્યારે અહીં પડે છે ત્યારે તેનો આતશ પણ ઝાડપાનને સળગાવી મુકે છે. તેટલા માટે એ આતશ પણ કુદરતી પડતી વીજળીનો આતશ ગણાય છે.

અહીં નોંધવું ઠીક થઇ પડશે કે આજની સાયન્સ "ખરતા તારા" નું ઉસુલ (origin) સમજાવી શકતી નથી, અને જે આકમાં આસ્માન ઉપર સેતારાઓ છે તેને આ દુન્યાની અનાસરી ગીરદથી બનતા "ખરતા તારાઓ" સાથે ભેળી નાંખે છે, કે જે ખરા સેતારાઓ (stars) ના બંધારણમાં નુર સીવાય અનાસરનું એક રજકણુબી આવતું નથી. હવેજ આપણે સમજી શકયે છીએ કે 'ખરતા તારાઓ' માંથી મટી, પત્થર, ધાતુ કાંય મળી આવે છે, તેનું કારણ પણ ખરતા તારાઓનું અનાસરી બંધારણ હોવાને લીધે છે, અને આવી રીતે કહેવાતા "ખરતા તારા"ને ખરા સેતારાઓ સાથે કશું લાગતુંવળગતું નથી.

વળી, બાજે વખત પત્થરા કે રેતીનો વરસાદ વરસવાની વાતો આપણે સાંભળ્યે છીએ, તે પણ અહીંથી ઉપર પળેપળ ખેંચાતી ગીરદ-થીજ બને છે, જે ગીરદ હવાની વીજળીથી બરોબર નહીં સમેતાવાનાં સબબે આખા "ખરતા તારા" માં નહી ફેરવાતાં પથ્થર કે રેતી–કાંકરાના વરસાદ રૂપે અહીં પાછી આવે છે.

ઝરથુસ્ત્ર સાહેબે આ જગતનાં મનુષ્યોમાંથી અધર્મિપણું અને નાસ્તિકતા નાબુદ કર્યા પછી અને આખાં જગતમાં મનુષ્ય રૂપમાં ફેલાઇ ગયલા સેતાનના દૈત્યોનો પરાજય કર્યા પછી એવણ સાહેબનું મોટાંમાં મોટું કાર્ય તે આ તુરબરાતુરના ગુબારોને તોડી નાખીને, જગતને આફતોમાંથી ઉગારી લેવાનું હતું. આ માટેનો સમય આવી પુગતાં ઝરથુસ્ત્ર સાહેબે પોતે સ્થાપેલાં "આતશબેહરામ" માં દીનદારોની મોટી સભા મેળવી, ત્યાં છેવટનો ઉપદેશ દીધા પછી, એવણ સાહેબે મિથ્ર અને માંથ્રની બદગીઓ ચાલુ કરી, અને પોતાની તમામ શકિતઓનુ મહાન બળ વાપરીને માંથ્રની "**તરબીહ**" જે પ્રકાશિત ખોરેહના રૂપમાં હતી તે "**ચક્ર**" આ તુરબરાતુરના ઉભાણુની ગતી તરફ તેનાં મરકજ ઉપર ફેંકી. આ ચક્ર ફેંકતી વેળા એવણ સાહેબે કેટલી મહાન શકિત અને સત્તાઓનો ઉપયોગ કર્યો હશે તેનો ખ્યાલ 'તુરબરાતુર' ની ભયંકારતાના વિચારથી કલ્પી શકાય તેમ છે. આ વખતે એવણ સાહેબે "અષ" નાં બાણો અને ઉંચી "અષ" ની શકિતઓ મોટાં પ્રમાણમાં વાપરી હતી. આ વિશાળ શકિત અને ચક્ર—તરબીહ—થી તુર-બરાતુરના ગુબારો ભયંકર ધડાકા અને કડાકા સાથે તુટી ગયા. આ વાતને સાચ્ચા અલંકારમાં મૂકેલી છે કે તુરબરાતુર (સેતાનીક કેહપ) તરફ ઝરથુસ્ત્ર સાહેબે તરબીહ ફેંકી તેને મારી નાખ્યો.

ઝરથુસ્ત્ર સાહેબ સાધારણ ઇન્સાનને હાથે પોતાનું ખુન થવા દે, અને વળી જે દીનમાં કીનાને માટે આટલા બધા ગુનાહો ગણેલા છે તે

દીનના સ્થાપક પોતાના ખુની ઉપર કીનો લઇને આતશબેહેરામ જેવાં પવીત્ર મકાનમાં વળતું ખુન કરી તે પાક મકાનને અવાવ કરવા જેવો જબુન ગુનાહ કરે! એ વાત માનવી, વિચારવી, અને મોઢેથી બોલવી એ તે મહાપ્રતાપિ ખોરેહમંદ સાહેબનું ભય કરમાં ભયંકર અપમાન છે.

હાલે આતશબેહરામનાં મકાનો ઉપર એટલી બધી બારીક તકેદારીઓ રખાય છે, કે કોઇ જુદ્દીન તેમાં દાખલ થઇ શકતો નથી તો પછી ઝરથુશ્ત્ર સાહેબના સોનેરી જમાનામાં અને તેમની પોતાની હાજરીમાં એક જુદ્દીન તુરાની ખુની આતશબેહરામમાં દાખલ થવા હિંમતજ કેમ કરી શકે? પણ ઝરથુશ્ત્ર સાહેબે આ આતશબેહરામમાં બંદગી કરીને ત્યાંથી ચક્ર ફેંકી આ તુરબરાતુરને માર્યો—તોડી નાખ્યો— આ કારણે તે અલંકારમાં ગોઠવાયું છે.

હિંદુ શાસ્ત્રોમાં જેમ શ્રી કૃષ્ણ અને શ્રી રામચંદ્રજી વિગેરે મહાન સાહેબોનાં—દૈત્યો અને રાક્ષશોને મારવા માટે વપરાયલા—ચક્ર, ગદા, શંખ વિગેરેનાં વર્ણનો મળે છે તેમ ઝરથુશ્ત્ર સાહેબનું આ ચક્ર તે પ્રકાશીત ખોરેહની તસ્બીહ રૂપ હતું.

હવે ઝરથુશ્ત્ર સાહેબનાં કહેવાતાં "ખુન" ના અલંકાર ઉપર આવ્યે.

ઝરથુશ્ત્ર સાહેબે "તુરબરાતુર" ના ગુબારોનાં ભયંકર ઉભાણને તોડયું અને તે તોડવા માટે જે "**અઓજ**" **શકિત** વપરાઇ હતી તે બહુ બળવાન હતી, જેનાથીજ તુરબરાતુર તુટી શકયો. આ ફેંકેલા મજબુત ઘાના પ્રત્યાઘાતનો જોશ force એટલો બધો બળવાન હતો, કે તે જો જગત ઉપર પડે તો આખાં જગતનો નાશ કરી નાખે. આ પ્રત્યાઘાતમાંથી જાતજાતની તાત્કાલીક આફતો ઉતરી પડે, અને જગતની હસ્તી ભયમાં આવી પડે તેમ હતું, જેથી આ ભયંકર ફટકો જગત ઉપર પડવા ન દેતાં, ઝરથુશ્ત્ર સાહેબે આ પ્રત્યાઘાતને રોશનીનાં રૂપમાં ફેરવીને પોતાનાં શરીર ઉપર ઝીલી લીધો, અને તેની મદદથી પોતાનાં પ્રકાશીત શરીરનાં અનાસરોને છુટાં પાડીને એવણ સાહેબ આ જગતથી અદ્રષ્ય થઇ ગયા. આ વાતને પુરાતન કેતાબોમાં "**ઝરથુશ્ત્ર સાહેબ વીખીઝ થયા**" **એટલે કે ઉંચે ઉડી ગયા** એવા શબ્દોમાં ખુલ્લી રીતે લખેલી છે. આ રીતે ઝરથુશ્ત્ર સાહેબ તુરબરાતુરના વળતા પ્રત્યાઘાતથી પોતાનો શારીરીક સંબંધ આ જગતથી છુટો કરી ગયા. આ વાતને અલંકારમાં કહ્યું છે કે "તુરબરાતુરે એમનું ખુન કર્યું." આ રીતે ઝરથુશ્ત્ર સાહેબે જગતનાં તારણ માટે કેટલો મહાનમાં મહાન ભોગ આપ્યો છે અને કેવી ન કલ્પી શકાય એવી મહાભારત સેવા બજાવી છે તેનો જો ઝાંખો પણ ખ્યાલ કરવામાં

**આવે તો હૃદયનાં ઉંડાણુમાંથી એકજ શબ્દ નીકળે કે "ઓ પવિત્ર ઝરથુશ્ત્ર! તારાં અષો રૂહ ઉપર સદ હઝાર આફ્રીન હોજો. તારાં અષો રૂહને અસંખ્ય નેમાજ હોજો!"**

ઝરથુશ્ત્ર સાહેબ આ રીતે સાધારણ ખુનીના ભોગ બન્યા નથી, એમનું ખુન કે મરણ થયુંજ નથી, પણ એવણ સાહેબ શરીરને અદ્રષ્ય કરી પહેલા નંબરનો "નફ્સે-મવાલીદા" પામ્યા છે. "નફ્સે-મવાલીદા" ૩૩ રીતે થઇ શકાય છે, અને તેમાંની ઉંચામાં ઉંચી રૂઠી જે અશોઇના બળની છે તે વડે એવણ સાહેબ અદ્રષ્ય થયા હતા. આ માટે શરીર રચનાનાં શાસ્ત્રનો— તેનાં તત્વોનો—અભ્યાસ જો કરવામાં આવે તો "સ્થુળ શરીર" અને "સુક્ષ્મ શરીર"ની ગતીઓથી આ બધી વાતો સહેલાઇથી સમજી શકાય તેવી છે. બીજા જરથોસ્તી મહાત્માઓ અને બીજી કોમના સંત પુરૂષો પણ ૩૩ જાતની રૂઠીઓમાંની કોઇ પણ એક રૂઠીથી અદ્રષ્ય થયાના દાખલાઓ તવારીખમાં મોજુદ છે, જે આગલ ચાલતાં જોઇશું.

કેખશરૂ પાદશાહ તથા દસ્તુર પેશોતનને અવસ્તામાં અમર પુરૂષો કહ્યા છે, તેઓ પણ આ જગતથી અદ્રષ્ય થયા હતા. તેજ પ્રમાણે બીજા જરથોસ્તી યોગી મહાત્માઓ પણ અદ્રષ્ય થયા હતા જેવા કે "ગોપતશાહ," ગોશ્તફ્રીયાન, વને-ઝીત-બીશ, ચિત્રોકમ્યાન, વિગેરે નામો અવસ્તા પુસ્તકોમાંથી મળી શકે છે. શાહનામામાં જે ગોફેનરીન થવાનાં બ્યાનો છે ત્યાં "નફ્સે-મવાલીદા" થવાનો ગુપ્ત ભેદ છે.

ઝરથુસ્ત્ર સાહેબે પોતાનાં ચમત્કારીક મહાન કાર્યોથી આ જગતને ભારે એહશાન હેઠળ મૂકેલું છે.

અવસ્તામાં કહ્યું છે કે "ઝરથુસ્ત્ર સાહેબે દાદાર અહુરમઝદને કહ્યું કે મને આ જગતમાં અમર બનાવ." દાદાર અહુરમઝદે જવાબ આપ્યો કે 'ઓ પવિત્ર ઝરથુસ્ત્ર! જો આ જગતમાં તને અમર બનાવવામાં આવે તો "તુરબરાતુર" પણ અમર બને છે. માટે તારૂં કામ તો આ જગતમાંથી તેનો નાશ કરીને વીખીઝ થવાનુંજ છે.' આ રીતે દાદાર અહુરમઝદ તુરબરાતુર નામના કોઇ તુર્કિ કે તુરાની માટે કહેતા નથી પણ એક મહા બુરી અને બળવાન ગતીની વાત કરે છે એમ સહેલાઇથી સમજી શકાશે.

ઝરથુસ્ત્ર સાહેબના આ જગતથી વીખીઝ થવાના બનાવને આપણા મહાન આબેદ નજુમી પૂર્વજોએ દંતકથાના અલંકારમાં ગોઠવેલી છે અને તેથીજ તે હજારો વર્ષ થવા છતાં આ કળીયુગના જમાના માટે જગવાઇ રહી છે.

## શરીર સાથે અદ્રષ્ય થયલા બીજા મહાત્માઓ અને સંતો.

મહાગુરૂ અષો ઝરથુસ્ત્ર સ્પીતમાન સાહેબે પોતાની ઉંચ પ્રકારની મીનોઇ શકિતથી "ગુરબરાગુર" ના બદ ગુબાર (ભૂવન) ને તોડીને—પીગળાવીને—તેનો વળતો ઘા જગત ઉપર પડવા ન દેતાં પોતે પોતાનાં શરીર ઉપર ઝીલીને પોતાનાં શરીરનાં તત્વોને અદ્રષ્ય બનાવી દીધાં, અને જીવતાં જાગતાં શરીર સાથેજ આ જગતમાંથી અદ્રષ્ય થયા હતા. એજ પ્રમાણે બીજા સંત મહાત્માઓ પણ તેમનાથી ઉતરતી પ્રકારની શકિતનાં જોરે શરીર સાથે અદ્રષ્ય થયાના દાખલાઓ હિંદુ શાસ્ત્રોમાંથી મળી શકે છે.

સંવત ૧૭૦૬ ના ફાગણ મહિનામાં "સંત તુકારામ" પોતાનાં જીવતાં જાગતાં શરીર સાથે અદ્રષ્ય થયા હતા. તેમણે સેંકડો લોકોની હાજરીમાં ભકિત અને કિર્તન કર્યાં, અને પ્રભુને ભાવપૂર્વક વિનંતિ કરી કે "મારે માટે હવે સવારી મોકલો." લોકોની આગળ તેમણે જાહેર કર્યું કે હવે તેઓ વૈકુંઠે (બેહેસ્તમાં) જાય છે, અને જોતજોતામાં લોકોની હાજરીમાં તેવણ અદ્રષ્ય થયા હતા. આ બનાવ ઘણા નજદીકના ભૂતકાળનો છે, અને એને માટે જરા પણ શક રાખવાનું કારણ નથી, કેમકે આ બનાવ પ્રસંગે હાજર રહેલા ભકતોએ અને સંત તુકારામના પૂત્ર નારાયણ બુવાએ પણ એ વાત હાથેજાતે લખેલી છે. એવણ અદ્રસ્ય થયાના બનાવની યાદ "પ્રયાણ મહોત્સવ" ને નામે આજે પણ "દેહૂ" ગામમાં લોકો દર વર્ષે ઉજવતાં રહેલાં છે. અનેક લેખકોની પુરતી સાબેતી મારી પાસે પડેલી છે પણ તે સઘળું લંબાણ કરવાની જરૂર ન i.

હિંદૂ શાસ્ત્રોમાં કહ્યું છે કે "કૌશિકની બહેન **સત્યવતી** પણ પોતાનાં શરીર સાથેજ સ્વર્ગમાં ગઇ હતી."

"બાલકાંડ" શાસ્ત્રમાં એક સત્ય કથા છે કે "ત્રિશંકુ" ની એવી પ્રબળ ઇચ્છા હતી કે આ શરીર સાથેજ સ્વર્ગે જવાય એવો યજ્ઞ કરવો. પરંતૂ "વસિષ્ઠ રૂષીએ" એ વાતનો વિરોધ કરી શ્રાપ આપ્યા. આથી ત્રિશંકુ વિશ્વામિત્ર રૂષીને શરણે ગયો, અને વિશ્વામિત્રે બધા બ્રાહ્મણોને બોલાવી મહા યજ્ઞ કરવાની ગોઠવણ કરી. યજ્ઞ શરૂ થયો, બધી રિધિસિદ્ધી પુરી થઇ, પણ તેનું કાંઇ પરિણામ ન આવ્યું, કેમકે તસિઇ રૂષીના શ્રાપ હતા. આથી વિશ્વામિત્રે પ્રાર્થના કરી કે "મારૂં બધું તપ હું આપી દઉં છું પણ આ યજ્ઞનું શુભ પરિણામ આપો." વિશ્વામિત્ર મહા તપેશ્વરી હોવાથી તેમનાં વચનો પૂર્ણ થયાં, અને "રાજા ત્રિશંકુ" પોતાનાં શરીર સાથેજ સ્વર્ગે જવા અદ્રષ્ય થયા. આ વાત હિંદૂ શાસ્ત્રોમાં અનેક ઠેકાણે વર્ણવેલી જોવાય છે.

**"શ્રી રામચંદ્ર"** જેવા હિંદૂ ધર્મના મહાન સાહેબને માટે પણ શાસ્ત્રો કહે છે કે શ્રી રામચંદ્રજી પોતેજ પોતાનાં શરીર તથા ભાઇઓ સાથે વૈષ્ણુય તેજમાં પ્રકાશ્યા—સ્વર્ગ પ્રયાણ કર્યું."

મહાભારતમાં વર્ણન છે કે **"ધર્મ રાજા યુધિષ્ઠિરે"** માનવ દેહનો ત્યાગ કરી દિવ્ય શરીર ધારણ કર્યું, અને દેવતાઓની સાથે સ્વર્ગ ધામે ગયા."

**"બળદેવ"** પણ સમુદ્ર કીનારે યોગ વિદ્યાથી પરમાત્માનું ધ્યાન ધરતા મનુષ્ય દેહ ત્યાગીને અદ્રષ્ય થયા હતા.

**"શ્રી કૃષ્ણ"** પણ પીપળાનાં ઝાડ હેઠળ સમાધિ લઇ તેજસ્વી સ્વરૂપ ધારણ કરી સદેહે સ્વર્ગે પહોંચ્યા હતા.

ઇ૦ સ૦ ૧૨૯૬ નાં સાલમાં મોટાં હિંદૂ સાધવી **"મૂકતાબાઇ"** મહતનગર—માલેગાંવથી બે માઇલ દૂર—બીજા સંતોની હાજરીમાં પોતીકા શરીર સાથે અદ્રષ્ય થયાં હતાં. આજે પણ તેમના અદ્રષ્ય થવાની જગ્યાથી બે માઇલ દૂર તેમનું દેવાલય હસ્તીમાં છે. તેમની સાથે ચાલનારા સંતોએ જાતે નજરે જોયલી આ વાત લખેલી છે કે "પહોર સુધી ત્રણે ભૂવનો ઝગમગી રહ્યાં હતાં. **વાદળ વીજળી થઇ રહી હતી,** મૂકતાબાઇનું શરીર તેજસ્વી થયું હતું, આ આંખોથી તેમનાં શરીરને હમણાજ જોયું હતું તે મૂકતાબાઇ નિરંજનમાં અદ્રષ્ય થઇ ગયાં."

**"સંત કબીરજી"** ની વાત પણ તવારીખમાં બહુ જાણીતી છે કે કબીર સાહેબે ૧૦૧ વર્ષની ઉંમરે એક દિવસ પોતાના શિષ્યોને ગુલાબની પથારી તૈયાર કરવા કહ્યું. તે પથારીમાં કબીર સાહેબ શાલ ઓઢીને સુતા. થોડા સમયે શિષ્યોએ શાલ ઉપાડીને જોયું તો કબીર સાહેબ શરીર સાથેજ અદ્રષ્ય થઇ ગયા હતા." આ બીના અનેક હિંદૂ મુસલમાન લેખકોએ નજરે જોઇને લખી રાખેલી છે.

**"શીખ ગુરૂ નાનક"** માટે પણ એવીજ કથા પ્રખ્યાત છે કે ૭૦ વર્ષની ઉંમરે તેમની જીંદગી પુરી થઇ. તેમના શિષ્યોમાં તકરાર ઉઠી કે હિંદુ વિધી પ્રમાણે કે મુસલમાન વિધી પ્રમાણે તેમના છેલ્લા સંસ્કાર કરવા? આ ઝઘડો અને વાદવીવાદ ચાલે તેટલાં તો ચાદર ઉપાડીને જોતાં તેમનું શરીર અદ્રષ્ય થઇ ગયું હતું. (ઉપલા બન્ને દાખલા મરહુમ યોગીની ડૉ૦ એની બિસેન્ટે પણ લખેલા છે.)

દ્રાવિડ દેશના **"સંત તિરૂપન્ન-અલવર"**—અને **"શૈબ સાધુ માણિકય"** પણ પોતાનાં શરીર સાથે અદ્રષ્ય થયાના દાખલાઓ મળે છે.

ખ્રીસ્તી ધર્મના બાઇબલ પુસ્તકમાં **"પ્રેરિતોનાં કૃત્યો"** વાળા

આખાં પ્રકરણમાંથી એવા પ્રકારનાં ભેદી વર્ણનો મળી આવે છે.

"**મહાત્મા શ્રી એકનાથ**" ના દેહ–ત્યાગનો પ્રસંગ પણ આવોજ છે. સવંત ૧૬૫૬ માં એમણે હજારો મનુષ્યોની હાજરીમાં ભજન કિર્તન કર્યું, લોકોને બોધ દીધો અને હવે પોતે સ્વર્ગે જાય છે એમ જાહેર કરીને નદીમાં સ્નાન કર્યું અને બહાર આવીને 'હરી નામ' નો જપ લગાવી પરમાનંદમાં લીન થઇ ગયા.

અદ્રષ્ય થયલા પેગામ્બરો, મહાત્માઓ, સંતો વિગેરેનાં આ થોડાં દ્રષ્ટાંતો અત્રે રજુ કરવામાં આવ્યાં છે જેમાંના કેટલાંક ફક્ત ૧૫૦ થી ૪૦૦ વર્ષની અંદરનાં હોવાથી વાંચકોની ખાત્રી થશે કે આત્મિક બળમાં આગળ વધેલા આત્માઓ આ રીતે પોતાનાં શરીરની પોતાને હાથે જાતેજ વ્યવસ્થા કરી શકે છે. એ ઉપરાંત બીજા ઘણા હિંદુ મુસલીમ મહાત્મા-ઓનાં દ્રષ્ટાંતો મારી પાસે મોજુદ છે પણ તે લંબાણ કરવાની હવે વધારે જરૂર નથી.

## ઝરથુશ્ત્ર સાહેબને ચરણે :

### ઝરથુશ્ત્ર સાહેબના મહાન આત્મીક મરતબા વિષે ખુદ અવસ્તાની શાહદતો.

"રૂપીતમાન અષો ઝરથુસ્ત્રનાં ફ્રોહરને આ બંદગીની ભેટો અમે માન સહિત અર્પણ કર્યે છીએ. તેમની આરાધના કરવાને, તેમની ખુબી-ઓનું કિર્તન ગાવાને, અને તેમની ભલી વખાણો કરવાને અમે એ અર્પણ કર્યે છીએ."

**—યજશ્ને, હા ૨૪, ફ. ૫.**

"પેગમ્બર ઝરથુસ્ત્રને ખુરશેદ યઝદની સાથે એકજ મરજી રાખનારા સઘળા અમશાસ્પંદોએ હાલની સર્વે દીનોમાંની સર્વોત્તમ દીનના સમજાવ-નાર તરીકે સ્વીકાર્યો છે."

**—ફ્રવરદીન યશ્ત, ફ. ૯૨.**

"જે કોઇ હું ઝરથુસ્ત્રને માટે ખરેખર અષોઇથી તથા પોતાનાં ખરાં જીગરની ઇચ્છાથી કાર્ય કરશે તે નર આ ફરતી પૃથ્વી ઉપર સંપૂર્ણ આબરૂની દોલત સાથે બેહેસ્તમાં બદલો મેળવવાને અધિકારી ગણાશે, એ સર્વજ્ઞ અહુરમઝદનું શિક્ષણ છે."

**—યજશ્ને, હા ૪૬, ફ. ૧૯.**

"અષો લોકોનાં ભલાં શૂરાં તથા દુનિયાની આબાદી કરનારાં ફ્રેરો-હરોને (સ્વર્ગના ઉંચ આત્માઓને) અમે માન સાથે યાદ કર્યે છીએ જે

ફ્રોહરો ૯૯,૯૯૯ ની સંખ્યામાં સ્પીતમાન અષો ઝરથુસ્ત્રના આ બીજને* સંભાળે છે." —ફ્રવરદીન યશ્ત, ફ. ૬૨.

"ત્યારે તે સર્વથી પવિત્ર ઝરથુસ્ત્ર સાહેબે તે અંગ્રમઇન્યુશ દેવને પાછું જુસ્સાથી કહ્યું કે અગરજો મારાં હાડકાં અને મારો જીવ તથા મારી બુદ્ધિ જુદી પડે, તો પણ તે માયા ભરેલા રાજ્યના લોભને ખાતર હું ભલી માઝદયસ્ની દીનને કદી છોડીશ નહિં."†

—વંદીદાદ, પરગર્દ ૧૯, ફ. ૭.

"હાવન ગેહમાં હોમ (પેગામ્બર) યઝદ ઝરથુસ્ત્રની પાસે આવ્યા કે જયારે ઝરથુસ્ત્ર આતશને આસપાસથી પવિત્ર કરતા હતા, અને ગાથા ગાઇને ભણુતા હતા." —હોમ યશ્ત, ફ. ૧.

"જેનો અવાજ મેં કદાચજ સાંભળ્યો હોય એવા મધુર અવાજથી યાદ કરી મને મદદ માટે બોલાવનાર અષો સ્પીતમાન ઝરથુસ્ત્ર છે."

—અશીષવંઘ યશ્ત, ફ. ૧૭.

"અહુરમઝદનાં પવિત્ર મૂખમાંથી નીકળેલાં અવસ્તાનાં વચનોની બરકતથી હાવનીમ, તશ્ત, અને હોમ જેવાં (પાવમેહેલનાં) હથ્યારોથી, એ બુરૂં કરનારા દૂષ્ટ અંગ્રમઇન્યુશ! હું ઝરથુસ્ત્ર તને મારીશ, હું તારો નાશ કરીશ, કે જે હથ્યારો ઝરવાને અકરનેના હદ વિનાના કાળમાં સ્પેન્તા-મઇન્યુશે આપ્યાં છે, અને અમશાસ્પંદ સાહેબોએ તે ફેલાવ્યાં—પ્રગટ કર્યાં—છે." —વંદીદાદ, પરગર્દ ૧૯, ફ. ૯.

"હે અષો ઝરથુસ્ત્ર! ખુબસુરત અને ભારે જાહોજલાલીવાળા જમશેદ પાદશાહને મેં—અહુરમઝદે—અહુરમઝદી તથા જરથોસ્તી દીન શીખાડી હતી. તું ઝરથુસ્ત્ર સિવાય માણસોમાં પહેલીવાર હું જે અહુર-મઝદ તેણે જમશેદની સાથે વાતચીત કીધી અને આ અહુરમઝદી દીન તેને મેં શિખાડી હતી."‡ —વંદીદાદ, પરગર્દ ૨, ફ. ૧-૨.

---

* આ બીજનો ઇશારો તે અલંકારમાં હવે પછી જન્મ પામનારા સોશી-યંત સાહેબો વિષે છે; જે બાબે ઝરથુસ્ત્ર સાહેબના અલંકારીક ધણીઆણી-ઓના વિષયમાં ઇશારો કરી જવામાં આવ્યો છે.

† અંગ્રેમઇન્યુશના મોટા મોટા દૈત્યોએ ઝરથુસ્ત્ર સાહેબને પોતા તરફ ખેંચવા માટે અનેક જાતની સરદારીઓ અને રાજ્યોના લોભ અને લાલચો બતાવ્યા છતાં આ યઝદી શકિત ધરાવનાર પવિત્ર સાહેબે તે સઘળાંને થોકરે મારી પોતાની દીનનેજ પ્યારી ગણી હતી તેનો આ ઇશારો છે.

‡ ઝરથુસ્ત્ર સાહેબના જમાનાની પણ અગાઉ માઝદયસ્ની દીન હસ્તીમાં હતી, જે પહેલવહેલી જમશેદ પાદશાહે શરૂ કરી હતી, તે બાબેના આ ઇશારા ઉપરથી માઝદયસ્ની જરથોશ્તી દીનનું પૂરાતનપણું સહેલાઇથી પૂરવાર થાય છે.

"જે ઝરથુશ્ત્રના જન્મવા તથા વધવાથી પાણી તથા વનસ્પતિ અત્યંત ખુશાલ થયાં." —ફ્રવરદિન યશ્ત, ફ. ૯૩.

"અએ પવિત્ર ઝરથુશ્ત્ર! તું ઘણો ખુબસુરત છે. અએ સ્પીતમ ખાનદાનના ઝરથુશ્ત્ર! તારૂં રૂપ સુંદર છે, તું મજબુત ટેટાંવાળો, લાંબી મજબુત બાજુવાળો છે. તારાં તનને માટે પ્રકાશિત ખોરેહ તથા તારાં રવાંનને માટે લાંબા કાળો સુધીની સુખાકારી નિર્માણ થયલી છે."*

—અશીશ્વંઘ યશ્ત, ફ. ૨૨.

"બુરાં મનુષ્યોએ મારા કામમાં નડતળ નાખવા અહુરમઝદની સ્તુતી કરી પણ અહુરમઝદ તો મારા આનંદમાંજ સાથે જોડાયલા છે."

—યજશ્ને, હા ૩૨, ફ. ૧.

"માણુસોમાંથી જે કોઇ માણુસ સ્પીતમાન ઝરથુશ્ત્રને સુખથી ખુશી કરશે તે માણુસ પોતે દીનનાં ફરમાનો જાહેર કરવાને યોગ્ય ગણાશે. તે માણુસને અહુરમઝદ મીનોઇ જેહાનમાં—સ્વર્ગનું—સુખ આપશે, તથા તેની નેક મનસ્નીને લીધે તેનાં ફરઝંદો તેમજ ગવની શકિતઓ (પશુ, ઢોર) વિગેરેને આબાદ કરશે. —યજશ્ને, હા ૪૬, ફ. ૧૩.

"અએ અષો ઝરથુશ્ત્ર! તે—અવસ્તાનાં—વચનો તારે માટે છે કે જે પાપી માથાંને પવિત્ર કરે છે; અને મારવાને માટે ઉંચે ધરેલાં—ઉગામેલાં—હથ્યારને પાછું હઠાવી અસર વિનાનું કરી નાખે છે."

—બેહરામ યશ્ત.

"અએ અષો ઝરથુશ્ત્ર! સઘળા બુરા દૈત્યો જે આ ધરતિ ઉપર અત્યાર સુધી માણુસના રૂપમાં દોડતા હતા તેઓને તેં ભૂમીની તળે ઢાંકેલા બનાવ્યા." —મોટી હોમ યશ્ત, ક. ૧, ફ. ૧૫.

"અંગ્રમીનો—દૈત્યો—એકરાર ઝરે છે કે "અહુન-વઇર્ય" જે અમુક માપનાં પત્થર જેવું કાતિલ હથ્યાર (એટલે અવસ્તાનાં વચનો) છે, તેની મારફતે પેગામ્બર ઝરથુશ્ત્ર મને મારે છે. ધાતુને જેમ પીગળાવી નાંખે તેમ "અષૅમ વૅાહૂ"ની બંદગીથી તેમને બાળી નાખે છે. આ પૃથ્વ ઉપરથી મને મારીને હઠાવી કાઢનાર માત્ર એક ઝરથુશ્ત્ર એકલોજ છે."

—અશીશ્વંઘ યશ્ત, ફ. ૨૦.

---

* આ ફકરા ઉપરથી સહેલાઇથી જોઈ શકાશે કે ઝરથુશ્ત્ર સાહેબનું સોહામણું અને મજબુત શરીર પ્રકાશિત ખોરેહનું બનેલું હતું, અને તેમનું રવાન કેટલું બધું પવિત્ર અને ઉંચ પંકિતનું હતું કે જેને માટે અમર સુખ નિર્માણ થયલું બતાવેલું છે.

"જે પ્રમાણે ઝરથુશ્ત્ર સાહેબે દૈત્યોની સરદારી અને રાજપાટને તુચ્છકારી કાઢ્યાં હતાં, તે જ પ્રમાણે હું માઝદયસ્નની જરથોશ્તી તેવી સરદારીને તુચ્છકારી કાઢું છું." —યશ્જને, હા ૧૨, ફે. ૬.

(એ હા અવસ્તાનો દીનનો કલમો તરીકે ઓળખાય છે)

"દૈત્યોએ પોતાના અંગ્રમઇન્યુશ સરદારને ચીરડાઇને ફરીથી કહ્યું કે અએ સમજમાં આંધળા બનેલા અંગ્રમઇન્યુશ! ઝરથુશ્ત્ર સર્વથી પવિત્ર છે, તેને માટે તેનું મોત અમે આસપાસ કેથે પણ જોઇ શકતા નથી.* અષો ઝરથુસ્ત્ર પૂર પ્રકાશિત છે."

—વંદીદાદ, પરગર્દ ૧૯, ફે. ૩.

"યથાના પવિત્ર કલામો જે ગોફણમાંના કાતિલ અને જબરદસ્ત પત્થરો કરતાં વધારે અસરકારક હતા, જે ઝરથુસ્ત્રને અહુરમઝદ તરફથી "જબાર પહાડ" ની પડોશમાં આવેલી "દરેજ" નામની નદીની નજદીકનાં પોઉરૂશસ્પનાં ઘરમાંથી મળેલા હયા."†

—વંદીદાદ, પરગર્દ ૧૯, ફે. ૪.

"પેગામ્બર ઝરથુસ્ત્ર પ્રથમ પંક્તિનો અથોરનાન (કુલ દુન્યાના ૧૬ આતશોની વૃદ્ધિ કરાવનાર), સર્વથી પહેલો રથેસ્તાર (દેવેનાંમ દેવોને માહત કરવામાં એકકો), તથા સર્વથી પ્રથમ (કુલ વિશ્વ જગતની) આબાદી કરનાર મીનોઇ ખેડુત હતો. જેણે સર્વથી પહેલાં દીનનું જ્ઞાન સંપાદન કર્યું, અને બીજાઓને શિખવ્યું." —ફરવરદીન યશ્ત, ફે. ૮૮.

"જેના જન્મમાં તથા વૃદ્ધિમાં પાણી, વનસ્પતિ, ખુશાળ થયાં એટલે મીનોઇ ગોહરો અને યઝતી પ્રવાહો વરસવા લાગ્યાં અને વધવા લાગ્યાં, જેના જન્મથી દાદાર અહુરમઝદની પેદા કીધેલી સકળ સૃષ્ટિ ધન્ય પોકારવા લાગી." —ફરવરદીન યશ્ત, ફે. ૯૩.

"શુક્રાના આપણે માટે ઝરથુશ્ત્ર જેવો મહાન અથોરનાન પેદા થયો છે. હવે ઝરથુશ્ત્ર અમને (કુદરતની સકળ સૃષ્ટિને) ક્રિયાના ભેટોથી ભજશે. હવે ભલી માઝદયસ્ની દીન હફ્તકેશ્વર (સાતે કેશ્વરોની બનેલી નીસ્તીની જગતમાં) ફેલાવો પામશે."

—ફરવરદીન યશ્ત, ફે. ૯૪.

---

* આ ઉપરથી પણ સાબીત થાય છે કે ઝરથુશ્ત્ર સાહેબનું મોત કેથે પણ હતુંજ નહિં.

† દૈત્યોને મારવાનાં હથ્યારો તે અવસ્તાની તલેસ્માતીક એજમતી નીરંગો હતી, કે જેનાં બળથી ઝરથુશ્ત્ર સાહેબે પોતાના નેક પિતાજી પોઉરૂશસ્પનાં ઘરમાં ક્રિયાઓ કરીને પોતાના કેહર્પ શરીર (યાને બાતેન સુક્ષ્મ શરીર) નાં ચખ્રોને અશોઇના અમલથી ખીળવ્યાં હતાં તે માટેનો ભેદી ઇસારો છે.

**"સ્પીતમાન ઝરથુશ્ત્રની સર્વોત્તમ મુરાદ પાર પડી અને અહુરમઝદે તેની અશોઇને લીધે હમેશ સુધીની—અમર—સારી જીંદગીની બક્ષેશ કીધી."**

**—ગાથા વહીશ્તોઇશ્ત, હા ૫૩, ફ઼. ૧.**

"જેમ અહુરમઝદે પેગામ્બર ઝરથુસ્ત્રને માણસોનો સરદાર તથા રઈક ઠેરવ્યો તેમ તેશ્તર સીતારાને સર્વ તારાઓના સરદાર તથા રઈક તરીકે સ્થાપ્યા.

**"જે ઝરથુશ્ત્ર પેગામ્બરને અહીરીમન—સેતાન—અથવા જાદુગર પરીઓ, અથવા જાદુગર માણસો, અને તેઓ ભેગા સઘળા દૈત્યો સાથે મળીને પણ મારી શકતા નથી; અથવા મારી નાખવાને હામ ભીડી શકતા નથી."**

**—તીર યશ્ત, ફ઼. ૪૪.**

**નોંધ :—**ઉપલા બન્ને ફ઼કરાઓ ઉપરથી સ્પષ્ટ રીતે પુરવાર થાય છે કે ઝરથુસ્ત્ર સાહેબની સર્વોત્તમ મુરાદ તુરબરાતુરના ભયંકર ભૂવનનો નાશ કરવાની હતી તે મુરાદ પાર પડી, અને તેના બદલામાં તેવણુ સાહેબને દાદાર અહુરમઝદે અમર જીવન બક્ષેશ કર્યું. વળી ખુલ્લું જણાવવામાં આવે છે કે પેગામ્બર ઝરથુસ્ત્રને પરીઓ, જાદુગરો, સેતાનો, દૈત્યો, એ બધા ભેગા મળીને પણ મારી શકતા નથી એટલે એવણુ સાહેબનું કોઇને પણ હાથે મોતજ નથી. એવણુ આપણી માફ઼ક મરણ પામ્યાજ નથી, પણ ઉત્તમ પ્રકારની અશોઇની શકિતથી આ જગતથી અલગ થઇ અદ્રષ્ય થયા હતા.

ફ઼વરદીન યશ્તમાં પણ એવણુ સાહેબને હૈયાત માણસોમાં સર્વથી કીર્તિવાન, સર્વથી અશો, અને સર્વથી વધારે આરાધના અને સ્તુતિને પાત્ર મીનોઇમાં હસ્તીમાં સદા વાસો કરનાર ગણેલા છે.

"જે પ્રમાણે મહાન પુરૂષ અશો ઝરથુસ્ત્ર જે આ જગતનો સરદાર તથા તમામ મનુષ્યોનો વડો છે તેણે તે ફ઼રોહરને ઇજ્યાં."

**—ફ઼રવરદીન યશ્ત, ફ઼. ૪૧.**

"જે ઝરથુસ્ત્રે માંથ્ર સ્પેન્તને* આ જડ જગતમાં પોતાની અંતઃકરણની નજરે નીહાળ્યો." **—ફ઼રવરદીન યશ્ત, ફ઼. ૧૪૬.**

---

* ઝરથુશ્ત્ર સાહેબે ગાથા અને બીજા અવસ્તા, ઉપરની મીનોઇ દુનિયામાં થાલી રહેલા મીનોઇ સંગિત રૂપ નાદ ઉપરથી તેની બરોબરના રચેલા છે એમ આ વિષયમાં આગળ આપણે જોયું છે, તેનો આ અવસ્તામાં પૂરાવો છે કે ઝરથુશ્ત્રે **"માંથ્ર સ્પેન્ત"** ને પોતાની ખરી નજરે નિહાળ્યો અને સાંભળ્યો હતો.

"ઝરથુસ્ત્ર જે આ ખનીરથબામીનો (ગેતીનો) અહુ અને રતુ એટલે જગતના કુલ મુખ્તાર પતિ તથા વળી સરોશ યઝદ અને ગાથા ઝરથુસ્ત્રના નાયબ છે તથા "પઓઇર્યોતકેશ" છે તેની અમે સ્તુતિ અને ભજન કર્યે છીએ.

"હસ્તીમાં આગળ વધનારાં સ્વાનોમાં સર્વથી વધુ ડહાપણવાળા, સર્વથી અધિક મહાપ્રતાપી, સર્વથી વધુ ખોરેહવાળા, સર્વથી અધિક આરાધનાને લાયક, સર્વથી વધુ માનને પાત્ર, સર્વથી અધિક ખુશી કરવા યોગ્ય તથા હસ્તીમાં આગળ વધનારાંઓમાં સર્વથી વધુ કિર્તિવાન, એવા અષો ઝરથુસ્ત્ર સાહેબ અમારા વ્હાલ, સ્તુતિ તથા સત્કારને લાયક અમુને જણાયલા છે." —ફ્રરવરદીન યશ્ત, ક્ર. ૧૫૨.

અંગ્રમઇન્યુશ એકરાર કરીને કહે છે કે "તમામ યઝદો મારી મરજી વિરૂદ્ધ મને તોડી શકયા નથી પણ ઝરથુસ્ત્ર એકલો મારી મરજી વિરૂદ્ધ મને પહોંચી વળી શકયો; અને મને તોડી શકયો. મારી ઉપર ફાવીને મારો પરાજય કર્યો. આ ધરનિ ઉપરથી માત્ર સ્પીતમાન ઝરથુસ્ત્ર મને મારીને દૂર કરી શકયો."* —અશીશવંઘ યશ્ત, ક્ર. ૧૯–૨૦.

"જે ખોરેહના તેજથી અષો ઝરથુસ્ત્ર આ જગતમાં અષોઇમાં સર્વથી વધુ અષો, સત્તામાં સર્વથી વધુ સત્તાવાળો, તેજમાં સર્વથી મહાન તેજસ્વી, ખુરેહમાં સર્વથી વધુ પ્રકાશિત ખુરેહવાળો, તથા જયમાં સર્વથી વધુ વિજયી હતો."†

—જમ્યાદ યશ્ત, ક્ર. ૭૯.

"અએ ઝરથુસ્ત્ર! તું બન્ને મીનોની સૃષ્ટિમાં સર્વથી વધુ બળવાન, સર્વથી વધુ દ્રઢ, સર્વથી વધુ ચાલાક, સર્વથી વધુ ઝડપવાળો, સર્વથી વધુ ફત્તેહમંદ છે. સઘળા દેવોને તેં આ પૃથ્વીમાં ઢાંકેલા બનાવ્યા."$

—મોટી હોમ યશ્ત, ક. ૧, ક્ર. ૧૫.

દાદાર અહુરમઝદ કહે છે કે :—

"આબરૂવાળા અષો માણસોની ઉન્નતિને માટે હસ્તી તરફ આગળ વધેલાંઓમાં તે ઝરથુસ્ત્ર **સર્વથી વધુ બળવાન છે,** જેથી તેના મદદગારો તેના હુકમને માન આપે છે.*

---

* ઉપલો અવસ્તાનો ફકરો પણ તુરબરાતુરને તોડવાના બનાવનો પૂરાવો આપે છે.

† આ બન્ને ફકરાઓ ઉપરથી ઝરથુસ્ત્ર સાહેબની યઝદી શકિતઓ, તેમનું બળ અને તેમનાં તેજસ્વી ખોરેહનો પ્રકાશ તથા તેમનું ખોરેહનું બનેલું શરીર એ બધાંનો મજબુત પૂરાવો મળી શકે છે.

"અષોઇ ધરાવવાને લીધે અએ અષો ઝરથુસ્ત્ર ! તારા સિવાય નથી જણાયલો મને બીજો કોઇ અહુ કે નથી જણાયલો બીજો કોઇ રતુ—સરદાર—એટલા માટે મેં જગતકર્તાએ ખચીત્ત તને દુનિયાની આબાદી કરનાર તથા દીનને માટે મહેનત કરનાર તરીકે ઠરાવ્યો."*

—ગાથા અહુનવદ, હા ૨૯, ફ. ૩-૬.

"વખ્શુરે-વખ્શુશાંન અષો સ્પીતમાન ઝરથુશ્ત્ર પોતાનાં તનનો જાન તથા પવિત્ર મનશ્નીની ઉત્તમતા અહુરમઝદને કાજે અર્પણ કરે છે. પોતાનાં કાર્યોની સત્તા, તથા દીનના કલામો માટેની તાબેદારી અષોઇને માટે શીદા કરે છે."

—ગાથા અહુનવદ, હા ૩૩, ફ. ૧૪.

"પેગામ્બર અષો ઝરથુસ્ત્ર પોતાના સાંભળનારાઓને કહે છે કે તમે કે જેઓ નજદીકથી તથા દૂરથી જાણવા ઇચ્છો છો તેઓને હું કહું છું, કે તમે મારાં શિક્ષણો ઉપર કાન ધરો તથા હવે ધ્યાન આપીને સાંભળો, જરૂર આ વેળાએ તમે મારા સઘળા વિષયો ઉપર યોગ્ય રીતે મનન ચિંતન કરી તેનું તોલ કરો,† જેથી ખોટો રસ્તો બતાવનારાઓ તમારાં જીવનને ખરાબ ન કરે."

—ગાથા ઉશ્તવદ, હા ૪૫, ફ. ૧.

"પેગામ્બર ઝરથુસ્ત્ર જ્ઞાનનો ભંડાર તથા નિત્ય પોતાની ઝબાનને સીધે માર્ગે દોરવનારો છે."

—ગાથા સ્પેન્તોમદ, હા ૫૦, ફ. ૬.

"સરોશ યઝદ તારો—અહુરમઝદનો—પેગામ લઇને મારી નઝદીક આવે તે પહેલાં તારી પેગામ્બરીનાં કાર્ય માટે હું તૈયારી કરૂં છું."

—ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ. ૧૨.

(આ ઉપરથી ખુલ્લું જણાય છે કે ઝરથુસ્ત્ર સાહેબે પેગામ્બરી માટેની તૈયારીઓ પોતાની આગાહીથી જન્મથીજ કરી રાખી હતી, અને સરોશ યઝદનો મેલાપ થયો તે પહેલાંથીજ તેઓ જગતનાં ઉદ્ધારનાં કાર્યો માટે ક્રિયાઓ કરી રહ્યા હતા.)

---

* ઉપલા ગાથાના પવિત્ર કલામો પણ દાદાર અહુરમઝદના પવિત્ર મુખે ઝરથુશ્ત્ર સાહેબની યઝતી શકિત બતાવે છે.

† ઝરથુસ્ત્ર સાહેબ ફરમાવે છે કે એમના દરેક વિષયો ઉપર પુખ્ત વિચાર કરો અને શ્રદ્ધાપૂર્વક તેને તમારાં જીવનમાં ઉતારો.

"જેઓ ઝરથુસ્ત્રને દુઃખ દેતા હતાં તેઓ તેના ભલા ધર્મની વખાણુ કરી તેના ધર્મનાં વચનો તથા કાર્યો જાણુવાની ઇંતેઝારી કરવા લાગ્યા."*

—ગાથા વહીશ્તોઇશ્ત, હા ૫૩, ફ. ૧.

"અએ અહુરમઝદ! જ્યારે તારો પવિત્ર સંદેશો લાવનાર સરોષ યઝદ મારી પાસે આવ્યા અને મને પૂછ્યું કે તું કોણુના ખાનદાનનો છે? અને તારી શી ઇચ્છા છે?"

—ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ. ૭.

## જરથોશ્તી-માઝદયસ્ની દીનની ઉત્તમતા માટે અવસ્તાનાં વચનો.

"ભલી માઝદયસ્ની દીનનું ખુરેહ તથા પ્રતાપ વૃદ્ધિમાં રહો! ભલી, સાચી, તથા વાજબી દીન જે પેદા પડેલાંઓ માટે ખુદા તરફથી મોકલવામાં આવી છે, તે એ છે કે જે ઝરથોશ્ત સાહેબ લાવેલા છે. એ દીન તે જરથોશ્તી દીન છે,—અહુરમઝદી કાયદો છે, અને તેજ ઝરથોશ્તનો કાયદો છે. તે રાસ્ત જરથોશ્ત સ્પીતમાનની દીન ઉપર બી-શક અને બી-ગુમાન છું.

"અય યઝદાંન! તારી હઝુરમાં લાખો અને કરોડો શુક્ર ગુજારૂં છું કે મને જરથોશ્તની દીનમાં પેદા કીધો! તેની દીનની બરકતથી હું ખચીત્તજ ગરોથમાનમાં—સ્વર્ગ—માં અંતે પુગીશ. હું દુવા ગુજારૂં છું કે હફ્તકેશ્વર જમીનના તમામ નેક કેરદારવાળાં બસ્તેકુસ્તીઆંનો અમારી સાથે હમશરીક થાવ! અમારી તરફનું એક મુરાદનું ચાહવું હઝાર ઘણું હોજો! અમારી અરજ પૂરેપૂરી તુંને કબુલ હોજો! અમારી મારીની અરજ તારી દરબારમાં પહોંચો! ગુનાહ ઓછો થાઓ! સવાબ વધારે થાઓ! તમામ સ્તોતની વૃદ્ધિ થાઓ!

—**પાજંદ દીનનો કલમો**:—તરજુમો કર્તા, એમ. ફીરોઝ શાપુરજી મસાની.

"ત્યારે અહુરમઝદે કહ્યું, કે અએ પાક્ષેસ સ્પીતમાન ઝરથુસ્ત્ર! પુષ્કળ ખોરેહવાળી પવિત્ર માંથ્રવાણી છે. પવિત્ર માંથ્રવાણીનો તે ભાગ અષો બનાવેલો છે. તે આબાદી કરનારો, ખરૂંખોટું પારખનારો, તથા બીજી સૃષ્ટીના કરતાં વધારે ચઢીઆતો પેદા કરેલો છે."

—રશ્ને યશ્ત, ફ. ૨.

"માઝદયસ્ની દીનનાં સર્વથી ચઢતે દરજ્જેનાં વિજ્ઞાન—સાયન્સ—ઇલમને તથા તે વિજ્ઞાન શિખાડનારાઓને તથા આથ્રવનના સરદારને હું યાદ કરૂં છું"

—યઝશ્ને, હા ૧૩, ફ. ૩.

* આગળ જણાવી જવામાં આવ્યું છે કે ઝરથુસ્ત્ર સાહેબનાં આગમનથી તેવણુના તેજસ્વી ખોરેહથી ખેંચાઇને દૈત્યો (દેવો) સુધરી જઈ તેવણુને શરણે આવ્યા હતા. આ વાતનો આ ફકરાથી પુરાવો મળે છે.

"ઝરથુસ્ત્ર કહે છે કે અય અહુરમઝદ! તેં મને જે શિખાડયું તે સર્વોત્તમ છે. તે માણુસોમાં જાહેર કરવું—ફેલાવવું બહુ મુશ્કીલ કાર્ય છે છતાં પણ હું તે જરૂર કરીશ."

**—ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ઼. ૧૧.**

"અહુરમઝદી દીનને લગતા સવાલો કરનારને હું આમંત્રણ કરૂં છું અને આદરમાન આપું છું."

**—વીસ્પરદ, ક. ૧, ફ઼. ૯.**

## ગુશ્તાસ્પ પાદશાહ.

"બળવાન માંથ્રના તનવાળા, મજબુત હથીઆરવાળા, અહુરમઝદના કાયદા પ્રમાણે ચાલનાર, કયાની વંશના અષો કય ગુશ્તાસ્પનાં ફ્રેરોહરને અમે યાદ કર્યે છીએ, જેણે બળવંત ભાલાથી અષોઇને માટે વૃદ્ધિ આબાદીનો માર્ગ મોકળો કર્યો; જે બળવંત ભાલાથી અષોઇને કાજે વૃદ્ધિ સાફ દેખાડી; જે ગુશ્તાસ્પ આ અહુરમઝદી ઝરથુસ્તી ધર્મની બાજુ તથા સ્તુન–ટેકા જેવો બની ગયો; જેણે તે મક્કમ ચાલુ પવિત્ર દીનને દૂષ્ટ માનવીઓથી બચાવી છુટી પાડી અને તેને ઉંચ રાજય કરતી ચોતરફ ફેલાવી, નૈતિક હુકમવાળી, અને વચમાં બીરાજતી બનાવી, ગાય ઢોર ઘાસ ચારાથી ભરપૂર કરનારી (એટલે જીવજાન અને જાનને પોષણ મળની તથા જાનની શકિતઓ ખીળવનારી) તથા પ્રાણીઓ અને ઘાસ ચારાને (ગવના ધરાવનારાઓને અને ગવની શકિતઓને) પણ પ્યારી મુકરર કીધી."

**—ફ્રરવરદીન યશ્ત, ફ઼. ૯૯–૧૦૦.**

"ઓ દાદાર અહુરમઝદ! તું મારી મદદે પહોંચ! હું માઝદયસ્ની છું, માઝદયસ્ની જરથોસ્તી તરીકે તારી દીનની વખાણુ કરનારો છું, તથા તેની ઉપર યકીન લાવનાર તરીકે થવાનુંજ હું પસંદ કરૂં છું. નેક (પઝની) વિચારોને, નેક વચનોને, અને નેક કાર્યોપર હું બહુ આશક થયો છું.

"ભલી માઝદયસ્ની દીન જે અંતર યુદ્ધ મટાડનારી, હથીઆર (જે ગવની અંતર જગતરૂપ આ તનમાં છે તેને) છોડવનારી (એટલે કે નાઝી કરાવનારી) દુજથી સ્વતંત્રપણું આપનારી અને ખેત્વદથ કરાવી સ્વાનને અખંડ કરનારી તથા જે અશોઇમાં વધારનારી છે તેને હું વખાણું છું. મીનોઇ હસ્તી તરફ આગળ વધારનારી તથા મીનોઇ હસ્તીનીબી પેલીમેર પુગાડનારી દીનોમાં સૌથી સરસ તથા સૌથી શ્રેષ્ટ જે દીન તે અહુરમઝદી જરથોસ્તી દીન છે. તમામ વહચીશ્રની બક્ષેશો અહુરમઝદ તરફથી છે એમ હું કબુલ કરૂં છું, અને માઝદયસ્ની જરથોસ્તી દીનની હું વખાણુ–પ્રસંશા કરૂં છું."

**—જસમે અવંઘહે મઝદ તેમજ યઝશ્ને હા ૧૨, ફ઼ ૮–૯.**

**નોંધ:**—દરેક પારસી જરથોશતીઓ ઉપલી બંદગી દીવસમાં ઘણી વાર ભણે છે, જેને અવરતામાં દીનનું એકરારનામું ગણેલું છે. એમાં આપણી દીનને જે હથ્યાર છોડવનારી ચીતારી છે તે હથ્યારો શરીરમાં પડેલી ગવની યઝતી ગતી રૂપી હથ્યાર છે, જે મુકિત મળવે છુટી જાય છે. વળી સ્વતંત્રપણું આપનારી દીન કહી છે તેનો એ અર્થ છે કે દુર્ગુણ-રૂપી તમામ ખસ્લતો છોડાવીને આત્માને મોક્ષ માટે આઝાદ બનાવનારી દીન છે કે જેથી રવાન પોતાની અસલ અખંડતાએ પુગે છે.

"સૌથી પહેલા દરજ્જાની દીન તે પાક જરથોસ્તી દીન છે."

**—અર્દીબેહેશ્ત યશ્તની નીરંગ.**

"માઝદયસ્ની દીન તેમજ જરથોસ્તી કાયદો સઘળી ભલી પેદા-યશોમાં સર્વ અષોઇનાં બીજવાળી વસ્તુઓમાં સત્યતાને વધુ પુષ્ટી આપ-નાર છે."

**—સરોશ યશ્ત હાદોખ્ત, ક્. ૩.**

"અએ હોમ! અહુરમઝદ તારાઓથી શૃણગારેલી તથા મીનોની બનાવેલી કુશ્તી* તથા ભલી માઝદયસ્ની દએન પ્રથમ તારે માટે લાવ્યા."

**—મોટી હોમ યશ્ત, ક્. ૨૬.**

"સદગુણી માણસની માઝદયસ્ની દીન સાથની મીત્રતા દશ હજાર ગણી હોય છે, કારણકે તે માઝદયસ્ની દીન શૂર તથા જયનું જોર પોતાની સાથે લાવે છે."

**—મેહેર યશ્ત, ક્. ૧૧૭.**

"સફેદ વસ્ત્ર (સુદરેહ) એ માઝદયસ્ની દીનની નીશાન અચુક ગવાહી છે."

**મેહેર યશ્ત, ક્. ૧૨૬.**

"પવિત્ર મનશ્નીને સદા હૈયે ધરીને દીનના નિયમોને ખરી દોલત સમાન ગણીને સુખ તેમજ દુ:ખના વખતમાં પૂરતી હુશીઆરીથી પાળો.

"અહુરમઝદી દીનના નિયમોનો અનાદર કરનાર માનવી પોતા કરતાં વધારે નબળા અથવા કંગાળ મનુષ્ય ઉપર કદાચ ફાવી શકે.-'

**—યઝશ્ને, હા ૩૪, ક્. ૮.**

---

* પારસી જરથોશતીઓ કમર પર જે કુશ્તી બાંધે છે તે ઝરથુશ્ત્ર સાહેબના જમાનાની અગાઉની છે એ વાત આ ફકરાથી પૂરવાર થાય છે. વળી આ કુશ્તી તે કાંઇ સાધારણ ઉનની દોરી તથી, પણ દાદાર અહુરમઝદની મીનોઇ દુનિયાને જે પવિત્ર "અઇવીઆઓંઘહન" ની મીનોઇ અશોઇની કુશ્તીથી બાંધેલી-ઘેરેલી રાખવામાં આવેલી છે તે મીનોઇ કુશ્તીની આ કુશ્તી નકલ છે, જેનાથી એક પારસી જરથોશતી પોતાનું શરીર દ્રુજના હુમલાઓથી સદા બચાવેલું અને બાંધેલું-ઘેરેલું રાખી શકે છે. કુશ્તીનો બરાબર ઉપયોગ કરનાર ભૂત પીશાચના કે જીન પરીયાંના હુમલામાં કદી સપડાતો નથી તેનું આ કારણ છે.

"અએ પવિત્ર ઝરથુસ્ત્ર! માઝદયસ્નની દીન ઉપર વિશ્વાસ રાખનારા માણસની ગુપ્ત બેડીને એ દીન કાઢી નાંખે છે, દગાઇને હરી લે છે, જાદુ ચલાવવાનાં કાર્યને હરી લે છે, અષોને દુઃખ દેવાનાં કાર્યને હરી લે છે, નસો દાટવાનું કાઢી નાંખે છે, ચીનવત પુલની પેલે પાર જવાય એવાં પાપોનાં કાર્યોને દૂર કરે છે, મુશ્કેલીથી દૂર થઇ શકે એવા સંજોગોને નષ્ટ કરે છે, તથા સર્વ પાપી કાર્યો જે કોઇ કરે છે તેને દૂર રાખે છે."

**—વંદીદાદ, પરગરદ ૩, ફ. ૪૧.**

"માઝદયસ્નની દીનનાં ફરમાન પ્રમાણે માત્ર એક અહુરમઝદ ઉપરજ વિશ્વાસ રાખું છું." **—વીસ્પરદ, ક. ૫, ફ. ૩.**

"દાદાર અહુરમઝદે ઝરથુસ્ત્ર સ્પીતમાનને કહ્યું કે હે સ્પીતમાન ઝરથુસ્ત્ર! જો આ જડ જગતમાં તારી ઉપર ધારતીભરેલા, આડાતીડા, ભયાનક રસ્તાઓનો ડર આવી પડે, તથા જો હે ઝરથુસ્ત્ર! તારાં તનની ઉપર આફત કે ફીકર આવી પડે, તો અવસ્તાના માંથ્ર તું ભણજે, હે ઝરથુસ્ત્ર! આ ફત્તેહ આપનારા, આફત દુર કરનારા અવસ્તાના માંથ્ર તું મોટે અવાજે શ્રદ્ધાપૂર્વક ખચીત્તજ ભણજે."

**—ફ્રરવરદીન યશ્ત, ફ. ૨૦.**

"જે પ્રમાણે આ તશ ગમે તેવી મજબુત સુકી કાઠીના કકડે કકડા કરી નાખી તેને બાળીને ભષ્મ કરી નાખે છે, તેજ પ્રમાણે અવસ્તાન પાક વચનો સઘળા દૂષ્ટ વિચારો, દૂષ્ટ વચનો, અને દૂષ્ટ કાર્યોને જડ મૂળથ નાશ કરી નાંખે છે, તમામ આફતોને દૂર કરી આબાદી ફેલાવે છે. સર્વ અવસ્તાનાં પાક વચનોની તેવી ખુબી, વિજય ખોરેહ તથા અસરકાર શકિતને અમે વંદન કર્યે છીએ."

**યઝશ્ને હા ૭૧, ફ. ૫-૮**

"દાદાર અહુરમઝદ કહે છે કે, હે પવિત્ર ઝરથુસ્ત્ર! જે પ્રમાણે ઘણું પાણી થોડાં પાણીના કરતાં વધારે આગળ દોડે છે, તેમ જરથોશ્ત માઝદયસ્ની દીન બધી દીનો કરતાં મોટાઇમાં આગળ દોડે છે. જે પ્રમાણે વધારે મોટું ઝાડ બીજાં ઘણાં નાનાં ઝાડોને ઢાંકી નાંખે છે તે પ્રમાણે આ દીન બીજા બધા સખુનોને મોટાઇની બાબતમાં ઢાંકી નાખે છે. જે પ્રમાણે આકાશ આ જમીનને આસપાસથી ઘેરી લે છે, તે પ્રમાણે બીજા મંત્રોના કરતાં, બીજી દીનોનાં કરતાં મોટાઇની બાબતમાં, ખુબીની બાબતમાં, તથા શોભાની બાબતમાં આ દીન વધારે ચઢતી, વધારે સારી અને વધારે સોહામણી એટલે રવાનની ઝડપી મુકિત કરાવનારી છે."

**—વંદીદાદ, પરગરદ ૫, ફ. ૨૪**

## હિંદુ ધર્મના મહાન સાહેબોનાં કાર્યો ઉપરથી ઝરથુસ્ત્ર સાહેબનાં કાર્યોનો આવતો બુલંદ ખ્યાલ.

ઝરથુસ્ત્ર સાહેબે આ જગતમાં મોટા દેત્યો અને સેતાનોનો પરાજય કરવાનું મહા બીકટ કાર્ય બજાવ્યું હતું, જે વિષે આપણે આ વિષયમાં જોયું છે. તેજ પ્રમાણે હિંદુઓના મહાન સાહેબ ગણાયલા "**શ્રી રામે**" પણ રાવણનાં રાજ્યમાં કેવાં કેવાં પરાક્રમો કરીને ભયંકર રાક્ષસોને હરાવ્યા હતા, વાલી, કુંભકર્ણ, મેઘનાદ, લમણાસુર વિગેરેને મારી નાંખ્યા હતા તેના જે વર્ણનો રામાયણ ગ્રંથમાં મળે છે તે આપણી કલ્પનામાં ઉતરી શકે તેમ નથી. વળી હિંદુ ધર્મના મહાન સાહેબ "**શ્રી કૃષ્ણે**" પણ રાક્ષસી રાજા કંસ, ઝહેરી દુધવાળી પૂતના રાક્ષશ, તથા વત્સાસૂર, બકાસૂર, અઘાસૂર, ધેનુકાસૂર, પ્રલંભાસૂર, નરકાસૂર, બાણાસૂર, જરાસંધ, શિશુપાલ નામના મોટા રાક્ષશો તથા કાલીય નામના અપૂર્વ ઝેહરી નાગ વિગેરેનો વધ કરી જગતની પ્રજાને જુલમોમાંથી છોડવી હતી. તેમજ કૌરવ પાંડવો, ભીમ, અર્જુન, સહદેવ, નકુળ, કર્ણ, વિગેરેનાં અસાધારણ શરીર બળનાં વર્ણનો પણ મળી આવે છે. એ બધા દાખલાઓને ધ્યાનમાં લઇએ તો ઝરથુસ્ત્ર સાહેબના દએવો (દૈત્યો અને રાક્ષસો) ને મારવાનાં અને સુધારવાનાં કાર્યોનો આપણને ઝટ ખ્યાલ આવી શકે તેમ છે.

ઝરથુસ્ત્ર સાહેબનું જીવન એક **યઝદને** (Angel ને) મળતું હોવાથી એમનાં જીવનના અનેક બનાવો આપણી મનુષ્ય નજરે કલ્પનામાં ઉતરી શકે નહિં એ બનવાજોગ છે, પણ આપણી તેવી ખામીનાં કારણે એમનાં જીવનના દૈવી બનાવો માટે શક લાવવો એ આપણી નબળાઇ ગણાવી જોઇશે.

શ્રી કૃષ્ણે મારેલા રાક્ષસી સૂરો—બકાસૂર, અઘાસૂર—વિગેરે "આસૂર" એટલે આસુરી દુર્ગુણી શકિતઓ છે, જેઓ રાક્ષસી મનુષ્યના રૂપમાં જગતની ખરાબી કરતા હતા, તેજ પ્રમાણે ઝરથુસ્ત્ર સાહેબે મારેલા દએવો (દૈત્યો) પણ દુર્ગુણી બળવાન શકિતઓ અને તેના ભૂવનો—કહો કે રાજ્યો—હતાં, કે જેમ રાવણના રાજ્યનો રામે નાશ કર્યો હતો.

---

# ભાગ બીજો.

## જરથોશ્તી ધર્મ રહસ્યનો ટુંક સાર.

### પારસીઓ સૃષ્ટીના એકજ પેદા કરનાર અહુરમઝદને માનનારા યઝદાંન-પરસ્તો છે, તેઓને આતશ-પરસ્ત કહેવાની ભૂલ— સૃષ્ટી-રચનામાં આતશનું મહાન કાર્ય.

જરથોશ્તી ધર્મ એકજ પેદા કરનારને માનનારો ધર્મ છે, અને તેથી એને "માઝદયસ્નની ધર્મ" તરીકે પણ ઓળખવામાં આવે છે. દાદાર અહુરમઝદ તરફનો એ સંદેશો—પેગામ—હોવાથી અને દાદાર અહુર-મઝદનેજ માનનારો એ ધર્મ હોવાથી એને "માઝદયસ્ની દીન" કહેવામાં આવી છે, જ્યારે એ પેગામ જગતને આપનાર અષો ઝરથુશ્ત્ર સાહેબ હોવાથી એ "ઝરથોશ્તી દીન" તરીકે ઓળખાય છે. આ રીતે પારસીઓ યઝદાંન-પરસ્ત યાને એકજ પેદા કરનારને માનનારી ધર્મી કોમ છે. કેટલાકો ભૂલથી પારસીઓને "આતશ-પરસ્ત" હોવાનું માની બેઠા છે, પણ તેમ નથી. આતશ એ આ જગતની એક પ્રત્યક્ષ નુરી વસ્તુ છે, અને તેને પોતાનાં આતશકદેહો—ધર્માલ્યોમાં કેબલા તરીકે પરથાવીને, તેની સનમૂખ પારસીઓ એકલા અહુરમઝદનીજ બંદગી કરે છે. જ્યારે હિંદુઓ અમુક પ્રકારની કુદરતની રોશન (સફેદ) બાજુની મુર્ત્તી કરીને તેની તરફ ભકિતભાવ બતાવે છે ત્યારે ઇશ્વરની શકતીઓની તેઓ પણ પ્રાર્થના કરે છે, પણ તેમ કરતાં તેઓ મુર્તીપુંજા તરપ ઢળી જાય છે તેમ પારસીઓ અમુક કુદરતની રોશન બાજુની મુર્ત્તી કરીને કદી પુંજતા નથી, કે રોશન બાજુની મુર્ત્તી પુંજા તરફ માન કે અપમાનની નજરે જોતા નથી. પરંતુ આવી રોશન બાજુની મુર્ત્તી સમક્ષ હોવાથી પ્રાર્થના કરનારના અંતર આત્મામાં ઇશ્વર તરફનો જે પ્રેમ-ભકિતભાવ ઉત્પન્ન થાય છે, તેનાં કરતાં વધારે સારો અને ઉંડો પ્રેમ-ભકિતભાવ **અગ્નિ-આતશને** પ્રત્યક્ષ રાખીને ભકિત કરવાથી ઉત્પન્ન કરી શકાય છે. અને અગ્નિ-આતશ તે પણ સાધારણ ચીજ નથી, પરંતુ ઘણી મોટી યસ્ન એટલે કુદરતની ભાનદાર શકિતઓ સાથે એકતાન થવાની મહાન જરથોશ્તી ક્રિયાઓ કરીને તેને પરઠાવવામાં અને તખ્તનશીન કરવામાં આવે છે. વળી મૂખ્ય વસ્તુ તો એ છે, કે પારસીઓનાં ધર્મ સ્થળોમાં જે આતશનો કેબલો (બંધ્યાર ગુંબજરૂપી સ્થળ altar for fire) હોય છે તેના કેબ્લેગાહમાંના આતશ

કદી પણ બુજાવા દેતા નથી. ધર્મગુરૂઓ તેની જાળવણી માટે રાત દીન અથાક શ્રમ ઉઠાવે છે, તેને ચાલુ રાત અને દીવસ કાડી અને બળતણ અર્પણ કરવામાં આવે છે. કેટલીક ખુશબોદાર વસ્તુઓ જેવી કે સુખડ, લોબાન, અગર, વિગેરે તેની ઉપર મુકીને મીનોઇ ભુવનનાં ઉંચ પ્રવાહોને ખેંચીને વીચારની વાતાવરણને સદા સ્વચ્છ રાખવામાં આવે છે, અને તેથી ધાર્મિક ભાવના ગમે એવાં સુખ કે દુઃખના પ્રસંગે પણ સદા જાગૃત રહે છે. ખરેખર આતશ, એ ખુદ આ જગત ઉપરના ઇશ્વરના પ્રતિનિધીજ ("આતર્શ વોઇ મઝદાઓ અહુરહ્યા અહી"—અએ આતશ તું અહુરા મઝદાની જાહેર નિશાનરૂપ છે,) અને તે જગીન, હવા, પાણી વિગેરે દરેકે દરેક વસ્તુઓમાં, કે જાનવરો અને મનુષ્યોમાં, કે કુલ જગતમાં સર્વત્ર ગરમી તેઝ અને જાન-ભાનનાં મુળ રૂપે પોતાનું મહાન અને ભેદી કાર્ય બજાવ્યાજ કરે છે. દ્રષ્ય કે અદ્રષ્ય અગ્નિ-આતશ વગર કોઇ પણ વસ્તુ કે કોઇ પણ જીવ આ જગતમાં હેયાતીજ ધરાવી ન શકે. મનુસ્યનાં શરીરમાં કામ કરતી આતશી ગતીઓ, અને બીજા અનેક પ્રકારના નુર રૂપ સકળ સૃષ્ટીના આતશોના ૧૬ પ્રકારનાં જરથોસ્તી ધર્મમાં બારીક વર્ણનો છે, એટલુંજ નહિ, પણ આતશનો સંબંધ છેક ખુદ જગતકર્તા દાદાર અહુરમઝદ—પરમેશ્વર—સાથે સીધો દોડે છે, એમ હોવાથીજ ઝરથુસ્ત્ર સાહેબે અગ્નિ-આતશને "બંદગીને પ્રભુની દરબારમાં હઝુરમાં પુગાડનાર એક મહાન નુરમંદ શકિત-આદર યઝત" તરીકે બતાવીને એની સમક્ષ બંદગી કરવાનું ફરમાન આપેલું છે. ઉપલાં ભૂવનોનો પણ અમુક જાતના અદ્રશ્ય આતશો અને આતશી ગતીઓ સાથે સંબંધ છે. આમ હોવાથીજ એને મોટી મોટી ખર્ચાળ ક્રિયા તૈયાર કરી પારસી અગીઆરી—ધર્મ સ્થળો—માં તખ્તનશીન કરવામાં આવે છે, અને તેની પાછળ પારસીઓ દર વર્ષે હજારો રૂપિયા ખર્ચ કરીને પૂર ભાવના અને ભકિતથી તેને નિભાવે છે. આટલી બધી આતશ તરફની પારસીઓની ફીદાગીરી અને જાન-કુરબાનીને લીધેજ તેઓને ખોટી રીતે 'આતશ પરસ્ત' કહેવામાં આવે છે, પણ તેઓ ખરેખર તો "**યઝદાંન-પરસ્ત**"* યાને કે 'યઝદાંન' એટલે બેશુમાર 'અસર રોશની' (અનગ્ર રઑચ) ધરાવનારા અને ૧૬ આતશો મારફતે કુલ જગતમાં તેને ફેલાવનારા તે એક મહાજ્ઞાની સાહેબ દાદાર અહુરમઝદને

---

* જુઓ શાહનામું :

**મગુઈ કે આતશ-પરસ્તાંન્ બુદન્દ,**
**પરસ્તન્દેહ્-ઇ પાક્ યઝદાંન્ બુદન્દ.**

માનનારા છે અને આતશની મારફતે **તેનીજ** ખરેખર તો સેતાયશ કરનારા છે.

પારસીઓ હિંદુસ્તાનમાં આવ્યા પછી, સંજાણના હીંદુ રાજા **"જાદી રાણા"** ના વખતમાં તેઓએ એક મોટા **"આતશબહેરામ"** બનાવ્યા હતા. આ આતશબહેરામમાં ૧૬ જાતના (જુદા જુદા ધંધાદારીઓ વીગેરેનાં) આતશોને ક્રીયાથી પવીત્ર કરીને જતનથી લેવામાં આવ્યા હતા, જેમાં એક કુદરતી વીજળીના આતશનો પણ સમાવેશ થાય છે. આ વીજળી માટે ધર્મગુરૂઓએ સુકકાં કાઠીના લાકડાંની ચાકી ગોઠવીને ખુલ્લાં મેદાનમાં અહુરમઝદની બંદગી અવસ્તા માંથ્રોની નીરંગથી કરી હતી, અને તેના પ્રતાપથી આકાશ માર્ગે આ કાઠીનાં લાકડાંની ચાકીમાં વીજળીનો આતશ ('આતશે વાઝીશ્ત') દાખલ થઇ તે ચાકી આપમેળે સળગી ઉઠી હતી. આ વીજળીના આતશ પણ તે આતશબહેરામમાં બીજા આતશો ભેગા દાખલ કરવામાં આવ્યા હતા. આ આતશબહેરામ "ઉદવાડા" ગામે **"ઇરાનશાહ આતશબહેરામ"** તરીકે આજે પણ ઓળખાય છે, અને ૧,૧૦૦ ઉપર વર્ષ થયાં તેજ આતશ રાત અને દિવસ તેના ધર્મગુરૂ વર્ગોએ અનેક આફતો છતાં સદા જળતા જાગૃત અને બળતા રાખ્યા છે. અને દર વર્ષે હજારો પારસી દીનદારો તેનાં દર્શન માટે જાય છે અને હજારો રૂપીઆનું ચંદન—(સુખડ)—અગર વીગેરે સુગંધી ચીજો અર્પણ કરે છે. પારસીઓ જેમ આતશને એક નુરમંદ વસ્તુ તરીકે માને છે, તેમ સુર્ય, ચંદ્ર, તારા વિગેરેને પણ તેઓ નમન અને બંદગી કરે છે. કારણકે તેમાંબી ચહડતા પ્રકારના અદ્રશ્ય આતશોજ કાર્ય કરી રહ્યા છે. તેમજ ઝાડપાન, પાણી, ખનીજ, પર્વત, ગાય ગોસ્પંદ વિગેરે ઉપયોગી વસ્તુઓની પણ તેઓ યાદ અને નમન કરે છે, કારણકે તેમાંબી અણદીઠ આતશો–નુરોની હાજરી રહેલી છે. આ બધાં પાછળ હેતુ તો મુખ્ય એકજ છે, કે મનુષ્યના આત્માને મુકિતમાં મદદ આપનારી ખાસ ઉપયોગી આવી જરૂરી પેદાયશો, અને નુરમંદ પ્રકાશિત ચીજોને હસ્તીમાં લાવનાર, તે પવિત્ર પિતા, એકજ અહુરમઝદ—એકજ ખુદા—કે એકજ ઇશ્વર તે તે વસ્તુઓના ભીત્તરમાં પડેલા ભીન્ન ભીન્ન પ્રકારના અણદીઠ આતશી અને આત્મીક ચીંગારીઓ મારફતે અસર રોશનીનો સંબંધ ધરાવી કુળ વિશ્વ જગતમાં **વીત** થઇને વ્યાપી રહ્યા છે તેનો ખ્યાલ આપવા ઉપરાંત એ અન્ય પ્રકારોના દેખીત તેમજ અણદીઠ આતશો મારફતે વીશ્વ જગતનાં તમામ ઉંચ્વનોની સાચ્ચી ભાઇબંધી Cosmic-white Brotherhood જેને "અરદા–ફ્રવષની અનજુમન" થઇને બનવાનું છે, તેનો મહા અકલપસંદ ચિતાર આતશને જોતાં અને નમતાં હમેશાં રજુ થાય છે.

## જરથોશ્તી ધર્મનાં મૂળ સિદ્ધાંતો.

જરથોશ્તી ધર્મનો મુળ પાયો તે "અષોઇ" યાને સત્યતા અથવા પવિત્રાઇ છે, અને તે અષોઇ હુમત-હુખ્ત-હવરશ્ત મુજબનીજ "**મનશ્ની**" (Thinking power), "**ગવશ્ની**" (Speaking power) અને "**કુનશ્ની**" (Action power)માં સમાયલી છે, એટલે કે ગમે તે ભોગે ભલા સત્ય (કુદરતમાં સાચ્ચા) વિચારોજ કરવા, ગમે તે ભોગે ભલાં સત્ય (કુદરતને-ઇશ્વરને વ્હાલાં એવાંજ) વચનોજ બોલવા, ગમે તે ભોગે ભલાં સત્ય (જગતકર્ત્તાને પસંદ એવાંજ) કાર્યોજ કરવા, આ ત્રણ મુખ્ય સિધ્ધાંતોમાં આખું જરથોશ્તી શાસ્ત્ર સમાવી દેવામાં આવ્યું છે.

આમાં મન, વચન, અને કર્મને લગતી તમામ પવીત્રાઇ, અશોઇ, રાસ્તી, સત્ય અહિંસા, ઇન્સાફી દયા, ઉદારતા, પરોપકાર, પરમાર્થ, ભકિત, નિડરતા, નિર્ભયતા, જે કહો તે સઘળું સમાઇ જાય છે.

## દિવસની પાંચવારની બંદગી.

જરથોશ્તી ધર્મ પ્રમાણે દિવસના પાંચ ભાગો પાડવામાં આવેલા છે તેને "**પાંચ ગેહ**" તરીકે ઓળખવામાં આવે છે. આ પાંચે વેળા અહુરમઝદની બંદગી કરવાનું ફરમાન અપાયલું છે. સુર્યની ચાલ પ્રમાણે એના વખતો ગોઠવાયલા છે, અને તે દરેક વખતને અનુકુળ થતી પ્રાર્થનાઓ પણ ગોઠવવામાં આવેલી છે. આ દીવસનાં પાંચે ભાગોને હિંગામ તહેવાર જેટલાજ પવીત્ર ગણી ચોવીસે ચોવીસ કલાક ભકિત અને નિતીમાન સારી જીંદગી ગુજારવાનું જરથોશ્તીને ફરમાન છે.

## જરથોશ્તી ધર્મમાં બીજાઓને વટલાવવાની મનાઇ.

જરથોશ્તી ધર્મમાં બીજા ધર્મવાળાઓને વટલાવવામાં આવતા નથી. બીજા ધર્મો રાજય સત્તાનાં જોરે, કે તરવારનાં જોરે, બીજાઓને વટલાવીને પોતાનો ધર્મ અને પોતાની કોમ વધારીને મોટી બનાવે છે. તેમ જરથોશ્તી ધર્મે પોતાની બળવાન શેહેનશાહતના વખતમાં પણ કદી કીધું નથી અને કદી કરશે નહી. અને તેથીજ એક **વખતની ૩૨ કરોડની જરથોશ્તી પ્રજા** આજે એક લાખના નાના આંકડા ઉપર ઉભેલી હોવા છતાં તે એક મહાન સાહસીક, અને આગેવાન પ્રજા તરીકે ઉંચો દરજ્જો ધરાવે છે, અને પોતે સંખ્યામાં નાની અને નાનીજ રહી છે. પારસી કોમ પોતાનાં અસલ "**કયાની ખોરેહ**" અને "**કયાની લોહી**"ને સદા વફાદાર રહી છે અને પોતાની જાતને સાચવી પોતાનાં

ખુન અને લોહીમાંથી વસ્તીનું ધીમું છતાં-થોડીક ચોરીછુપીના અપવાદ ધરૂંના કાંકરા મીસાલ બાદ કરી-નિર્મળ પ્રમાણ જાહેર રીતે સદા વધારનારી તરીકે કુલ આલમમાં મશહુર થઇ છે.

જરથોસ્તી ધર્મમાં બીજી દીનવાળાઓને દાખલ કરવામાં આવતા નથી એટલુંજ નહિં, પણ જેમ ગમે તેમ તેઓ સાથે કુછંદી જીંદગી ગુજારી તેને દાખલ કરવાની તો સખ્ત મનાઇ ફરમાવવામાં આવેલી છે કારણ કે તેથી વર્ણશંકર હલકી નીચ ખાસ્યતની ઓલાદ ઉતરે છે. વળી તેઓનું મકકમ માનવું છે કે જે મનુષ્ય પોતાનો જન્મનો બાપીકો ધર્મ છોડીને તેના તરફ બેવફા થઇને બીજા ધર્મમાં જાય છે તે કોઇ પણ દિવસે તે અંગીકાર કરેલા ધર્મને પણ દગો દેનાર નિવડશે. વળી જરથોસ્તી દીનમાં "જીરમ" યાને કુદરત તરફથી જુદા જુદા ગ્રહ-સીતારાઓના પ્રવાહો પ્રમાણે આત્માઓનું વર્ગીકરણ થઇ તે તે ગ્રહોને અનુકુળ થયલા ધર્મો અને તેને લગતાં મનુષ્યો-કોમો-નો કાયદો શીખવવામાં આવ્યો છે. જે ધર્મમાં જન્મ થયો, તેજ ધર્મને અનુસરતું જીવન ગુજારી પોતાનું કર્મફળ ભોગવી લેવું જોઇએ અને તેમાંથીજ મુકિત મળી શકશે એ નિયમ કુદરતમાં ચાલતો આવેલો છે, અને કુદરત તેની આત્મીક લાયકાત જોઇને ચહડયાતી જીરમમાં તેને હવે પછીનો જન્મ આપશે.

અહીંયા યાદ રાખવાની જરૂર છે કે ઝરથુસ્ત્ર સાહેબ અને તેમની પછીના મહાન આબેદોએ પોતાની દીનમાં જે ઇન્સાનોને દાખલ કીધાં હતાં તે જીરમને કાયદે આત્માની લાયકાત રૂહાની ચશ્મથી જોઇને દીન અને ધર્મને અનુકુળ જોઇને અનેક ઘટતી કસોટીમાંથી પસાર કરીને દાખલ કીધા હતા, અને હવે પછી પણ જયારે તેવા મહાન આત્મજ્ઞાની જરથોસ્તી મહા પુરૂષો-રાઇનીદારો જમાને જમાને પેદા થશે ત્યારે તેઓ પોતાનાં આત્મજ્ઞાનથી અને મીનોઇ રૂહાની નજરે (બાતેન ચક્ષુએ) જોઇને, જરથોસ્તી દીનમાં દાખલ કરવા લાયક ઇન્સાનોને એજ જીરમને કાયદે જરૂર પડવે દાખલ કરશે. પરંતુ હાલ તો, તેવું કોઇ મીનોઇ જ્ઞાન કે કુદરતની સત્તા ધરાવનારો પુરૂષ જાહેરમાં પારસી કોમમાં જન્મ્યો નથી ત્યાં સુધી તો, જરથોસ્તી દીનમાં બીજી દીનવાળાઓને દાખલ કરી શકાય તેમ નથી. પારસી કોમના પોતાનાં તાંત્યાંમાંજ જોર હોય નહી અને દીવસે દીવસે કુટેવોને આધીન થતા હોય, તો તેવા બીકટ જમાનમાં બીજી દીનવાળાઓને સબી ઘોડે બારે ટકેના હિસાબે લેવાની હિમાયત કોમની ને ધર્મની પુરી નાણુદી ધણી ઝડપી તોરે લાવવાનીજ કમનસીબી સમજવી.

## જરથોશ્તી દીનની ફીલસુફીઓ સામાન્ય મનુષ્ય જાતિના લાભ માટે છે. એ દીનના બીજા અભ્યાસીઓ અને આશકો.

અલબત્ત જરથોશ્તી દીનનો પેગામ–સંદેશો–સામાન્ય મનુષ્ય જાતી –કુલ આદમજાતને માટે છે અને તેનાં ભલાં નિતિવચનો અને ભલા સાયન્ટીફીક રીતરીવાજો અને શુભ આચારવિચારો–રહેણીકરણી કોઇ પણ દીનવાળાઓ પોતાની રાજીખુશીથી ગ્રહણ કરે, અને પોતાની રોજીંદી જીંદગીની રહેણીકરણીમાં ગુંથી લે, પણ આપણી કોમમાં ભેળાવા એક થવા નહીં માંગે તો તેમાં કોઇ પણ મનાઇ કરી શકતું નથી.

હિંદુસ્તાનમાં પણ ઘણાક બીજી કોમના સ્ત્રી પુરૂષો જરથોશ્તી દીનના રીતરીવાજો પોતાનાં ઘરમાં પાળી રહ્યાં છે, ગાથાની બંદગી કરી રહ્યા છે. તેજ પ્રમાણે યુરોપ, અને અમેરીકામાં પણ ખ્રીસ્તી લોકોમાં "માઝદયસ્નાન" નામનો એક પંથ માઝદયસ્ની દીનના રીતરીવાજો અને બંદગીઓ પાળી રહ્યો છે જેઓની સંખ્યા લાખોની ગણાય છે. "રેવ. ડો. ઓટોમન ઝરદોસ્ત હાનીશ" એ પંથના સ્થાપક અને ગુરૂ ગણાય છે, અને કેટલાક માઝદયસ્નાન લોકોએ હમણા થોડા વખત ઉપરજ હિંદની મુલાકાત લઇ મુંબઇમાં પણ જરથોશ્તી દીન ઉપર ભાષણો આપ્યાં હતાં.

એ ઉપરાંત યુરોપ, અમેરીકા, વિગેરેના ઘણાં નામાંકીત અને માન પામેલા પુરૂષોએ જરથોશ્તી દીનનો અભ્યાસ કરીને મોટાં મોટાં અગત્યનાં પુસ્તકો પોતાની ભાષાઓમાં રચેલાં છે, ગ્રીક, અને આરબ લેખકો અને અભ્યાસીઓએ પણ એ ધર્મ ઉપર પુસ્તકો રચેલાં છે, મુસ્લીમ ઓલ્માઓ અને કવીઓ ફીરદૌસી અને હાફીઝ જેવા મહાન પુરૂષોએ પણ જરથોશ્તી દીન તરફ જાનકુરબાન કીધેલો છે. હિંદમાં પણ હાલમાં બંગાલી અને બીજા હિંદુ લેખકોએ એ ધર્મના અભ્યાસ પાછળ પોતાનું જીવન અર્પેલું છે. આ રીતે આ ધર્મના જુદા જુદા આશકો જુદી જુદી રીતે તેની સેવા બજાવી શકે છે પરંતુ તેઓ જાહેર રીતે તો આ ધર્મમાં પારસી જરથોશ્તી કોમના સભાસદો તરીકે હાલને કાજે દાખલ થઇ શકતા નથી.

## જરથોશ્તી ધર્મ છવાયલાં શિતળ વૃક્ષ જેવો છે: બીજાં ધર્મો ઉપર એનો પ્રભાવ.

જરથોશ્તી ધર્મ એક મોટા શીતળ વૃક્ષ જેવો ગણાયલો છે અને ઝરથુસ્ત્ર સાહેબે "સરવ–ઇ–કેશમર"ના ઝાડના ભેદમાં એજ અલંકાર

અને સુચના આપેલી છે કે જરથોસ્તી દીન સીધી સત્યનાં વૃક્ષ જેવી બધેબધ છવાયલી છે એની નીચે બીજી કોઇ પણ દીન કે ધર્મને આશરો મળવોજ જોઇએ. એ દીન બીજા ધર્મો અને "જીરમો"ને મદદરૂપ થવાનું સુચવે છે. કુદરતની રોશન બાજુના કોઇ પણ ધર્મ તરફ ધીક્કાર કે તીરસ્કાર બતાવવાની સાફ સખ્ત મનાઇ છે. સૌને પોતપોતાનાં ધર્મો અને કોમ મુબારક ગણેલી છે અને એજ દીનનાં એજ વૃક્ષના બીજા અનેક ફાંટાઓ પુટશે અને બીજા અનુકુળ ધર્મો સ્થપાશે એવી આગાહી કરેલી છે.

યાહુદી ધર્મ ઉપર પણ એની ઘણી મોટી અસર થયેલી છે.

ખ્રીસ્તી ધર્મમાં પણ જણાયલું છે કે મહાતમા ક્રાઇસ્ટ પેદા થવાની આગાહી મગવ લોકો તે જરથોસ્તી આબેદ સાહેબોએ કરી હતી અને તેમને આત્મીક જ્ઞાનમાં પ્રેરણા આપી હતી. જે વિષે જાણીતા વિદ્વાનોએ પુષ્કળ સાહિત્ય પ્રગટ કર્યું છે.

મુસ્લીમ ધર્મ ઉપર પણ એ દીનનો પ્રભાવ અને અસર પડેલાં ખુલ્લાં જોવાય છે અને તેની નોંધ વિદ્વાનોએ લીધેલી છે. "સલેમાને ફારસી" (એ તખલ્લુસ છે, જેનો અર્થ "ઉમ્મતને ઉભી કરી આપનાર" થાય છે.) જેને શાહ નોશેરવાન આદેલના વખતના જાણીતા દસ્તુર દીનીઆર તરીકે ઓળખવામાં આવે છે, તેવણને મુસ્લીમ ધર્મના મહાન સ્થાપક મહમુદ નબી સાહેબના 'અહેલેબેત' તરીકે 'કુરાને શરીફ'માં જણાવેલા છે. આ રીતે જરથોશ્તી ધર્મ બીજા ધર્મોને મદદરૂપ થવામાં પોતાની ફરજ અને સેવા સમજે છે.

## જરથોશ્તી ધર્મનાં કેટલાંક જાણવા જોગ શુભ નિયમો ફરમાનો અને તરીકતો એટલે કુદરતાનુસાર જીંદગી ગુજારવાના કાયદા કાનુનોની ટુંક રૂપરેખા.

જરથોસ્તી ધર્મમાં અમુક પ્રકારની "તરીકતો" યાને સુખી જીંદગી ગુજારવાના કુદરતી કાયદા કાનુનો ઘડી આપવામાં આવેલા છે. આ કાયદા કાનુનો અથવા નિયમો મનુષ્ય જાતીનાં અને કુદરતની તમામ પેદાયશોની તન્દુરસ્તી મનદુરસ્તી અને આત્મીક દુરસ્તીના અચળ ધોરણ ઉપર રચાયલાં છે, જેમાંનાં થોડાંક અહીંયાં જોઇશું.

દરેક જરથોસ્તીએ સહવારનાં ઉઠતાંની સાથેજ બીછાના પાસે કુદરતની યાદ કરવાના અમુક માંથ્રો—શ્લોકો—ભણવાના હોય છે.

સહવારના ઉઠયા પછી બળદનો "ગૌમુત" જેને તરો અથવા નીરંગ કહેવામાં આવે છે, તે અમુક અનુક્રમે હાથ મોઢાં પગ ઉપર લગાડવાનો હોય છે. તેને માટે પણ બદ સેતાનનાં વિચારો કાર્યોને તોડનારા અમુક કલામો ભણવાના હોય છે. "ગૌમુત" જે તાજો વાપરવામાં આવે છે, તેને પવિત્ર માનવામાં આવે છે, જેમકે જરથોસ્તી ઇલ્મ્યતને આધારે ગૌમુતમાં ગોધો જે બહમન અમશાસ્પંદને તાલુકેનું ઉત્તમ પ્રાણી છે, તેની ઉત્તમ ભલાઇવાળી મેગ્નેટીઝમની ખાસ્તર (વીજળીક પ્રવાહ) તેમાં કુદરતે છલાછલ ભરેલો હોય છે, અને સાયન્ટીફીક રૂઢીએ–દ્રષ્ટિએ–એ વસ્તુ શરીરમાંની દરેક રોગ પેદા કરનારી પ્રવાહીઓ અને પ્રવાહોને ખેંચી કાઢે છે, અને તેથી આખી રાતનું સુસ્ત પડેલું અને રાતના અંધકારમાં શેતાની શકિતઓને અને અંધકારી જંતુઓને વશ બનેલું શરીર રોગથી મુકત થાય છે, અને દરેક દ્રુજ યાને બદ મેગ્નેટીઝમના પ્રવાહો બહાર ખેંચાઇ આવે છે. આ ખેંચાયલા અદ્રષ્ય રોગી જંતુકારક પ્રવાહોને ત્યાર પછી પાણીથી ધોઇ સાફ કરી નાંખવામાં આવે છે, જેથી શરીર તન્દુરસ્ત અને ઉદયોગી બને છે. "ગૌમુત" બીજી અનેક દ્રષ્ટીએ પણ ઉપયોગી અને વૈદક વસ્તુ છે અને આજની સાયન્સે પણ એ વાત કબુલ કરેલી છે, કે જે હજારો વર્ષ ઉપર આપણા પુજ્ય પેગામ્બર સાહેબ જગતને ફાહેશ કરી ગયા છે.

આ તો "ગૌમુત"ના સાધારણ ઉપયોગની વાત થઇ, પરંતુ જરથોશ્તી ધર્મમાં "**નીરંગદીન**"ને નામે એક મોટી ખર્ચાળ ક્રિયા કરવામાં આવે છે. આ ક્રિયા વખતે શુધ્ધ સફેદ ગોધાઓનું ગૌમુત બહુજ પવિત્રાઇ અને સાવચેતીથી ભેગું કરીને ઇજવામાં આવે છે. આ ક્રિયાથી બનાવેલા ગૌમુતની ખુબી એ છે કે તે ૨૫ કે ૫૦ વર્ષ સુધી બાટલીઓમાં ભરીને જાળવી રાખવામાં આવે છે છતાં, તે બીલકુલ બગડતો નથી કે કોઇ પણ રીતે ખરાબ થતો નથી. આ તૈયાર કરેલો પવિત્ર ગૌમુત–નીરંગ અમુક અમુક પ્રસંગોએ પીવાના ઉપયોગમાં લેવાનો હુકમ છે અને તેથી આત્મશુધ્ધી કરી શકાય છે.

વળી દરરોજ સહવારના પોહોરમાં સૌથી પહેલી ચીજ તરીકે પોતાનાં રહેવાનાં મકાનના બાથરૂમમાં આખાં આંગ પરથી તમામ કપડાં ઉતારી પછી અમુક કલામ અને તરતીબથી આખાં આંગ પર ગૌમુતનો પાસ લગાડી પછી પાણીથી નાહી લેવાનું સુંદર ફરમાન છે. નાહયા વગર કોઇબી કામેકાજે જવાનું અવર ગણેલું છે.

ખાવાપીવા અગાઉ અહુરમઝદ સાહેબની બક્ષેશના શુક્ર ગુજારવા-

(Saying grace)માં આવે છે અને તેને માટેની અમુક "જમવાની બાજો" વિગેરે મુકરર કરવામાં આવેલી છે.

ઉઘાડે માથે ફરવાની મનાઇ કરવામાં આવેલી છે, કેમકે માથાનાં તાલકમાં પહેલું ચખ્ર-લહયાન (બ્રહમરંધ્ર) આવેલું છે, જયાં આગલ મનુષ્યનું સૌથી ઉંચ તત્વ ફરોહર અને ખુદા વસી રહયાં છે જેઓનાં માનમાં ને હેફાઝતમાં માથે ટોપી મુકવાનું ફરમાન છે, જયારે હિંદુઓ માથે ચોટલી રાખે છે. વળી માથાના બાલમાંથી નીકળતો અમુક જાતનો "મેગ્નેટીક પ્રવાહ" મનુષ્યની શારીરીક તનદુરસ્તીને તેમજ માનસીક અને આત્મીક દુરસ્તીને નુકસાનકર્તા છે. તેજ પ્રમાણે ઉઘાડા પગે જોડા વગર ફરવાની પણ સખત મનાઇ છે, કારણ કે Terrestrial magnetism યાને ધરતીના મેગ્નાટીઝમના સિધા સંબંધમાં પગના તળીયાં આવવે તળ્યાંપર કાર્ય કરતાં ૧૬ મા ચખ્ર મારફતે તે પ્રવાહ બરડાની કરોડની જ્ઞાનતંતુ ઉપર અસર કરી શરીરની જડતા અને બરડતામાં ઉમેરો થાય છે જેથી જન્મ મરણનો ચકરાવો વધે છે, જો કે સીરફ શારીરીક દ્રષ્ટીથી જોતાં ઉઘાડે પગે ચાલનારને તનદુરસ્તીમાં ફાયદો થાય છે. પણ જરથોસ્તી દીન તો આત્મીક દુરસ્તીપરજ ભાર મુકે છે.

એકનાં મોઢાંને લાગેલું એઠું બીજા કોઇનેબી ખાવાપીવાની મનાઇ છે, કેમકે મોઢાંની "લબ" બીજાની તનદુરસ્તી ઉપરાંત મન અને રવાનને નુકશાનકર્તા થાય છે. મુખ્ય કરીને ખાતી વેળા પણ તેની સંભાળ લેવાની જરૂર બતાવેલી છે. આજની સાયન્સે મોહડાની લબમાં અસંખ્ય જાતનાં રોગોનાં જંતુઓનું જ્ઞાન પ્રસિધ્ધ કરેલું છે, તેજ ફકત જોતાં આ અજીઠ વટારની ગંદકીથી દુર રહેવાનું જરથોસ્તી ફરમાન કુલ દુન્યાને પાળવા લાયક અને મુબારક થઇ પડે છે. દાંતે પોતીકાં નખ કરડવાની કે પોતીકાં આંગળાં મોહડાંમાં ઘાલવાનીબી એજ કારણે સખત મનાઇ કરેલી છે, અને જાણુઅજાણ આંગળાં મોહડાંની અંદર લેવાય તો તુરતજ પાણીથી સાફ કરી નાંખવાનું ફરમાન આપેલું છે.

નાહવાને માટેનાં, હાજતે જવા માટેનાં, દાતન પાણી કરવાનાં, કપડાં ધોવાનાં તેમજ કપડાંની સ્વચ્છતાના, ઘરની મોહલ્લાની તથા શહેરની દેશ તથા જગતની સફાઇ સુઘરાઇના આરોગ્યતાના અને બીજા એક હઝાર ને એક નિયમો નકકી કરવામાં આવેલા છે. તમામ મનુષ્યો જો એકમતે એવા જગ–કલ્યાણના નિયમોનું પાલણ કરે અને સાથે સાથે વિચાર–વાણી અને વતનમાં સદગતી આણે, તો દુઃખ દરદ કે માંદગી જેવી ચીજોનું નામનિશાન પણ દુન્યામાં રહેવા ન પામે અને આ ધરતી સ્વર્ગમાં ફેરવાઇ જાય, એવા સાદા સુંદર ઉંચ નિયમો (Noble living &

Hight thinking) આ ધર્મે મુકરર કરેલા છે. પણ આખાં સરકલમાં એક પણ મનુષ્ય તે નિયમોથી ઉલટો ચાલે તો પછી એકનાં કર્મે સો મરે છે.

નખ અને બાલ કાપવા માટે અને તેને એકાંત જમીનના ખાડામાં દાટી વ્યવસ્થા કરવા માટેનાં ફરમાનો આપેલાં છે, જેથી જાનવર–મનુષ્યોનાં ખાધામાં તે ન આવે તેમજ હવા–પાણી નહીં બગાડે અને તેમાંથી ઉત્પન્ન થતા ધીમા રોગો બીજાની તંદુરસ્તીને તથા મનદુરસ્તી અને આત્મીક વૃદ્ધીને નુકશાન ન કરે. વળી નખ બાલ કાપ્યા પછી નાહવાની સખત તાકીદ ફરમાવવામાં આવેલી છે, કેમકે તેનાથી શરીર તનદુરસ્ત રહે છે એટલુંજ નહિં પણ મેગ્નેટીક વાતાવરણ ( અઇપિ ) સાફ રહી આત્મીક બાબતમાં પણ ખલલ પહોંચતી નથી.

**બાનુઓ માટે** માસીક માંદગી ( menstrual cycle ) તથા સુવાવડ વખતના (Segregation )ના એકાંતવાસના અતી ગુણવંતા ઉપયોગી નિયમો નક્કી કરવામાં આવેલા છે, કેમકે સાયન્સની દ્રષ્ટિએ પણ એનાથી અણુદીઠ મેગ્નેટીક વાતાવરણમાં ભારે નુકસાન પહોંચે છે અને કુદરતનાં ગેબી કાર્યોમાં જે ભારે હરકતો આવવા પામે છે તેની જવાબદારી અને ગુનેહગારી મોટી ગણેલી છે. આ માટેના નિયમો, હિંદુ તથા બીજી કોમોમાં પણ અમુક દરજજે પળાતા જોવામાં આવે છે અને સાયન્ટીસ્ટો પણ એની ગંભીરતા ઉપર ભાર મેલે છે.

જરથોશ્તી ધર્મમાં **આપઘાત** કરવાની પ્રથાને ભારપુર્વક વખોડી કાઢવામાં આવેલી છે અને તેવાં મનુષ્યોની કમનસીબી કેટલી હદે વધી જાય છે તેનાં કરૂણ વર્ણનો આપવામાં આવેલાં છે.

શયતાનને લગતી મેલી વિદયાની ધુતમધાતમની પ્રથાઓને–જેવી કે સ્પીરીચ્યુઅલ સીયાંસ ( Seance )ની રૂઢી વીગેરેને પણ વખોડેલી છે. એનાથી મનુષ્યો પોતાનુંજ નુકસાન કરે છે, એટલુંજ નથી, પણ કુદરતની વિરૂધ્ધ આચરણ કરીને કુદરતના શ્રાપ પણ પોતાને માથે વહોરી લે છે અને કુદરતની અણુદીઠ બદ શકિત જીન–પરીઆંઓ–દેત્યોના સમાગમમાં અને કબજામાં વટીક આવે છે.

ઉપલી ત્રણ ચીજો માસીક માંદગી, આપઘાત અને જાદુગરીની મેલી વિદયા એ ત્રણે માટે મરણ પછી સખત શિક્ષાઓ ફરમાવાયલી છે અને તેનાં વર્ણનો ધર્મ પુસ્તકોમાં કરવામાં આવેલાં છે.

દરેક મનુષ્યે પોતાનાં પાપકર્મોનો "**પશ્ચાતાપ**" કરવાનો એટલે

દુષ્ટ કર્મોને ઓળખતાં શીખી તેનાથી દુર રહેવાનો નિશ્ચય કરવાનો હોય છે અને તે માટે "પતેત" નામે ઉમદાં ભણુતરો બનાવવામાં આવેલાં છે, જેનાથી પાપનો પસ્તાવો અને પશ્ચાતાપ કરી શકાય છે કે જેથી તે પાપોની પુરેપુરી શિક્ષા ભાન સહિત રાજીખુશીથી ખમી લઇ ફરીથી તેવાં દુષ્ટ વીચારો કર્મો નહીંજ થાય તેની તકેદારી રાખવાની અત્યંત કાળજી પેદા થાય છે. એ માટે હિંદુ અને અન્ય ધર્મોમાં પણ પ્રાયશ્ચિત કરવાની–રાજી-ખુશીથી ગુનાહોની સજા ખમવાની ને તે ફરી નહીં કરવાની રૂઢીઓ બાબે સખતપણે કહેવામાં આવેલું છે.

મરણ પછીની પણ અમુક ક્રિયાઓ મુકરર કરવામાં આવેલી છે, અને તેમાં પહેલાં ચાર દિવસની ક્રિયા ઘણું મહત્વનું સ્થાન ધરાવે છે. મરણ પામેલા રવાન એટલે આત્માની શાંતિ માટે આ ક્રિયાઓ ગમે તે ભોગે કરવામાં આવે છે. એ માટેનાં ખાસ ફંડો પણ હોય છે. જેઓની શકિત ન હોય તેઓનું એ ક્રિયાકામ ફંડો તરફથી પણ જરૂર કરવામાં આવે છે. શકિતવાળાઓ પોતાનાં વ્હાલાં મરણ પામેલાં આત્માઓની શાંતિ અને વૃદ્ધિ માટે આખું વર્ષ અનેક નાની મોટી ક્રિયાઓ કરાવે છે, અને મોટી રંજ ખેંચીને ખુશીથી ખર્ચો કરીને પોતાનાં દીલને પણ શાંતિ આપે છે.

એ ઉપરાંત પારસી ધર્મ સ્થળોમાં બીજી અનેક જાતની નાની મોટી ક્રિયાઓ ચાલુ થતી રહે છે, અને જેમ હિંદુઓ, ભજન, પુજન, અર્ચન કે આરતી વિગેરેમાં મોટી સંખ્યામાં હાજર રહી પોતાની આત્મીક ભુખ તૃપ્ત કરે છે, તેમ પારસીઓ પણ આવી ક્રિયાઓમાં હાજર થઇને પેદા કરનાર દાદાર અહુરમઝદ ( પરમેશ્વર ) તરફની પોતાની ફરજો બજાવે છે, અને ત્યાં પોતે પણ પ્રાર્થનાઓ કરે છે.

વર્ષની આખેરીએ દસ દિવસ અને તેની પછીના સાત દીવસોને "**ફરવરદેગાનના અને મુકતાદના દિવસો**" તરીકે પારસીઓ ઘણા ઉત્સાહ અને માન સાથે ઉજવે છે. આ દિવસો ઘણા ધાર્મિક અને મહત્વના ગણાય છે. જરથોસ્તી ધર્મ મત પ્રમાણે આ દસ દિવસ મરણ પામેલાં તમામ આત્માઓ મુકિત પામે છે, અને તેઓની વૃધ્ધી શાંતિ અને આનંદને માટે એ દસ દિવસ મહત્વની ક્રિયાઓ કર-વામાં આવે છે. હિંદુઓમાં "**સરાધ**"ના કે "**ગણપતી**"ના અમુક દિવસો ઉત્સાહથી ઉજવાય છે તેમ પારસીઓના આ મુકતાદના દિવસો મોટા ઉત્સાહથી ઉજવવામાં આવે છે, અને તેની પાછળ મોટા ખર્ચો ખુશીથી કરી લેવામાં આવે છે.

કુદરતમાં કામ કરી રહેલા ગૃહો, રાશીઓ, કે સીતારાઓની ચાલ પ્રમાણે જ્યોતિષ દ્રષ્ટિએ ભણવાનાં મંત્રો મુકરર કરવામાં આવેલાં છે, અને અમુક ગૃહ રાશીઓની સારી માઠી અસરો ઉપર અનુકુળ થાય તેમ તે નક્કી કરી આપવામાં આવેલાં છે. જરથોસ્તી ધર્મમાં "**જ્યોતિષ શાસ્ત્ર**"ને પણ સ્થાન આપવામાં આવેલું છે અને તેની ગણત્રીઓ નક્કી કરવામાં આવેલી છે.

હિંદુ ધર્મમાં જેમ અમુક જાતની પકાવેલી પ્રસાદીઓ અને ખોરાક દેવતાઓને અર્પણ કરવામાં આવે છે, તેમ જરથોસ્તી ધર્મમાં પણ ફળ, ફુલ, દુધ, સરબત, તથા શાકભાજીનું પકાવેલું ખાણું "**સતુમ**"ને નામે અર્પણ કરવામાં આવે છે, અને તેને માટે મુકરર કરેલાં મંત્રો ભણવામાં આવે છે.

જરથોસ્તી ધર્મમાં મરણ પામેલાં શરીરને દાટવાની, બાળવાની, કે પાણીમાં નાખવાની સખત મનાઇ કરવામાં આવેલી છે. જરથોસ્તી સ્ત્રી પુરૂષો કે બાળકો, ગરીબો કે તવંગરો–એ બધાનાં મરણ પામેલાં શરીરો "**દોખમા**"ને નામે બાંધેલા બંધ કીલ્લા રૂપ સ્થાનમાં એકજ ઠેકાણે સાથે મળે છે. આ "દોખમા"–કહો કે કીલ્લાની બાંધણી ઘણી સાયન્ટીફીક અને ગુંચવણ ભરેલી છે. આજના મોટા મોટા સાયન્ટીસ્ટો, અને મહાન ઇજનેરો આ રૂઢી અને બનાવટ જોઇને ભારે આશ્ચર્ય પામ્યા છે, અને જગતની બધી રૂઢીઓ કરતાં આ દોખમાની રૂઢીને સૌથી ઉંચ સ્થાન આપેલું છે. આ દોખમાના કીલ્લાના બાંધકામ અને રચનાનો ખ્યાલ સાદી નજરે આવી શકે તેમ નથી માટે જેઓની ખાહેશ હોય તેઓ એને માટેનું સાહિત્ય વાંચીને તે જાણી લે એવી પ્રાર્થના છે. આ દોખમામાં મરણ પામેલાં શરીરને ગીધ પક્ષીઓ પાસે ભક્ષ કરાવવામાં આવે છે, અને શરીર ઝડપથી ખવાઇને ખાક થઇ જવાથી આત્માની વૃદ્ધીનો માર્ગ પણ ઘણો સરળ બને છે.

જરથોસ્તી ધર્મનું મુખ્ય બખ્તરરૂપ પહેરણ તે "**સુદરેહ અને કુશ્તી છે.**" એ પહેરણ વગરનો કોઇ પણ પારસી જરથોસ્તી ધર્મમાં જરથોસ્તી ગણાતો નથી.

આ સુદરેહ અને કુસ્તી પેહેરવાનો રીવાજ ઝરથુસ્ત્ર સાહેબના જમાનાની અગાઉનો ગણવામાં આવે છે.

"**સુદરેહ**" તે કપાસ–રૂ–માંથી બનાવેલું એક પહેરણ છે. એ

ખાસ મુકરર કરેલા ઘાટનો નવ સાંધાનો બનાવવામાં આવે છે. આ નવ સાંધામાં જુદી જુદી ફીલસુફીઓ અને આત્મીક રચનાઓ સમાયલી છે. દરેક પારસીએ આ પેહેરણ ફરજ્યાત પેહેરવાનું હોય છે.

"**કુસ્તી**" તે આ પેહેરણ ઉપર કમ્મરે ઉનમાંથી વણીને બનાવેલી "આત્મીક દોરી" જેવું ત્રણ આંટાથી બાંધવામાં આવે છે. આ કુશ્તી ઘેટાંનાં ઉનમાંથી ખાસ અમુકજ એવડા ૭૨ તારની અને અમુકજ પ્રકારની જરથોસ્તીને હાથે કાંતીને હાથેજ વણવામાં આવે છે. એમાં પણ ઘણી આત્મીક ફીલસુફીઓ અને ખુબીઓ સમાયલી છે. હિંદુઓ "**જનોઇ**"ને જે મહત્વ આપે છે તેમ પારસીઓ આ કુશ્તી ને મહત્વ આપે છે. વળી આ કુશ્તી તે કાંઇ દોરી માફક સાધારણ રીતે બાંધવામાં આવતી નથી, પણ તેને માટે અમુક ભણતરો નક્કી કરવામાં આવેલાં છે, અને અમુક તરતીબથી તેના ગાંઠ વાળવામાં આવે છે. વળી અમુક અમુક સંજોગમાં દિવસમાં ઘણીવાર તે ભણતર ભણીને બાંધવામાં આવે છે. એની મુખ્ય ખુબી એ છે કે આ બખ્તર જો શ્રધ્ધાપુર્વક ભણતર સાથે હંમેશ બરાબર કાળજીથી બાંધવામાં આવે, તો તે બાંધનાર જરથોશ્તીને મેલી વિદયાની, જાદુઇની, કે બીજી કોઇ પણ નુકસાન કરનારી કુદરતની કાળી બાજુની શકિત લાગુ પડી શકતી નથી.

આ સુદરેહ કુશ્તીનું પેહેરણ સાત અથવા નવ વર્ષનાં બાળકથી શરૂ કરવામાં આવે છે અને તે માટે "**નવજોત**" નામે મહત્વની ક્રિયા (Initiation ceromony) બહુ આનંદ સાથે ઉજવવામાં આવે છે કે જેમ હિંદુઓ "**ઉપવીત**" કે "જનોઇ" દેવાની ક્રીયા કરે છે.

સુદરેહ અને કુશ્તી કમર ઉપર રાખનારા દરેક પારસી જરથોશ્તીઓને "**બસ્તે કુશ્તીઆન**" એટલે કુશ્તીનો કમરબંદ રાખનારાઓ તરીકે પણ ઓળખવામાં આવે છે. દરેક પારસીઓ આ કુશ્તી કમર ઉપરજ બાંધેલીજ રાખે છે. પરંતુ દિવસમાં ઘણીવાર તેનાં અમુક માંથ્રો=મંત્રો સાથે તેને છોડીને ફરીથી બાંધવાની ફરજ હોય છે. આ મંત્રોની અસર તેની 'અઇપી' એટલે અણુદીઠ વીચાર-વાતાવરણની આસપાસ હંમેશાજ રહે છે, જેથી કોઇ પણ પારસી જરથોસ્તી-એ રીતે વર્તનાર હોય તેને-જાદુ મેલી વિદયા, કે કોઇ પણ બુરી શકિત કદિ પોતાનો ભોગ બનાવી શકતી નથી તેમજ હવસોથી **આઝાદગી**=મુકિત મેળવવાનાં મુશ્કેલ કામમાં તેને અતી મોટી સવળતા તેનાથી થાય છે.

આ કુશ્તીના બે આગળ અને બે પાછળ એવા ગાંઠો વાળવામાં

આવે છે, અને તે વખતે અનુક્રમે એવા મજબુત વિચારોનો પ્રવાહ ઉત્પન્ન કરવામાં આવે છે કે (૧) "દાદાર અહુરમઝદ એકજ અને એકલો સરજનહાર જગતપતિ છે." (૨) "ઝરથુસ્ત્ર સાહેબ તેનો મોકલેલો સાચો અને મહાન પેગામ્બર છે." (૩) "ઝરથુસ્ત્ર સાહેબની દીન સાચી અને અહુરમઝદની છે તેને હું જીંદગીના છેડા સુધી ગમે તે ભોગે વળગી રહીશ." (૪) "હું જીવીશ ત્યાં સુધી આ જગતમાં નેકીનાં ભલાં અને સત્ય કાર્યો કરીશ અને કુલ જગતને માટે મારા પવિત્ર આત્માનો મોક્ષ હું મેળવીશ."

અને તે પછી જરથોસ્તી દીનનું એકરારનામું ભણવામાં આવે છે, જેમાં એ દીન ઉપર મુસ્તાક ઉસ્તવાર રહેવાની ગંભીર કબુલાતો અપાય છે.

જરથોસ્તી ધર્મમાં "**લગ્ન ક્રિયા**"ને પણ ઘણું મહત્વનું સ્થાન અપાયલું છે. દરેક જરથોસ્તીને માથે લગનની પવીત્ર ફરજ નાંખવામાં આવેલી છે અને તેનાં નિયમો, આશીરવાદો, અને પાલણો નક્કી કરવામાં આવેલાં છે. સાધારણ ઇન્સાનો "**બ્રહ્મચર્ય**" પાળી શકતાં નથી, પણ જે ઘણાજ થોડા આત્મજ્ઞાની સંતો વિચાર, અને કર્મથી અખંડ બ્રહ્મચર્યને લાયક કુદરતી રીતે જન્મેલાં હોય છે, તેઓને માટે અપવાદો રખાયલા છે, જેઓની જીંદગીનું એકલું કાર્ય જગતનાં તારણ માટે ખુદા સાથે એકતાન થવાનું હોય છે. તેઓને "મગવો" (Magi) તરીકે બહુજ ઉંચ કોટીનાં ઉરવાનો–મહાત્માઓ તરીકે ઓળખવામાં આવે છે. પણ સાધારણ ઇન્સાન જે આમવર્ગનો હોય કે ખાસ વર્ગનો હોય તે દરેકને માટે "લગ્નની ક્રીયા" અને ફરજો માથે નખાયલી છે, અને તે સાથે પરણતાં જોડાંને માટે સંસારના વહેવારના કે જગત સેવાના દરેક નિયમો મુકરર કરી આપવામાં આવેલા છે. સંસારમાં સરસા રહી, દરેક નીતીરીતી બહુજ સખ્તાઇથી પાળી, નેક ફરઝંદો પેદા કરી, છેલ્લે વાનપ્રસ્થ (ભલા સંસારમાંથી પાકીઝગીથી પસાર થઇને તરી નીકળેલા સાધુ 'મરતાઝી') કેમ થવાય તેની બારીક વિગતો ક્રમવાર જરથોસ્તી ધર્મમાં વર્ણવેલી છે.

## સૃષ્ટિમાં કાર્ય કરતી બે સામસામી શકિતઓ.

જરથોસ્તી ફીલસુફી પ્રમાણે આ જગત ઉપર શરૂઆતથીજ બે મહાન શકિતઓ–બે "**મીનો**"–કાર્ય કરી રહ્યા છે; એક "**સ્પેનામીનો,**" બીજી "**અંગ્રમીનો**": એમાં સ્પેનામીનોનું કાર્ય દાદાર અહુરમઝદનો તમામ ભલી પેદાયશોની વૃધ્ધિ કરવાનું અને હસ્તીના માર્ગ તરફ

લઇ જવાનું છે, જ્યારે અંગ્રમીનોનું કાર્ય દાદાર અહુરમઝદની ભલી પેદાયશોનો નાશ (ફેરફાર) કરી તેને નિસ્તીના માર્ગ તરફ પાછળ હટાવવાનું છે. આ બન્ને મીનો પોતપોતાનું નિયમીત કાર્ય તો કર્યા જાય છે. પણ જરથોશ્તી ધર્મ એજ શિક્ષણ આપે છે, કે સ્પેનામીનોનાં કાર્યને સદા મદદ કરો, કુદરતમાં ભલા વિચાર, ભલા વચન, અને ભલાં કાર્યોથી ભલી સૃષ્ટિને હસ્તીનાં સુંદર માર્ગ તરફ આગળ વધારવાની કોશીષ કરો, અને અંગ્રમીનોનાં કાર્ય સામે બાથોબાથ લડી તેની મોહજાળમાં ફસાતાં સદા બચી જાવ.

આ જગતમાં જ્યાં જુઓ ત્યાં બે-પણાનો કાયદો Law of Duality and Polarity તો ચાલુ છે, અને રહેવાનોજ: હસ્તી અને નિસ્તી, જ્ઞાન અને અજ્ઞાનતા, વૃધ્ધિ અને નાશ, રોશની અને અંધકાર, ભરતી અને ઓટ, દીવસ અને રાત. એ વિષે હિંદુ ધર્મમાં ગીતા (૭) માં પણ વિવેચન કરેલું છે, કે જ્યાં પુરૂષ અને પ્રકૃતિ જેમાં દૈવિક શકિત અને આસુરી (હોવીયત=મીનોઇ અંધકારરૂપી) સ્વભાવો અથવા શકિત વિષેનાં વર્ણનો મળી શકે છે, તેમજ ગીતા (૧૫-૧૬)માં તો ખુલ્લું કહે છે કે "આ જગતમાં બે પુરૂષો-પુરૂષ અને પ્રકૃતિ-છે. એક નાશવંત અને બીજો અમર. સઘળાં પ્રાણિઓ નષ્ટ થાય છે, જ્યારે જે અવિકારી છે તેને અક્ષર અમર કહે છે."

આજ બે મીનો છે: સ્પેનામીનો, અને અંગ્રમીનો; ફકત શબ્દોમાંજ ફેર છે: પુરૂષ અને પ્રકૃતિ.

## હિંદુઓ અને પારસીઓનો "દેવ" શબ્દનો અર્થ.

હિંદુ ધર્મ પ્રમાણે 'દેવ'નો અર્થ રતુ-ફરેશ્તાને કંઇક મળતી આવતી કુદરતની બળવાન શકિતઓ દેવતાઓને લાગુ પાડવામાં આવે છે. જ્યારે જરથોશ્તી ધર્મ પ્રમાણે "દએવ" એટલે દૈત્યો, રાક્ષસો બુરા સ્વભાવનાં લોકો, અને રોગચારો વિગેરે નાશકારક વાતાવરણ ફેલાવનારી બુરી દુષ્ટ શકિતઓને માટે લખાયલો છે. આ બે વચ્ચે શબ્દોની તકરારમાં ઉતરવાની જરૂર નથી, એટલુંજ કે જ્યારે હિંદુઓ સંસ્કૃતનો "દેવ" દેવતા શબ્દ બોલે ત્યારે ખુદાઇ ફરેશ્તાઇ શકિત (angels) સમજવી, અને પારસીઓ 'દએવ' શબ્દ પોતા માટે બોલે ત્યારે બદ શેતાની શકિતઓની કલ્પના કરી લેવી.

એકમેકના ભિતરમાં તો બન્ને ધર્મોનાં મુળ તત્વો નીતિ, ભજન, પુજન,

અર્ચન, યજ્ઞ, જન્મ લગ્ન, મરણ વિગેરે ક્રિયાઓ અને તેના હેતુઓ આજે પણ એકબીજાને કંઇક હદે મળતાં આવે એવાં છે.

## પારસીઓનું નિર્મળ ધર્માભિમાન.

જરથોસ્તી ધર્મનાં નિયમો અને સિધ્ધાંતોનો આ તો તદન ઝાંખો ખ્યાલ છે, પણ એની ફીલસુફી અને ખુબીઓનાં વર્ણનો તો પુસ્તકો ભરાતાં પણ પુર્ણ થાય એમ નથી. એ દરેક નિયમો કુલ ઇન્સાન જાતનાં ભલાંને માટે નકકી કરવામાં આવેલા છે, પણ કમનસીબે હાલે તે કાળજી-પુર્વક પળાતા ભાગ્યેજ જોવામાં આવશે. હાલમાં આખું જગતજ ધર્મ અને નીતિના માર્ગથી વિમુખ થતું ચાલ્યું છે, તો આ ધર્મના પાલનારાઓ ઉપર પણ તેની માઠી અસર થાય એ સ્વભાવિક છે, તે છતાં એકંદરે લેતાં એક લાખની પારસી કોમ પોતાના ધર્મ માટે જે નિર્મળ અભિમાન, લાગણી, અને ઉત્સાહ બતાવે છે, એ તેને માટે મગરૂરી લેવા જોગ તો છે. આજના અધર્મિ જમાનામાં પણ પારસી કોમ પોતાના ધર્મની જાળવણી ગમે તે ભોગે અને ગમે તે ખર્ચે કરી રહી છે, એ તેને માટે ધન્યવાદ લેવા જેવુંજ છે, કરોડોની સંખ્યા ધરાવતા બીજા ધર્મોની સરખામણીમાં એક લાખની પારસી કોમ ધર્મિપણાનું પ્રમાણ ઘણું મોટું ધરાવે છે.

## જરથોશ્તી દીન પાળનારાઓની ચઢતીપડતી.

જરથોસ્તી દીન ઘણા પુરાતન જમાનાથી ચાલી આવેલી છે. ઝરથુસ્ત્ર સાહેબ, આ ગેતી જગતમાં પધાર્યા તેની ઘણા જમાનાઓ અગાઉ આ દીન માઝદયસ્ની દીન તરીકે પ્રખ્યાત હતી, અને તેના પાલનારાઓ "પઓઇર્યોતકએષે "યઝદાં-પરસ્તો "ને નામે ઓળખાતા હતા. અવસ્તાની શાહદત ઉપરથી ખુલ્લું જણાય છે કે જમશીદ પાદશાહને દાદાર અહુર-મઝદે આ દીન પ્રથમ આપી હતી, અને તે પછી એમાં જયારે જયારે ખામીઓ આવતી ગઇ, ત્યારે બીજા જરથોસ્તી મહાત્માઓ અને યોગી-ઓએ આ દીનને વખતોવખત સુધારી હતી. અવસ્તામાં એવાં નવ નામો મુખ્ય જણાયલાં છે અને તે ઉપરથી તો ખુલ્લું દેખાઇ આવે છે કે જગતની ઉત્પતીની સાથેજ આ માઝદયસ્ની દીન પણ હસ્તીમાં આવી હતી. ઝરથુસ્ત્ર સાહેબની અગાઉ **માઝદયસ્ની દીન આઇનનો પ્રચાર કરનારાઓમાં મુખ્ય ગયોમર્દ, હોશંગ, તેહમુરસ્પ, જમશીદ, ફરેદુન, કાઉસ, કએખુશરૂ, વીશકરીપ્ત, અને હોમ, એવા નવ શોષ્યંતો** (મહાન સંત પુરૂષો) **થઇ ગયલા જણાવવામાં આવ્યા છે.**

અને તેઓ પછી ઝરથુસ્ત્ર સાહેબ તો એવા કટોકટ વખતે મહા બળવાન શકિત સાથે ઉતર્યા હતા, કે જયારે આખાં જગતનું રાજય ગોયા અહીરીમને-શેતાને-એક હાથ કરી લીધું હતું, અને દાદાર અહુરમઝદની સત્તાને ગોયા ચેલેન્જ કરી હતી. આવા મહા મુશ્કેલ સમયે ઝરથુસ્ત્ર સાહેબે જન્મ લઇ પોતાનું મહાન મીશન પાર ઉતાર્યું હતું.

વળી આ જગત ઉપરથી દૈત્યોના મોટા મોટા બુરાઇના તલેસમોને તોડવા માટે, અસાધારણ અને કલ્પનામાં પણ ન ઉતરી શકે એવું શારીરીક આત્મીક વીર્યતા-બળ ધરાવનારા મહા પેહેલવાનો, જેવા કે **જાલ, સામ, નરીમાન, રૂસ્તમ, કેરશાસ્પ,** ગીવ, ગોદરેજ અને બીજા શાહનામામાં જણાવેલા અનેક બળવાન વીર-પુરૂષોને પણ એજ અસલ માઝદયસ્ની દીનનાં રક્ષણ માટે દાદાર અહુરમઝદે આ ધરતિ ઉપર ઉતાર્યાં હતા. અને તેઓના મહાન પરાક્રમોનાં દીલ ઉશ્કેરનારાં વર્ણનો, આજે પણ "**ફીરદૌશી તુસી**" જેવા મહાન શાયરાંન શાયરે અમર શાહનામાનાં કાવ્યમાં તાજાં રાખેલાં છે.

જરથોશ્તી દીન ઇરાની શેહેનશાહતમાં ઘણી દીપી, ઝળકી, અને આગળ વધી, પણ કમનસીબે એ દીન ઉપર પણ કુદરતનો ચઢતી-પડતીનો અચુક કાયદો લાગુ પડયો હતો. ઇરાની શેહેનશાહતના ઘણાક બખેડા પ્રસંગે એ દીન ઉપર ભારી આફતો વર્ષી હતી, અને સીકંદર રૂમીએ તો એ દીનના ધર્મ પુસ્તકોનો પણ નાશ કર્યો હતો, અને છેલ્લા શેહેનશાહ યઝદેઝર્દ ત્રીજાની હાર પછી, આરબ લોકોના જુલમનો પણ જરથોસ્તીઓ મોટા ભોગ થઇ પડયા હતા. છતાં મગરૂરી લેવા જોગ વાત તો એ છે, કે **ગમે તેવા કટોકટ સંજોગો છતાં આ પવિત્ર અને માહા પૂરાતન જરથોશ્તી દીન તેના અસલ જુસ્સા સાથેજ હજીબી આજે પણ હૈયાત અને હસ્તીમાં છે.** ખરી રીતે જોશો તો કોઇ પણ સંજોગોમાં દીનની પડતી નથી આવી, દીન તો હજીબી અખંડ હાલતમાં દેમાવંદના સાહેબ દેલાન સાહેબો અને ચએચએસ્તના સાહેબો વચ્ચે હૈયાત છે. પણ તેના પાલનારાઓની કર્મ અને નસીબ સંજોગે આસમાની-સુલતાનીનાં સબબે એક યા બીજા કારણે પડતી દશા આવવાથી દીન પાલનારાઓની જાહેર સંખ્યા ઓછી થઇ ગઇ.

છેલ્લા શેહેનશાહ યઝદેઝર્દની હાર પછી આ પવિત્ર દીનના રક્ષણ અને બચાવ અર્થે ઘણા જરથોસ્તીઓ ઇરાનના છુપા ગુફાઓમાં જઇ વસ્યા હતા, અને તેઓએ આજની ઘડી સુધી આ પવિત્ર દીનને પુરતી

અષોઇ સાથે જાળવી રાખેલી છે અને આજે પણ તેવા છુપા ટોળાઓ હસ્તીમાં છે એ વાત વગર શક પુરવાર થયલી છે અને તે દેલપત સાહેબ દેલાન સાહેબોજ કુલ જગતનાં ઉદ્ધારમાં જરથોસ્તી દીનની મારફતે મોટો ફાલો આપી રહેલા છે.

ઇરાનની છેવટની અંધાધુંધી પછી કેટલાક જરથોસ્તી કાફલાઓ પોતાનો જાન બચાવવાને નહિં, પણ પોતાની દીન ધર્મના રક્ષણ માટે ખાખસુસ હિંદુસ્તાન તરફ પોતાના ૨૬ સરદાર સાહેબ દસ્તુરાંન દસ્તુર નૈરયોસંઘ ધવ્વલની આગેવાની હેઠળ આવ્યા હતા. અને સંજાણના દયાળુ અને ધર્મિ રાજા "જાદી રાણા"નાં ભલાં રાજ્યમાં આશરો મેળવ્યો હતો, અને પોતાની દીન અને ધર્મના અનેક ચમત્કારો પણ કરી બતાવ્યા હતા. વળી પોતાનું શુરાતનપણું રાજ્ય સામેની અનેક લડાઇઓ પ્રસંગે બતાવી પોતા ઉપર કરેલા અહેશાનનો બદલો પોતાનાં લોહીનાં બળીદાનથી અચુક રીતે વફાદારીથી વાળી આપ્યો હતો.

હિંદુસ્તાનમાં એક લાખની સંખ્યામાં આજે વસી રહેલી આ એક-વારની જાહોજલાલ રાજવંશી કોમ છે, કે જે પોતાનો ધર્મ, પોતાનું પારસીપણું, અને પોતાના સદગુણોથી કરોડોની પ્રજાઓમાં એક આગેવાન કોમ તરીકે મગરૂરી સાથે જીવી અને વસી રહી છે.



# ભાગ ત્રીજો.



## જરથોશ્તી ધર્મના અસંખ્ય નિતિ વચનોમાંના થોડાં વચનો.



### "સત્ય"–વચન પાળનાર–વચન તોડનાર વિષે.

"વચન તોડનાર ઘાટકી મનુષ્ય સર્વ દેશ (આ દેશો તે મેહેરયઝદના સાત દખ્યુઓ છે જેનાથી આખી નીસ્તીની જગત બનેલી છે. તે) ને ખરાબ કરે છે. સો દુષ્ટ મનુષ્યોના જેટલી ખરાબી એક અસત્ય મનુષ્ય ઉપજાવે છે, તું વચનભંગ કરતો ના. બુરા માણુસ સાથે કે ભલા માણુસ સાથે તેં વચન કરાર કર્યા હોય તો પણ તે તોડતો ના, કારણ કે બુરા માણુસ સાથનો કે ભલા માણુસ સાથનો કરાર એક સરખોજ છે."

**મેહેર યશત ફ. ૨.**

"જેઓ કોલ–વચન–નથી તોડતા તેને મેહેર યઝદ (ફીરેશ્તા) તેજસ્વી ઘોડાઓ (ની શકિતઓ) આપે છે, અહુરમઝદના આતશ સર્વથી અષો (સ્વર્ગનો) માર્ગ આપે છે અને ભલાં શુરાં જગતમાં કિર્તિવંત એવાં આત્મીક સંતાનો તેઓને ઇશ્વર આપે છે." **મેહેર યશત ફ. ૩.**

"વચન તોડનારાઓને મેહેરયઝદ કોઇ પણ જાતની મદદ આપતા નથી અને તેઓ તરફ ક્રોધાયમાન અને દુઃખી બને છે. દેત્યો તેઓને હેરાન કરી શિક્ષા આપે છે.'

"વચન તોડનારાઓના ઘોડાઓ (માનસિક શકિત) જખમાયલાં હોય છે. તેઓ ધારેલે મુકામે કદિ પહોંચી શકતા નથી. તેઓ જે અસત્યના ભાલાઓ ફેંકે છે તે પાછા આવીને તેઓનેજ જખમી કરે છે."

"વચન તોડનારાઓ મેહેરયઝદને કદિ ઠગી શકતા નથી તેઓનાં હૈયામાં ધાસ્તી પેદા થાય છે. અસત્યને માટે તેઓના બન્ને હાથોનું જોર, બન્ને આંખોનો પ્રકાશ અને બન્ને કાનોની સાંભળવાની શકિત લઇ લેવામાં આવે છે."

"જે ઠેકાણે વચન તોડનારા અને અસત્ય બોલનારાં મનુષ્યો હોય છે તે જગ્યાઓ ધાસ્તી ભરેલી છે. તે જગ્યાઓ આબાદ થઇ શકતી નથી.

ખડી ઉપર ચાલનાર બળદ (ઇનસાનની ગવ-જીવજાનની શકિત) નિરાશ થઇને ધાસ્તી ભરેલા આડા રસ્તા ઉપર ભુલો પડે છે, જે રસ્તો વચન તોડનારા મનુષ્યોની સાંકડી જગ્યાઓ હોય છે. વળી તે બળદ વચન તોડનારાઓની ગાડીમાં આંસુ પાડતો ઉભો રહે છે અને તે આંસુ તેનાં મોઢાં ઉપર ટપકે છે."*

—મેહેર યશ્ત ફ. ૩૮.

"સત્ય વચન બોલનારાઓનાં મુકામોનું રક્ષણ મેહેરયઝદ કરે છે. સત્યવાદીઓનાં કારખાનાંની સંભાળ મેહેર યઝદ લે છે. અને તેમની સાથે બેહરામ યઝદે અને રશ્ને યઝદે મિત્રતા રાખેલી હોવાથી છુપી રીતે અસત્યવાદીઓ (જુઠ્ઠાઓ)નો તે પરાજય (નાશ) કરે છે, અને સત્ય વાદીની જય કરે છે." —મેહેર યશ્ત ફ. ૮૦.

"સત્યવાદીઓને મેહેર યઝદ પોતાની લાંબી બાજુ મદદમાં આપે છે. સત્યવાદી પુર્વ દીશાએ હિંદુસ્તાન તરફ હોય અથવા નીનવે સુધી હોય, અથવા તાઇગ્રીસ (રંઘહ) નદી સુધી હોય અથવા પૃથ્વીના કોઇ પણ છેડા તરફ હોય તો પણ ત્યાં મેહેર યઝદ મદદે દોડી પુગે છે."

—મેહેર યશ્ત ફ. ૧૦૪-૧૦૫.

"જે મિત્રો પવિત્ર વિચાર-વચન અને કાર્ય કરનારા છે, તેઓમાંથી કોઇની પણ જીભે અસત્ય શબ્દ ઉચરાતો નથી તેમની આગળ ભયંકર હથ્યારવાળા દૈત્યો પણ નીચા પડીને નમે છે."

**"જુઠો અસત્યથી જગતમાં ખરાબી કરશે પણ આખરે સત્ય તેને હરાવશે."**

—જમ્યાદ યશ્ત ફ. ૯૫-૯૬.

## વિચાર, વચન અને કાર્ય શુધ્ધ રાખો.

જેણે પોતાનું ચિત પવિત્ર વિચારો તરફ ચોંટાડેલું છે, જેણે પવિત્ર વચનો માટે પોતાની જુબાન રોકેલી છે, અને જેણે પવિત્ર ભલાં કાર્યો કરવા પાછળ પોતાનો સમય અને લક્ષ રોકી રાખ્યાં છે, તેઓએ સ્વર્ગ તરફ પોતાનું લક્ષ રોકવા બરાબર છે. —ફરવરદીન યશ્ત ફ. ૮૪.

* આ ફકરો અર્થસુચક ભેદોથી ભરપુર છે. ગવની એટલે બળદ નહીં પણ જાનવરોની જાન અને જીવજાનની છ શકિતઓ (શશ ઝોરાને જાન મનશ્ને-ગવશ્ને-કુનશ્ને-વીર-હોશ-ખેરદ) કાર્ય કરી શકતી નથી અને ખોટા ભ્રમમાં ભુલવામાં પડે છે અને જીવજાન વિલાપ કરે છે કે મને આ જુઠઠો શખ્સ કાંય આડે માર્ગે દોરવે છે.

"જે મિત્રો પવિત્ર મીઠા અને સત્ય વચનો બોલનારા છે તેમની જીભે કદિ પણ અસત્ય વચન નીકળતું નથી, અને તેઓ આગળ ભયંકર હથીઆર સાથનો ક્રોધ (એશમ)નો દૈત્ય નમે છે."

"જુઠાં વચનો ખરાબી કરનારાં છે છતાં સત્યની આગળ તેનો પરાજય થવાનોજ છે. ખોરદાદ અને અમરદાદ (નામની ઇશ્વરી શકિતઓ) ભુખ અને તૃષા બન્નેને મારશે. બુરાં કાર્યો કરનાર એહરેમન–સેતાન–બળહિન થઇને (સત્યને) નમશે."

—જમ્યાદ યશ્ત ફ. ૯૫–૯૬.

"તમામ ભલાં કાર્યો જે કરવામાં આવ્યાં છે અને હવે પછી કરવામાં આવશે તેને નમન હોજો."

—સરોશ યશ્ત હાદોખ્ત ફ. ૯;–યજશ્ને હા. ૫૭–ફ. ૪.

"ભલાં કામના કરનારા જેઓ થઇ ગયા છે, જેઓ હાલે છે અને હવે પછી થશે તેઓનાં નામને હું નમું છું અને તેઓની મિત્રતાને પહોંચવા ઇચ્છું છું."

યઝશ્ને, હા ૬૯, ફ. ૧.

## પરમાર્થ:

"હે ઝરથુસ્તી માઝદયસ્નાનો! લાયક વખતસરનાં ભલાં કાર્યો કરવાને તમો જાગૃત બનો. કવખતનાં દુષ્ટ કાર્યો તજી દેવાને તમારા હાથ પગ અને અકકલને દ્રઢ બનાવો. આ જગતમાં તમે સારા રોશન ઉદયોગ કરો (જેથી રવાનની વૃદ્ધી થાય). ગરીબોને, આત્મીક તંગીમાં સપડાયલાઓને મદદ કરી તંગીમાંથી મુકત કરો."

—વીસ્પરદ, ક. ૧૫, ફ. ૧

## સ્વર્ગ કયારે?

"એક સંતોષી વિચાર સર્વથી શ્રેષ્ટ ગુણ છે."

"હે અહુરમઝદ! અષોઇ સાથની સંપુર્ણ નમ્રતા અને ભકિત અમને કયારે પ્રાપ્ત થશે! આબાદીવાળુ–સ્વર્ગનું–મુકામ અમને કયારે મળશે?

"સત્ય કાર્ય કરનારાઓની–એવી–ખાહેશ જગતનો સરજનહાર અહુરમઝદ તે કાર્ય કરનારાઓની નેક મનશ્નીને લીધે પાર પાડે છે."

ગાથા સ્પેન્તોમદ–યઝશ્ને હા. ૪૮ ફ. ૧૧; હા. ૫૦ ફ. ૧૧.

## નેક ભલી બાનુ–સ્ત્રી.

"જે દીકરી પવિત્ર રહીને પોતાના બાપને, પોતાના પતિને, પોતાનાં માણુસોને, અને પોતાનાં સગાં વાહલાંને નમ્ર અને વફાદાર રહેશે, તેણીની સ્વચ્છ અને ભલી મુરાદો પુરતી રીતે પાર પડશે. અહુરમઝદ તેણીને હંમેશનું સુખ અને સ્વર્ગ અર્પણુ કરશે."

—ગાથા વહીશ્તોઇશ્ત-યઝશ્ને હા. ૫૩ ફ. ૪.

## ગરીબોને મદદ.

"જે મનુષ્ય અશોઇની કમ આયપત ધરાવનારા દ્રેગુઓને મદદ કરે છે તે અહુરમઝદની સકળ સૃષ્ટિની સત્તા–યઝદ જેવી સત્તા તેને હાંસલ થાય છે. અહુરમઝદનો વહાલો તે બને છે."

યથા અહુ વઇર્યો.

## અષો–સત્ય–મનુષ્ય.

"શરૂઆતમાંજ મન, વચન અને કર્મથી અષો હોય એવાં મનુષ્યને હું પસંદ કરૂં છું કેમકે તે બુરા દૈત્યોથી બચાવ પામે છે અને બીજાઓને બચાવે છે."

—ખોરદાદ યશ્ત ફ. ૩.

## ગરીબાઇ.

"અષો સરોશ યઝદ દ્રીગુ એટલે આગલ વધવા માંગતા પણુ અશોઇમાં પુરા નહીં એવા ભકત સંતોનું સર્વથી વધારે પોષણુ કરનાર છે."
"યાને જે આત્મીક વૃદ્ધિના માર્ગ પર શરૂઆતી પગઠયાં મુકે છે તેઓના બેલી સરોશ થાય છે.

—સરોશ યશ્ત હાદોખ્ત ફ. ૩.

"સરોશ યઝદ એવા દ્રીગુ ભકત તેમજ ભકતાણીનું મજબુત બાંધેલું ઘરસમાન છત્રપતિ છે."

સરોશ યશ્ત વડી ફ. ૧૦.

## ભકિત.

"જે ભકિત પવિત્ર વિચાર, પાત્ર વચન અને પવિત્ર કર્મ ઉપર રચાયલી છે તે ભકિત દૈત્યો અથવા બુરાં મનુષ્યોનાં ગમે તેવાં નુકશાનથી બચાવ કરે છે."

"આત્માનાં રક્ષણ, બચાવ, પાલણ, કે સંભાળને માટે તમામ ધન, દોલત, કે શરીર અહુરમઝદને અર્પણ કરી તે પિતાને લાયકનાં માનથી નમું."

—યઝશ્ને, હા. ૫૮, ફ. ૧-૩.

## ભલાં મનુષ્યો.

"જેઓએ આ જગતને રિધ્ધી સિધ્ધીવાળી બનાવી તેઓનાં જેવાં અમે અવશ્ય થઇએ. જેઓ ભલી કિર્તિમાં જન્મેલા છે તેઓ જ્યારે ઇશ્વરી કાર્ય માટે ભેગા થાય છે ત્યારે તુરતજ જુદાઇનાં કાર્યો કરનારા નહાસભાગમાં પડે છે. જે બુરાં મનુષ્યો અને દૈત્યો માનવીઓને અને પ્રાણીઓને ધીકકારે છે-નુકસાન પુગાડે છે, તેઓને દુર રાખનાર અને જેઓ મનુષ્યો અને પ્રાણિઓ પ્રત્યે પ્રેમ રાખે છે તેઓને સહકાર આપનારનો મિત્ર, મદદગાર અને પિતા અહુરમઝદ છે.

ગાથા અહુનવદ, હા. ૩૦, ફ. ૯-૧૦.
ગાથા ઉશ્તવદ, હા. ૪૫, ફ. ૧૧.

## ભકતને મદદ.

"હે અષો ઝરથુસ્ત્ર! તારી સાથે મિત્રાચારી સાંધનારા માણસને દુષ્ટ વિચારવાળા શત્રુથી તું નિત્ય બચાવેલો રાખજે. તે મિત્રને એવા કોઇ ફટકામાં રહેવા દેતો ના. નુકશાન પહોંચે એવાં કર્મને આધિન થવા દેતો ના. હું અહુરમઝદ અને અમેશાસ્પંદોને જે ભજે અને ભકિત કરે તેવા ધાર્મિક માણસને, હે ઝરથુસ્ત્ર! તું દુઃખમાં પડવા દેતો ના."

અહુરમઝદ યશ્ત, ફ. ૨૪.

## ખરો દરવીશ કેવો હોય?

"હોમને નમન હોજો! કે જે દરવીશ-સન્યાસીનાં મનને તવંગરના જેટલું મોટું બનાવે છે. હોમને નમન હોજો! કે જે દરવીશ (એટલે જગતને વિચાર-વચન કે કાર્યથી નુકશાન નહીં પુગાડનાર)નાં મનને એટલું ઉંચુ બનાવે છે કે તે વિદયાને લીધે ઉંચી ટોચે પહોંચી શકે છે."

મોટી હોમ યશ્ત, ક-૨ ફ. ૧૩.

## ધર્મજ્ઞાન.

"જે ધર્મ જ્ઞાનની રોશની પ્રાપ્ત કરી, પુરતું ધર્મજ્ઞાન મેળવે, તે માનવી આથ્રવન-વડા ધમગુરૂના આશીરવાદ મેળવી શકે છે."

—જમ્યાદ યશ્ત, ફ. ૫૩.

## સારી સત્તા.

"સારી સ્વતંત્ર બાદશાહી સત્તા એ ઘણીજ મદદ આપનારી પુંજી છે."

—યઝશ્ને હા. ૬૯, ફ. ૩.

## સત્યતા.

"ઓ અહુરમઝદ! તમારી અને તમારા અમશાસ્પંદોની સત્યતા અમને આપો. પવિત્ર ભલા આશીરવાદની, પવિત્ર ભલાં પ્રમાણિકપણાંની, પવિત્ર ભલાં નીર્દોષપણાંની સત્યતા અમને આપો, જેથી દેશોનાં કલ્યાણકારી તત્વોને અમે પહોંચી શકયે, ધમના મંત્રોનો લાભ મેળવ્યે તેનો પ્રચાર કરનારા કિર્તિવંત, જયકારી અને જગતનું કલ્યાણ કરનારા અમે થઇએ. અહુરમઝદના પવિત્ર દુતો જેવા અમે બની જઇએ."

—યજશને, હા. ૭૦, ફ. ૨-૩-૪.

## ઐકયતા.

"અહુરમઝદની તથા અમશાસ્પંદોની સ્તુતિ કરીને કિર્તિ ગાઇને જગતનાં લોકોનાં લાભ માટે સારૂં દાન અને ઉત્તમ કાર્યો કરીને અમે ઐકયતા ઇચ્છીએ છીએ."

—વીસ્પરદ, ક-૨૨ ફ. ૧૧.

## જ્ઞાની અને અજ્ઞાની.

"જ્ઞાની માણસો વિદવાનોને એટલું કહે કે અજ્ઞાન માણસને ધર્મની કેળવણી આપવાનું કાર્ય ન સોંપવું. ઓ અહુરમઝદ! તારાં ભલાં મનની નીશાણીઓ અમને પ્રગટ કર."

—ગાથા અહુનવદ, હા. ૩૧ ફ. ૧૭.

## દુષ્ટોનું સાંભળતા ના.

"તમારામાંના કોઇ પણ દુષ્ટ માણસની શીખામણો સાંભળતા ના, કેમકે ઘરને, મોહલ્લાને, શહેરને કે દેશને તે મોટા સંકટમાં નાંખી દેશે, એટલા માટે તેમનાં વચનોને તોડી પાડજો અથવા નષ્ટ કરજો.

"ઓ અહુરમઝદ! તારો સંદેશો પહોંચાડનારા અમને બનાવ."

—ગાથા અહુનવદ હા. ૩૧ . ફ. ૧૮. હા. ૩૨ ફ. ૧.

## ભલો માર્ગ બતાવનાર.

"જે માનવી આ અને પેલી દુનિયાના ખરા લાભોના માર્ગો બતા-

વશે, જે માર્ગ તરફ અહુરમઝદ રહે છે તેના લાભો અને માર્ગો બતાવશે, તે માણસ પોતે ભલાંનાં કરતાં પણ અધિક ભલું મેળવશે."

**—ગાથા ઉશ્તવદ, હા. ૪૩, ફ. ૩.**

## લગ્ન આશીષ. (ખએત્વદથ થવાની દુઆ.)

"પરણતી કન્યાઓને તથા પરણતા વરરાજાઓને હું (ઝરથુસ્ત્ર) જે પરણવાનો હુકમ આપનાર છું તે નીચે પ્રમાણે શિખામણના વચનો કહુ છું. મારાં એ વચનો ઉપર તમે ધ્યાન આપજો.

"ભકિતવાન અને જ્ઞાની માણસોની મારફતે ભણેલા થઇને પવિત્ર મનશ્નીનું જીવન મેળવીને તથા ખરાં અંતઃકરણથી તમારામાં એક બીજાને ચાહતાં રહેજો, કે જેથી ખચીત તે દરેકની જીંદગી સુખી થાય.

"જગતનાં દરેક સ્ત્રી પુરૂષો એક બીજા તરફ માન અને પ્રેમથી વર્તન રાખજો."

**—ગાથા વહિશ્તોઇશ્ત. હા. ૫૩, ફ. ૫.**

## અધુરા ધર્મજ્ઞાનીઓ.

"જેઓ ધર્મના કાર્યમાં માહિતગાર થયા વિના ખોટી રીતે ધમનાં સાધનોનો ઉપયોગ કરે છે તથા જેઓ ઠગાઇથી પોતાને ધર્મજ્ઞાન જાણનાર તરીકે ઓળખાવે છે તેવાને અય ઝરથુસ્ત્ર! તારે ધર્મજ્ઞાની કે ધર્મગુરૂ તરીકે ઓળખવો ન જોઇએ."

"જે માણસ યઝશ્ને કર્યા વિના, ગાથા ગાયા વિના, ભકિત કર્યા વિના, કામધંધો કર્યા વિના, પોતે શીખ્યા વિના અને બીજાને શિખવ્યા વિના તમામ રાત બીછાના ઉપર પડી રહે છે, તેવાં મનુષ્યો ઠગાઇથી પોતાને ધર્મગુરૂ કહે છે અને જગતને ઠગે છે."

**—વંદીદાદ, પરગરદ ૧૮ ફ. ૧ થી ૫.**

## સત્ય અષોઈ.

"અષોઇનાં સત્ય કાર્ય કરનારાઓની જે ખાહેશ છે તે બીજી સઘળી ખાહેશો કરતાં ઘણીજ ચઢતે દરજ્જેની છે જે અષોઇને હું વખાણું છું."

**—અહુરમઝદ ખોદાએ.**

## પરમાર્થનાં કાર્યો.

"સારાં દાન અને પુણ્યનાં કાર્યો તથા સારાં અષોઇનાં કાર્યો ઘણાજ

ચઢતે દરજ્જેનાં વધારે ભલાં અને છેવટે પરિણામમાં ઘણાં મદદે પહોંચનારા અને બચાવ આપનારાં છે, જે અમને પ્રાપ્ત થાય.

—હોશબામ.

## રાજ્ય સત્તા.

"અષો સત્યવાદી માણુસને રાજ્ય સત્તા ભોગવનારો તું ઠેરવ. પાપી માણુસને રાજ્ય સત્તાથી દુર રાખ. અષો માણુસ પોતાની મરજીથી ભલું રાજ્ય કરનારો સ્વતંત્ર થાય; પાપી માણુસ દુઃખમાં પડેલો, સ્પેનામીનોની સૃષ્ટિમાંથી બહાર કાઢેલો, પોતાની યુક્તિઓમાં નિષ્ફળ થયલો બને અને પોતાની પાપી મરજી પ્રમાણે રાજ્ય સત્તા ચલાવનારો ન થાય."

—હોશબામ.

## સદ્દગુણો.

"હે અહુરમઝદ! તારા નારી સ્વરૂપના ભલા ગુણો જે અષોઇને અંગે ગ્રહણ કરવા યોગ્ય છે, તેઓને અમે વખાણીએ છીએ. સુખાકારી, પવિત્રાઇ, વૃદ્ધિ, સંપુર્ણ મનસ્ની, નમ્રતા, ભલી ઇચ્છા, ભલી આબાદી, ભલું શિક્ષણ તથા ભલી પારેન્દી એ સર્વને અમારા વંદન હોજો."

—મોટી હુપ્તન યશ્ત, ક. ૪–ફ. ૧–૨.

## સંત વૈદ.

"પવિત્ર માંથ્રવાણી (ધર્મના મંત્રો) ઉચ્ચારીને—આશીરવાદ આપીને—દુઃખ સાજું કરનાર વૈદ સર્વથી સરસ તંદુરસ્તી આપનારો છે કારણ કે તે અષો માણુસ દરદીને ભીતરથીજ આરોગ્યતા આપે છે.

—અર્દીબેહેશ્ત યશ્ત ફ. ૬.

## સત્યવાદી.

"અષો સત્યવાદી માણુસ પોતાની સત્ય–અષોઇથી–ઉદયોગથી, દાનથી, જ્ઞાનથી, નમ્રતાથી તથા અહુરમઝદના આતશથી, દુનિયાની સંપત્તિને સદા બચાવશે તથા સંભાળશે."

—યજશ્ને હા. ૫૮, ફ. ૪.

## સ્વર્ગ કેમ મળે?

"નમ્રતાથી હાથ ઉંચા કરીને સર્વથી પહેલાં અદ્રષ્ય તથા આબાદી કરનાર અહુરમઝદનાં સર્વે નેક કાર્યોને તથા ભલાં મનની અકકલને આ

આનંદમાં હું માંગું છું કે જેથી 'ગેઉશ ઉરવા'ને એટલે કે ધરતી પર મવકકલ થયલી યઝતી શકિતને હું ખુંશી કરૂં.

"ઓ મહાજ્ઞાની સાહેબ! ભલાં મનથી હું તારી નઝદીક પહોંચું. હાડમંદ તથા મીનોઇ બન્ને દુનિયાના લાભ જે અશોઇથી છે તે મને તું આપ, જેમની મારફતે તે આનંદ આપનારૂં અમર સુખ પ્રાપ્ત થાય."

"અહુરમઝદને પસંદ પડતાં કાર્યો કરવાથી જે ઉત્તમ લાભો અને સ્વર્ગનું સુખ મળે છે, તેવાં કાર્યો કરીને મારાં રવાન એટલે આત્માને હુ સ્વર્ગ તરફ લઇ જાઉં."

—ગાથા અહુનવદ, હા. ૨૮ ફે. ૧-૨-૩-૪.

## પ્રમાણિકપણું-ઉદયોગી જીવન.

"પ્રમાણિક માણસને કદિ હાની પહોંચતી નથી, મેહેનતુ ઉદયોગી માણસને કદિ બુરાઓની પાસે મદદ માટે જવું પડતું નથી."

—ગાથા અહુનવદ, હા. ૨૯. ફ. ૫.

## ડહાપણ.

"જેઓ સારાં ડહાપણવાળા છે તેઓએ અશોઇ ગૃહણ કરી; ઉંધી અકકલવાળાઓએ તેમ ન કર્યું."

—ગાથા ઉશતવદ, હા. ૩૦. ફે. ૩.

"જેમણે દુનિયાને આબાદ બનાવી તેમના જેવા અમે જરૂર થઇએ. જે તરફ ડહાપણ પોતાનો વાસો કરે છે તે તરફ સારી મનશ્નીવાળા માનવીઓ જાય છે."

—ગાથા અહુનવદ, હા. ૩૦. ફ ૯.

## ધર્મને માટે લડનારા.

"ધર્મને ખાતર લડનારાઓને તથા ભકતોને જે સંપુર્ણ ખુશાલી તેં આપી છે તેવી ખુશાલી, ઓ મીનો અહુરમઝદ! અમારી તેજી-ઉત્સાહ તથા અશોઇનાં કાર્યો માટે તું અમને આપ."

—ગાથા અહુનવદ, હા. ૩૧, . ફે૩.

## સર્વોપરી તે એકજ સહેબ.

"જયારથી ઓ અહુરમઝદ! તને મેં મારી આંખોમાં રાખ્યો છે, ત્યારથી સર્વથી પ્રથમ, પાક યકીનથી પુંજવા લાયક, ભલાં મનનો પિતા,

અષોઇનું ખરૂં મુળ તથા આ જગતનાં સર્વે કાર્યો ઉપર સત્તા ભોગવનાર તરીકે મેં તનેજ ગણ્યો છે."

—ગાથા અહુનવદ, હા. ૩૧ ફ. ૮.

## ઉદ્યોગી અને આળસુ.

"એ અહુરમઝદ ! સંપુર્ણ મનશ્ની તારીજ છે, દુનિયાને સરજવાની મીનોઇ અકકલ તારીજ છે."

જે શખ્સ ઉદ્યોગથી પોતાનું જીવન ગાળે છે તેને માટે તથા જે શખ્સ ઉદ્યોગ વગરનું જીવન ગાળે છે તેને માટે ઘટતો બદલો આપવાનો માર્ગ તેં મુકરર કરી દીધો છે."

—ગાથા અહુનવદ, હા. ૩૧, ફ. ૯.

## ડાહ્યો પુરૂષ.

"જે વિદ્વાન શખ્સ બન્ને દુનિયાના લાભો જોઇને તે ઉપર વિચાર કરે, તે શખ્સ સત્ય વચનો ઉપર સત્તા ભોગવનારો અને પોતાની જીભને કાબુમાં રાખનારો છે. અહુરમઝદનાં પ્રકાશિત આતશની મારફતે તે શખ્સ જીંદગીના ભલા સંસારમાં કાયમ રહે છે."

—ગાથા અહુનવદ, હા. ૩૧, ફ. ૯.

## ધર્મશિક્ષક—ઉપદેશક.

"જે મનુષ્ય દુષ્ટ માણુસને બુરાઇના કાર્યોથી પાછો વાળે છે અને કોઇ માણુસનાં ભલાંને માટે શિખામણનાં શબ્દો કહે છે, તે અહુરમઝદનાં પ્યારમાં પોતાના ધર્મ સંબંધી ભકિતની ભેટ આપે છે."

—ગાથા અહુનવદ, હા. ૩૩, ફ. ૯.

## નેક મનશ્ની.

"હે ઘણુાજ વૃધ્ધ કરનાર તથા ભકિતનો બદલો ભલા આશીરવાદોથી આપનાર મીનો અહુરમઝદ મને તું પવિત્ર કર. દુષ્ટ કાર્યોથી દુર રાખ, મારી સભ્યતા અને નમ્રતાને લીધે તું મને કૌવત આપ, મારી સત્યતા અને અષોઇને લીધે મને હિંમતવાળું જોર આપ, તથા મારી નેક મનશ્નીને લીધે મને 'પસે-રતુ' બનાવ એટલે કે આત્મીક સરદારી આપ."

—ગાથા અહુનવદ હા. ૩૩, ફ. ૧૨.

## નમ્રતા.

"જેઓ નમ્રતાને અહુરમઝદની પ્યારી જાણવા છતાં બેદરકાર રહી દુષ્ટ જીવન ગાળે છે, તેઓ આગળથી અષોઇ તદ્દન નાહસી જાય છે."

"ડહાપણવાળો માનવી નમ્રતાને અષોઇનું મુળ સમજે છે."

—ગાથા અહુનવદ, હા. ૩૪, ફ. ૯–૧૦.

## સત્ય.

"સત્યવાદી મનુષ્યો ખરેખર દુઃખી થતાં નથી સત્યનું પાલણ કરવા માટે કોઇ પણ શખ્સ ઘણી થોડી ચીજોની તંગીમાં મુકાય છે. અષો માણુસને સંતોષવાનું સહેલું થઇ પડશે; દુષ્ટ મનુષ્યને સંતોષવાનું મુશ્કેલ છે."

—ગાથા સ્પેન્તોમદ, હા. ૪૭, ફ. ૪.

## નમ્રતા, ભકિત, સરદારી.

"નમ્રતા અને ભકિતને લીધે કોઇ પણ માનવી તારી–અહુરમઝદની–પાદશાહીમાં–સ્વર્ગમાં દાખલ થશે.

"સત્ય માણુસે દુષ્ટ મનુષ્યની તરફથી સરદારી સ્વીકારવી નહિં."

—ગાથા સ્પેન્તોમદ હા. ૪૯, ફ. ૫–૯.

## અંતે સત્યનો જય.

"સત્યવાદીનો ધર્મનો માર્ગ છેવટે દુષ્ટ મનુષ્યના માર્ગને ખરેખર કચડી નાંખે છે."

—ગાથા વોહુક્ષથ્ર, હા. ૫૧, ફ. ૧૩.

## નિંદા.

"જે શખ્સ બીજા ધર્મવાળા બીજી કોમવાળા અષો માણસને હલકી નિતિવાળો ગણી કાઢે છે તે જાણી–બુજીને પાપ કરે છે તેવાં કાર્ય કરનાર શિક્ષાનેપાત્ર થાય છે."

—વંદીદાદ પરગર્દ. ૧૫, ફ. ૨.

## ભકિત-જપ.

"જયારે કોઇ દેશનો જુલમગાર પાદશાહ કે સત્તાધીશ તારી ઉપર જુલમ ગુજારે, કાવાદાવા કરે, અદેખાઇ કરે, અથવા તને જખ્મી કરે,

ત્યારે તું અહુરમઝદનાં નામની ભક્તિ અને જપ કરજે; ત્યાં તે પવિત્ર પિતા હાજરજ છે.

—રામ યશ્ત, ફ. ૪૯–૫૦.

### બદલો.

"જેઓ અહુરમઝદ તરફ તાબેદારી બતાવી ધ્યાન આપશે તેઓને તનદુરસ્તી અને અમરપણું આપવામાં આવશે. સદગુણી માણસને માટે સુખાકારી અમરપણું મુકરર કરેલું છે."

—યઝશ્ને, હા. ૩૧, ફ. ૨૧.–હા. ૪૫, ફ. ૧૦.

### ગાય* ઢોરનું રક્ષણ.

"ગાય* (પ્રાણી માત્ર)ને માટે નમન હોજો! ગાયને સારૂં નમન હોજો! ગાયને માટે સારા શબ્દો હોજો! ગાયને માટે વસ્ત્ર હોજો! ગાયને માટે આપણે મહેનત કરવી જોઇએ, કારણ કે તે આપણા (મીનોઇ) ખોરાકને માટે વધારો કરનારી છે."

—યઝશ્ને તથા હોમ તથા બેહેરામ યશ્ત ક. ૨૦.

### ભક્તિ.

"સારા મનની શ્રદ્ધાપુર્વક બંદગીના સઘળા ફાયદા, અને સઘળી ફત્તેહો અહુરમઝદને બળીદાન તરીકે અર્પણ કરો."

—યઝશ્ને હા. ૫૮, ફ. ૧.

### અહુરમઝદનો ન્યાય.

"અહુરમઝદની ન્યાયી રાજ્ય સત્તા નાશ વિનાની થજો."

—ખોરશેદ ન્યાએશ.

### દુષ્ટ સત્તા.

"દુષ્ટ મનુષ્યને સત્તા આપવામાં મદદ કરનારો ગાય ઢોરો* ઉપર અને સત્યવાદી મનુષ્યો ઉપર આફત લાવે છે તેવા મનુષ્યો જીવવાને લાયક ગણાતા નથી."

—ગાથા અહુનવદ, ફ. ૧૫.

---

*આ 'ગવ' શબ્દ સીરફ ગાય ઢોર માટે નથી વપરાયો, પણ ગવની અંતર જગત જે સર્વે પેદાયશોમાં જીવજાન તરીકે વસેલી છે તેની હેફાઝત અને રક્ષણ ઇચ્છેલું છે.

## દ્રવ્ય લોભ.

"જે કોઇ બે દુનિયાને પૈસો અને સ્વર્ગ બન્નેને કબુલ રાખે તેને કેવી રીતે ફાયદો મળે?"

—ગાથા ઉશ્તવદ હા. ૪૪ ફ. ૨.

## ભલા કર, ભલા હોગા.

"જે આનંદ આપશે તેને આશીરવાદ પ્રાપ્ત થશે. જે કોઇ દુઃખ દેશે તેને દુઃખજ વેઠવું પડશે."

—ગાથા ઉશ્તવદ, હા. ૪૬, ફ. ૧૮.

## પરોપકાર.

"જ્યારે અષો માણુસ પોતાનાં પરોપકારી કાર્યોથી ઠગાઇ અને જુઠાઇને મારશે, ત્યારે અહુરમઝદની ભકિત તેના ખરા આકારમાં બહાર આપી ફાયદાઓનો ફેલાવો કરશે."

—ગાથા સ્પેન્તોમદ, હા. ૪૮, ફ. ૧.

## ધર્મિ મનુષ્ય.

"ધાર્મિક માણુસો સર્વથી શ્રેષ્ટ બદલામાં સાથે મળી જાય છે, મને તેવી હાલતમાં લાવીને ઓ અહુરમઝદ! તું આશીરવાદ આપ. સર્વથી પવિત્ર મનશ્ની સાથે અને દ્રઢતાથી હું નિત્ય આરાધું."

—ગાથા સ્પેન્તોમદ હા. ૫૦, ફ. ૨-૪-૯.

## ભકિતનો બદલો.

"જે કોઇ અહુરમઝદની બંદગી કરે છે અને તેને સંતોષ આપે છે તેને અહુરમઝદ પોતાની સર્વોત્તમ શકિતથી સારાંનાં કરતાં પણુ અધીક બદલો આપે છે. વળી જે કોઇ તેની ભકિત કરતો નથી, તેને જીંદગીનાં અંતે બુરાનાં કરતાં પણુ અધીક બુરૂં જોવું પડશે."

—ગાથા વોહુ-ક્ષથ્ર, હા. ૫૧, ફ. ૬.

## બુરાઈના ત્યાગનો બદલો.

"જ્યારે તમારામાંથી પાપી વિચારો નષ્ટ થઇ જશે ત્યારે તે મોટાં કામનો બદલો તમને મળશે."

—ગાથા વહીશ્તોઇશ્ત, હા. ૫૩, ફ. ૭.

## દુષ્ટ મનુષ્ય.

"એક ધર્મિ સત્યવાદી માણસને મારનાર અને દુઃખ દેનારની વખાણ કરવી અને તેના બચાવમાં બોલવું એ અપવિત્ર માણસનું દુષ્ટ હથીઆર લાંબુ કરી આપવા બરાબર છે અને તેની દુષ્ટ જીભ લાંબી કરી આપવા બરાબર છે."

—વંદીદાદ, પરગર્દ ૧૮, ફ. ૧૧.

## સાચ્ચો પરમાર્થ કયો?

"અમર્ગીનું સુખ તે નરને હોજો કે જેનાથી બીજાઓને **અમર્ગીનું સુખ પહોંચે છે.** પોતાની મરજી પ્રમાણે રાજય કરનાર અહુરમઝદ તેવાં પરમાર્થિ મનુષ્યને તેવું અમર સુખ બક્ષો."

—ગાથા ઉશ્તવદ, હા. ૪૩, ફ. ૧.

## સુખ કે દુઃખમાં શુક્ર ગુજારી.

"જેણે અમારાં ભલાંનેજ માટે સુખ તથા દુઃખ પેદા કીધું, એવા પિતા અહુરમઝદને અમે રાજી રાખવા ઇચ્છીએ છીએ."

—ગાથા ઉશ્તવદ, હા. ૪૫, ફ. ૯.

## ઉદયોગી ખેડુત.

"ઘણુાજ મેહેનતુ તથા ગાય ઢોરોના* ઘાસચારા માટે ઘણુંજ કાર્ય કરનાર તેના દેશનું કલ્યાણ કરનાર ઉદયોગી ખેડુતને નમન હોજો!

—યઝશ્ને, હા. ૧૩, ફ. ૨.

"મેહેનતુ નાની વયની કન્યાને નમન હોજો"

—યઝશ્ને, હા. ૨૩, ફ. ૩.

એવા મેહેનતુ ઉદયોગી મનુષ્યોને ઓ અહુરમઝદ! લાંબો સમય સુધી ચાલે તેવી ભલી સંપત્તિ તું આપ! તેવાં મનુષ્યો અષોઇથી ઉદયોગથી, જ્ઞાનથી, દાનથી, નમ્રતાથી જગતની આબાદીને બચાવશે અને સંભાળશે."

—યઝશ્ને, હા. ૫૮, ફ. ૪.

---

* અહીં સીરફ ગાય ઢોરના ઘાસચારાનો શબ્દાર્થ નથી, પણ દરેક પેદાયશની "ગવ" એટલે જીવજાન અને તેની બધી શકિતઓનો ઇશારો છે.

## અદેખાઇ-ક્રોધ.

"જેઓ અદેખાઇ તથા ક્રોધની વૃદ્ધિ કરે છે, તેઓ બુરી અકકલના અને ઉદયોગી મનુષ્યોને માટે નકામા થઇ પડે છે."

—ગાથા સ્પેન્તોમદ હા. ૪૯, ફ. ૪.

## ઉત્તમ ખેતી.

"સારી પેઠે અનાજની ખેતી એ માઝદયસ્નની દીનની વૃધ્ધિ છે, જે મનુષ્ય અનાજની ખેતી કરે છે તે અષોઇ ખેડે છે, તે માઝદયશ્નની દીનની આબરૂ અને જતનને આબાદ કરે છે.

"**જો તું ખેતી માટે આળસુ બનશે તો** જરૂર ખોરાક માંગનારા ભીખારીઓ સાથે તું બીજાંને બારણે ભટકતો ઉભો રહેશે. લોકોનાં બારણાં આગળ ભીખ માંગતો તું બેઠેલો હશે ત્યારે જરૂર તને બહાર ઉભો રાખીને વાસી ખોરાક લાવી આપવામાં આવશે. પોતાની પુષ્કળ આશીરવાદરૂપ સંપત્તિમાંથી તને ફકત વાસી ખોરાકજ તેઓ આપી શકશે."

—વંદીદાદ પરગર્દ ૩, ફ. ૨૯–૩૦–૩૧.

## ખેતીનું બળ.

"જ્યારે અનાજની રોપણી થાય છે, ત્યારે (આળસ અને દુકાળના) દએવો–દૈત્યો હાંફે છે, જ્યારે ઉગેલો અનાજ થાય છે ત્યારે દૈત્યો ખાંસે છે, જ્યારે છડેલો–ખાંડેલો–અનાજ તૈયાર થાય છે ત્યારે દૈત્યો રૂવે છે, અને જ્યારે આટો તૈયાર બને છે ત્યારે તો દૈત્યો નાશ પામે છે.

—વંદીદાદ પરગર્દ ૩, ફ. ૩૨.

## ઘરના એટલે ભીત્તરના અંતરના આતશ મારફતે રવાન આત્માની વૃદ્ધિ.

"પાછલી રાત્રે ઘરનો (ભીત્તરનો અંતરનો) આતશ પોકાર પાડી કહે છે કે અય ઘરના ઘરધણી! મારી મદદને માટે તું જાગૃત થા, ઉઠ, શરીર ઉપર કપડાં પહેર, બન્ને હાથો ઘોઇ નાંખ, આંગ પવિત્ર કરી સ્વચ્છ થઈ જા, સુકકાં લાકડાં લે અને મારી નઝદીક તું આવ. "આજીશ" નામનો દૈત્ય મારી જીંદગીને માટે મૃત્યુ લાવવા આવી પુગે અને તારાં ઘરને પાયમાલ કરી નાખે તે પહેલાં તું મને પ્રકાશિત કર જેથી હું તેને તારા ઘરની પાયમાલીથી દુર રાખીશ."

—વંદીદાદ, પરગર્દ ૧૮, ફ. ૧૮–૧૯.

## દુર્ગુણોથી દુર.

"પાપની ક્ષમા આપનાર એ પવિત્ર સાહેબ! તારી આજ્ઞા પ્રમાણે દરેક પુન્યનું કાર્ય કરવાને હું દ્રઢ બનું છું તથા સર્વ પાપનાં કામોથી પસ્તાવો કરીને હું પાછો ફરૂં છું, મારી પોતાની જાતી કરશુીને પાક રાખું છું, તથા મારા જીવજાનની છ શકિતઓ કે જે વિચાર શકિત, વાણીની શકિત, કાર્ય શકિત, તથા વીર યાને દ્રઢતાની શકિત-ભાન અને ડહાપણ છે તેઓને દુષ્ટ વિકારોથી દુર કરીને હું પવિત્ર કરૂં છું."

—દુઆ નામ સેતાયશને.

## ખરો પશ્ચાતાપ તે કયો?

"જે કોઇ માણુસ બીજાં વધુ પાપી કાર્યો કરવાથી દુર રહે તો તેને માટે પશ્ચાતાપ એ શિક્ષા રૂપે સારી ચીજ છે. પણ જો તે મનુષ્ય બીજાં વધારે પાપી કાર્યો કર્યેજ જાય તો તે હંમેશને હંમેશ સુધી ક્ષમાથી દુરજ રહે છે."

—વંદીદાદ, પરગર્દ ૩, ફ. ૨૧.

"વળી કામ-હવસ-જનાકારી, વ્યભિચાર, ક્રોધ, કીનો, લોભ-અસંતોષ-મોહ, બુરી દયાનત, દુષ્ટ નજર, ખોટો ન્યાય આપવો, ખોટી સાક્ષી આપવી, સંશય, શોક, જીદદીપણું, પોતાની વડાઇ, ગુજર પામેલાં કે જીવતાંની નિંદા કરવી, આળસ, ચુંગલી, મુર્તિ પુજા, જાદુ, ચોરી, લુટ, કોઇ પણ સારી વસ્તુને નુકસાન કરવું, દાન દેવાની શકિત છતાં તે ન દેવું, દુ:ખ દેવું, હથ્યારથી નાનો કે મોટો ઘા કરવો, માબાપ, ભાઇ બહેન, સ્ત્રી, ધણી, પુત્ર, સરદાર, સગાંસ્નેહિ પાડોશી, ભાગ્યા, દેશબંધુ અને નોકર સાથની કોઈ પણ ગેરવર્તણુક, અભિમાન, અદેખાઇ, એ સર્વ પાપો માટે ખરાં દીલનો પશ્ચાતાપ કરી તેની શિક્ષા પુરી ખમવા તૈયાર થઇ ફરીથી તે ગુનાહો ન થાય તેની પુરી તકેદારી-ખંત કાળજી રાખવી."

"પશ્ચાતાપ કરવાની નેમ એ છે કે પુન્ય પ્રાપ્ત થાય, આનંદ મળે, દોઝખ-નર્ક-ની ધાસ્તી અને ભય મટે, પાપ ધોવાઇ જાય, પુન્ય સ્થિર અને કાયમ થાય, રવાન-આત્માને મોક્ષ મળે. જે પણ પાપનો પશ્ચાતાપ ન થયો હોય તેની શિક્ષા મને મરણ પછી પ્રથમની ત્રણ રાતમાં ભલે મળે, ઇશ્વરના એ બાબેના ચુકાદાથી હું રાજીજ છું."

—પતેત પશેમાની.

## દાન.

"અષોઇની સરદારીમાં તથા અષોઇની સત્તામાં રહીને હસ્તી ભોગવનારાઓમાંનો કોઇ માનવી બન્ને દુનિયામાં સર્વોત્તમ જીવન ગાળવા ચાહતો હોય તો તેણે સાચ્ચા પ્રકારનું દાન કરવા માટે ઉદાર અને સખી થવું."

"ઓ અહુરમઝદ! અમે સાચ્ચા પ્રકારનું દાન કરીને તને પસંદ પડેલા થઇએ."

—મોટી હફતન યશત, કરદો ૧, ફ. ૮.–કરદો ૬, ફ. ૪.

"આ ઘરમાં સાચ્ચા પ્રકારની દાન કંજુસાઇને મારે.

—યઝશને હા. ૬૦.

"સાચ્ચા પ્રકારનાં દાનથી અષો કે ગરીબ મનુષ્યને ખુશી કરનારની પાછળ પુર આનંદથી અશીશ્વંઘ (ભલાઇનો બદલો આપનારી યઝદી શકિત) ચાલે છે."

—આશતાદ યશત, ફ. ૪.

"અષો માણુસ સાચ્ચા પ્રકારનાં દાનનાં કાર્યો કરીનેજ પોતાની સંપત્તિ-દોલત બચાવશે અને સંભાળી શકશે."

—યઝશને, હા. ૫૮. ફ. ૪.

## જીવજાન અને તેની છ શકિતઓનું સંરક્ષણ.

(વિચાર-વાણી-વર્તન-ધીરતા મકકમતા-હોશદારી અને ડહાપણ એ છ શકિત સાથનો) આપણો ગવ અને જીવજાન એ આપણી કિંમતી પવિત્ર મતા છે. તે આપણને આત્મીક જોર અને બળ આપે છે."

—હા. ૪૮. ફ. ૬.

## દાન પરમાર્થ.

"કોઇ પણ લાચાર માણુસો ભાઇઓ સમાન અથવા મિત્રો સમાન તમારી પાસે પૈસાની, પત્નીની, કે ડહાપણની ખાહેશ રાખતા આવે, તો તેમને પૈસા માગે તો પૈસા આપજો, પત્ની માગે તો લગન કરાવી આપજો, અથવા અકલ માંગતા આવે તો તેઓને પવિત્ર માંથ્રે-મંત્રો શીખવી ભલું શિક્ષણ જરૂર આપજો."

—વંદીદાદ, પરગર્દ-૪, ફ. ૪૪.

## ફરજ.

"જે કોઇ શખ્સ બીજાઓ તરફની ફરજ બજાવવામાં પછાત પડે છે, તે ફરજનો ચોર છે. ગમે એવો નિર્જીવ હોય તો પણ તેણે રાત દિવસ પોતાની ફરજ બજાવવાને વળગી રહેવું જોઇએ."

—વંદીદાદ, પરગર્દ ૪, ફ. ૧.

## ઉપદેશ.

"જે કોઇ પુરૂષ કે સ્ત્રી સારા વિષયો જાણતા હોય તેઓએ બીજાઓ આગળ ઉપદેશ કરવો જોઇએ, પોતે તે પ્રમાણે ચાલવું જોઇએ. અને બીજાઓ તે પ્રમાણે ચાલી શકે તેઓને તે શિખવવું જોઇએ."

—મોટી હફ્તન યશ્ત, ક. ૧, ફ. ૬–૭.

## અધુરો ઉપદેશક.

"અધુરૂં જ્ઞાન લેનારા ખોટો ધર્મ સમજાવનારા જેવા છે. તેઓ ધર્મના વચનોને ઉલટાવી નાંખે છે."

—ગાથા અહુનવદ, હા. ૩૨, ફ. ૯.

## ભલાઇ–પરોપકાર.

"ભલાઇનો બદલો પેલી દુનિયામાં છે.

"પરદુઃખભંજન અને પરોપકારી થવામાં ક્ષમા છે.'

"જેનામાં જુઠાઇ અને અભિમાન નથી ત્યાં નમ્રતા અને અક્ષોઇ આવે છે."

"કોઇનું પણ બુરૂં નહિં ઇચ્છવામાં શ્રેષ્ટ મનસ્ની સમાયલી છે."

"સકળ સૃષ્ટિ ઉપર અહુરમઝદની એકલી સત્તા છે."

—ગાથા વોહુક્ષથ્ર, હા. ૫૧, ફ. ૪.

## દુષ્ટ મનુષ્યની સ્થિતિ.

"જે કોઈ કીનાખોર માણસ ઘરને, મોહલ્લાને, કે કસબાને નુકસાન કરે છે તેના બે પગમાંનું જોર, અય હોરમઝદ! તું લઇ લે, તેની હુસ્યારીને આસપાસ ઢાંકી દે, તેની વિચાર શકિતને તું તુટેલી કર. જે અમારાં મનને નુકસાન કરી અમારા વિચારો બગાડે છે, તેવાં મનુષ્યને તું પગમાં, હાથમાં, આંખમાં, કે કાનમાં શકિત આપતો ના.

"જેઓ ભલા સત્યવાદીઓ ઉપર જુલમ ગુજારે છે તેઓને, તથા ઇજા પહોંચાડનારા ઘાતકી મનુષ્યોને, તથા જાદુ કરનારી ભોગો ભોગવ-નારી લંપટ દુષ્ટ સ્ત્રી જેનું મન પવનથી દોડતાં વાદળાંની માફક ભટકયા કરે છે તેવાંઓની સામે અએ પવિત્ર હોમ! તું તારૂં હથીઆર ફેંક."

—મોટી હોમ યશ્ત ક. ૧, ફ. ૨૮–૨૯.

## નિંદા.

"કોઇ પણ નિંદા કરનાર મનુષ્યની વિચાર શકિત*ને તું બાળી નાખ, જેથી તે નિંદક તરીકેનું જીવન ન ગાળે; તેની તેવી વિચાર શકિતને તું હેઠે દાબી દે."

—મોટી હોમ યશ્ત, ક. ૨, ફ. ૧૨.

## આરોગ્ય.

"બિમારી અને મરકીની સામે થવાને માટે આનંદકારી આરોગ્ય-તાનું રક્ષણ અને વખાણ કરો."

—યઝશ્ને, હા. ૭૧, ફ. ૧૭.

## કન્યાદાન.

"જેઓ કુમારી કન્યાઓને પરણાવતા નથી તેઓ સર્વથી બુરૂં કાર્ય કરનારા માણસો અને રાજ્યકર્તાઓ છે."

—અશીશવંઘ યશ્ત, ફ. ૫૯.

## ખોટી ખુશામદ.

"જેઓ દુષ્ટ માણસોની ખુશામદ કરે છે અને બુરાઓને મોટા ગણે છે, તેઓ બુરાઇઓને મદદ કરી તેઓનું જોર વધારવાનું પાપ કરે છે."

—ગાથા અહુનવદ, હા. ૩૨, ફ ૧૦–૧૧.

## અપ્રમાણિકપણું–અસંતોષ.

"જેઓ સત્તાના જોરે હરામના પૈસા મેળવવા ઇચ્છે છે, અને જેઓ જગતની આબાદીની ખરાબી કરે છે અને અસંતોષી રહે છે, તેઓ અહુરમઝદની નજરમાં દુષ્ટ છે."

—ગાથા અહુનવદ, હા. ૩૨, ફ. ૧૩.

---

*જરથોસ્તી ધર્મ બુરાઓનો નાશ નહિં પણ તેઓની બુરાઇનો તો ખચીત્ત નાશ ઇચ્છે છે, અને બુરાઓને ભલાઓમાં ફેરવવા શીખવે છે.

## ભલાને ભલું અને બુરાંને બુરૂં.

"શક્તિવાળાઓએ બુરાં માણસોને કદિ મદદ ન કરવી, અથવા તેમના પ્રત્યે કોઇ પણ પ્રકારની દયાથી દોરવાઇ ન જવું. અષો નેક માણસોને પોતાના સંબંધી તરીકે ગણવા. જે કોઇ દુષ્ટ માણસને મદદ કરે છે તેને બુરો અને દુષ્ટ સમજવો, તથા જે કોઇ નેક સદગુણી પુરૂષને મદદ કરે છે તેને નેક અને ભલો જાણવો. **ભલાંને ભલું અને બુરાંને બુરો બદલો એ નિયમ કુદરતમાં મુકરર થઇ ચુકેલો છે.**"

**—ગાથા ઉશ્તવદ, હા. ૪૬, ફ. ૫.**

## અશકતોની મદદે.

"બીજાંની મુશ્કેલીના વખતમાં તમારામાં તાકાત હોવા છતાં તેની મદદે દોડી નહિં જશો તો દુષ્ટ ગણાશો."

**—ગાથા ઉશ્તવદ, હા. ૪૬, ફ. ૬.**

## થોડું બોલો.

"જેઓ બુરી અકકલથી અને જીભથી ગુસ્સાને અને અદેખાઇને વધારે છે, તેઓ ઉદયોગી માણસો માટે નકામા છે."

**—ગાથા સ્પેન્તોમદ, હા. ૪૯, ફ. ૪.**

## ભકિત.

"જયારે દેશનો સ્વતંત્ર જુલમગાર તારી આબાદીની અદેખાઇ કરતો ધસી આવે ત્યારે 'વાએ યઝદ'નાં નામો યાદ કરજે."

**—રામ યશ્ત, ફ. ૫૦.**

## પશ્ચાતાપ.

"સર્વ પ્રકારનું તથા દરેક જાતનું પાપ, જેવાં કે, દરેક જાતનું નહિં માફ થઇ શકે એવું રવાનનાં મોતની સજાને લાયકનું (એટલે જન્મ મરણના ફેરામાં પડવાનું) પાપ, દરેક પ્રકારનું પુરવાર થયલું પાપ, દરેક જાતનું પશ્ચાતાપ કર્યા વિના રહી ગયલું આગલું પાપ, દરેક પ્રકારના એક પાપમાંથી ઉત્પન્ન થયલું બીજું પાપ, કે જે મારેથી અહુરમઝદ તથા માણસો અને માણસોની જુદી જુદી કોમનાં કે ધર્મના લોકો સાથે થયું હોય, તે સઘળાં પાપોનું હું પ્રાયશ્ચિત અને પશ્ચાતાપ કરી પાછો ફરૂં છું, કદિ પણ તેવાં પાપો ફરી નહિં કરૂં તે માટે કસદ કરૂં છું."

**—પતેત પશેમાની.**

## તાબેદારી–સલાહસંપ.

"આ ઘરમાં (તનમાં) તાબેદારી નાફરમાનીને દુર કરે, સલાહ-સંપજ કજીઆકંકાસને દુર કરે; નમ્રતા ગર્વને દુર કરે: સત્ય વચનો અસત્ય વચનોને દુર કરે; કે જેથી અહુરમઝદના યઝદ અમશાસ્પંદો ત્યાં મિત્રાચારી અને સારી તનદુરસ્તી સાથની ભેટો લઇ આવે."

—દુવા તંદુરસ્તી અવસ્તાની–યઝશ્ને હા. ૬૨.

## આળસુ–ઠગારો.

"ઠગાઇ કરનાર અને આળસુ માણુસ દીન–ધર્મના ઉત્તમ નિયમોનો લાભ મેળવી શકતો નથી."

યઝશ્ને.

## શ્રધ્ધા.

"મહાન બનાવો કે મહાન કાર્યોની પહેલાં દરેક મનુષ્યને પોતાને માટે પોતાની પસંદગીથી શ્રધ્ધા હોવી જોઇએ. શ્રધ્ધા વિના કોઇ પણ કાર્ય થઇ શકે નહિં અને શ્રધ્ધા વિનાનું–વગર દીલનું કોઇ પણ કાર્ય કરવું નહિં.

"જેઓ ધર્મ ઉપર વિશ્વાસ રાખીને પવિત્ર કાર્યોથી અહુરમઝદને ખુશી કરે છે, તેઓ અષો અને આબાદ છે. જો કોઇ માણુસ પહેલી નજરે ધર્મ ઉપર વિશ્વાસ ન રાખે, તો પાછળથી તેની જીંદગીના બનાવોની–જાહેર સાબેતીઓથી તેનો વિશ્વાસ વધારે દ્રઢ અને શ્રદ્ધાળુ થશે."

—યઝશ્ને હા. ૩૦, ફ. ૨–૫; હા. ૩૧. ફ. ૨.

## ભકિત.

"ઓ અહુરમઝદ! આ જગતમાં મારૂં આખું જીવન ગુજારવા માટે તું મને એવી પ્રેરણા આપ, કે જેથી વધારે ભકિતભાવથી તારી બંદગી કરનાર તથા તારી અમર કિર્તિ ગાનાર તરીકે હું તારી નઝદીક પહોંચું."

—યઝશ્ને હા. ૩૪, ફ–૬.

## ભકિત–બંદગી.

"હે ઝરથુસ્ત્ર! દુનિયાની પ્રજાઓને માટે ભકિત બંદગી સારી છે. બંદગી સૌથી શ્રેષ્ટ છે. તે દુષ્ટોમાંના સર્વથી વધારે દુષ્ટની વિરૂદ્ધ એક

મજબુત બચાવ છે. ભક્તિ કરનાર નર દુષ્ટ મનુષ્ય કે દુષ્ટ સ્ત્રીની આંખ, કાન, હાથ પગ એ સર્વને લુલા બનાવે છે. તેના અવયવો ઉપર મજબુત બેડી નાંખે છે, જે ભક્તિ ખરાં દીલથી ખરી શ્રદ્ધાથી કીધી હોય તે માણસને માટે રક્ષણ આપનારી જીંદગીની મજબુત ઢાલ બને છે. કોઇ પણ દુષ્ટ તેની સમક્ષ આવી શકતો નથી કે કદિ ફાવી શકતો નથી."

—સરોશ યશત હાદોખ્ત ક. ૧.

## જ્ઞાની ભક્ત.

"પુરો જ્ઞાની પુરૂષ તે છે કે જે અહુરમઝદની અને યઝદ અમશાસ્પંદોની શ્રદ્ધાપુર્વક બંદગી કરે છે."

—યઝશ્ને, હા. ૩૪, ક. ૩.

## ભક્તિ.

"આ અવસ્તાનાં માંથ્રોને જેવા હું ગણું છું અને જેમ હું જાહેર કરૂં છું તે પ્રમાણે તમારામાંના જેઓ અનુકરણ ન કરશે-ભક્તિ નહિં કરશે, તેઓની જીંદગીનો અંત મોટાં નુકશાનમાં આવશે."

—ગાથા ઉશતવદ, હા. ૪૫, ક. ૩.

## સુલેહ સંપ.

"પ્રેમપુર્વકની સુલેહ અને સુખાકારી એ બન્નેને હું વખાણું છું."

—રામ યશત, ક. ૧.

## પરમાર્થનો બદલો.

"જેણે પોતાનાં સુખનો ભોગ આપીને બીજાંઓનું સાચ્ચું કલ્યાણ કીધું હશે, તેનો આત્મા તમામ જગતના લોકો ભેગાં મળીને જે સુખ મેળવે તેટલું બહોળું સુખ મેળવી શકશે. મરણ વખતે તેનો આત્મા આનંદથી ઉશ્તવદ ગાથાનું ગીત લલકારે છે."

—હાદોખ્ત નસ્ક, પરગર્દ ૨, ક. ૨.

"દુષ્ટ મનુષ્ય કદિ આનંદ મેળવી શકતો નથી."

—વીસ્પરદ, ક. ૧૮.

## ક્રોધ.

"જેઓ પવિત્ર વિચારને દ્રઢતાથી પકડવા ઇચ્છે છે, તેઓએ ક્રોધના દએવ-દૈત્યને દાબેલોજ રાખવો. તથા મારામારી દ્વેષભાવ, કજીઓ કંકાસ એ સર્વેને કાપી નાંખવા."

—ગાથા સ્પેન્તોમદ, હા. ૪૮, ક. ૭.

## સતસંગ.

"ધાર્મિક માણુસોની સંગત કરીને તેઓ મારફતે જ્ઞાન સંપાદન કરી પવિત્ર મનશ્નીનું જીવન મેળવજો."

— ગાથા વહીશ્તોઇશ્ત, હા. ૫૩, ફ. ૫.

## દુઃખે ભજે રામ.

"જ્યારે પાપી મનુષ્યો ઉપર શિક્ષા આવી પડશે, ત્યારેજ તેઓ ઓ અહુરમઝદ! તને ભલાં મનથી-શ્રધ્ધાથી-મહાન સરજનહાર પાદશાહ તરીકે સ્વીકારશે."

—ગાથા અહુનવદ, હા. ૩૦, ફ. ૮.

## દુષ્ટ કાર્યોનો બદલો.

"ઓ પાપી મનુષ્યો! તમારાં દુષ્ટ કાર્યો તમને અંધકારવાળી દુઃખથી ભરેલી જગતમાં લઇ જશે."

( અત્રે પુનર્જન્મનો ઇસારો છે )

—ગાથા અહુનવદ, હા. ૩૧, ફ. ૨૦.

## ભકિત.

"આજ્ઞા-તાબેદારીનો ભંગ, સગાંસ્નેહિ, મિત્રો તરફનો અવિવેક, સાથે કાર્ય કરનારાઓ સાથે કીધેલી ઠગાઇ, હાથ હેઠળનાં મનુષ્યો પ્રત્યેનો તિરસ્કાર, ગાય ઢોરોનાં ઘાસચારા† માટેની બેદરકારી, એ બધાં દુષ્ટાચારોને અહુરમઝદની ભકિતથી દુર કરો."

— ગાથા અહુનવદ, હા. ૩૩, ફ. ૪.

## સોબત.

"બુરાં મનુષ્યોની સોબતને ધીકકારીને દુર કરો."

— ગાથા સ્પેન્તોમદ, હા. ૪૯, ફ. ૩.

## ભલી મિત્રાચારી.

"ફતેહમંદ મોહબતભરી મિત્રાચારીને હું વખાણું છું."

—મોટી હફ્તન યશ્ત, ફ. ૨.

---

† અત્રે સીરફ ગાયઢોરના ઘાસચારાની વાત નથી, પણ દરેક પેદાયશમાં ગવ=જીવજાન અને તેની સકિતઓનાં સંરક્ષણનો ઇશારો છે.

## બંદગીનો બદલો.

"તેશ્તર સીતારાને બંદગીથી ખુશી કરનાર ન માંગે, તો પણ તે તેને પુષ્કળ બક્ષેશો અને બદલો આપે છે."

—તીર યશ્ત, ફ. ૪૯.

## આતશની આશા અને દુવા.

"તમામ આવનારાઓ તરફ પ્રકાષિત આતશ નજર કરે છે કે આવતો દોસ્ત (ભકત) બેઠેલા દોસ્તને (એટલે તખ્તનશીન થયલા આતશને) માટે શું-ખુશબોની (સુવિચારો તેમજ સુકૃત્યોની) ભેટ-લાવે છે!

"વૃધ્ધિ કરનાર પવિત્ર આતશ તેઓ તરફ દુવા ગુજારે છે કે:- તારાં કુટુંબમાં ગાય ઢોરનું ટોળું† વધો! તારે ત્યાં બહાદુર કિર્તિવંત માણસોની વૃધ્ધિ થજો! તને કાર્ય કરતું ભલું મન પ્રાપ્ત થજો! જેટલી રાત્રી તું જીવે તેટલી રાત્રી આનંદમય સુખી જીવનના જીવ સાથે તું જીંદગી ગાળજે." —આતશ ન્યાયેશ.

## શરૂઆતી ભકતોને મદદ.

"ઓ અહુરમઝદ! તારી મિત્રાચારીમાં રહીને નેક કર્મોથી હું તારા દ્રીગુઓ એટલે અશોઇમાં પુરા નહી આગલ વધેલા ભકતોને આશરો આપું."

—ગાથા અહુનવદ, હા. ૩૪, ફ. ૫.



† અત્રે ગાય ઢોરની વાત નથી, પણ આપણો "ગવ"=જીવજાન તેની શશ શક્તિઓ (જોશને જાન-મનશ્ને, ગવશ્ને, કુનશ્ને, વીર, હોશ ખેરદ) ખીલેને વધે તેનો ખુલ્લો ઇશારો છે. તે ગવે સ્પેન્ત થાય એટલે જીવજાન મીનોઇ તરફ વધે એવી દુઆ છે.

# અમર જ્યોતિ ઝરથુશ્ત્ર પિતાને ચરણે.

(દસ્તુર મુલ્લાં ફીરોઝ સાહેબની મોનાજાત.)

(૧) નબીઇ* બરહક્કક્, મુર્સિલી*આ કેતાબ,
કે દીનશ મુનઉવર્ તર અજ્ આફ્તાબ્.

(૧) દીનની કેતાબ સાથનો ખુદાનો મોકલેલો ખરો પેગમ્બર જેની દીન આફ્તાબ કરતાં વધારે રોશન છે.

(૨) પયગમ્બરે ખુદાવિંદે જાન આફ્રીન,
ખુદાવિંદે એજાઝો બોરહાનો દીન્.

(૨) જાનના પેદા કરનાર ખુદાવીંદનો મોકલેલો પેગમ્બર તે મોજેજા (ચમત્કારો) દલીલો અને દીનનો સાહેબ છે.

(૩) શહે અઉલીઆ અક્મલે અમ્બીઆ*
હમે ગુમરેહાન્રા બદીન્ રહેનુમા.

(૩) ખુદાના વલીઓમાં સઉથી સરસ તથા બધા પેગમ્બરોમાં સૌથી સંપુર્ણ તથા તમામ ગુમરાહ–માર્ગ ભુલેલાં–લોકોને દીનનો માર્ગ બતાવનાર.

(૪) ખોદાવિંદે ફરહંગો દીને બેહી,
અઝુ તાઝેહ્ શુદ દર્ જેહાંન્ ફરરહી.

(૪) દાનાઇ તથા ભલી દીનનો સાહેબ, જેનાથી તમામ જેહાંનમાં જાહોજલાલી વધી ગઇ, (ગેતીનો અસલ લબ્દઓ ખનીરથ બામી તરીકેનો તાઝો થયો.)

(૫) ઝરાતોશત્ અસફ્ન્તમાને ગુઝીન,
કે બાદા બ રૂહશ્ હઝાર્ આફ્રીન.

(૫) સ્પીતમાન ઝરથુસ્ત્ર ખુદાનો પસંદ કીધેલો છે, કે જેવણુનાં રવાન ઉપર હઝારો આફ્રીન હોજો!

---

* નબી, (તેનુ બહુ વચન અમ્બીઆ), તેમજ રસુલ મુર્સિલી આ બધા શબ્દો આપણાં પેગામ્બર સાહેબ કરતાં મહમદ સાહેબને ખાસ લાગુ પાડેલા છે. પણ મોનાજાતની બેતબાઝીને ખાતર દસ્તુર મુલ્લા ફીરોજે વાપરેલો દીસે છે. બધે પેગામ્બર કે વક્ષુર શબ્દ વપરાવો ઘટે છે.

(૬) ફ્રેહાયશ્ હમે જાને મા બંદેગાન્
કે આલમ્ તનો ઊ બુવદ્ હમચુ જાન.

(૬) હમો તમામ બંદાઓનો જાન તેવણુની ઉપર ફીદા ફીદા હોજો !
કારણ તમામ જગત શરીરની મિસાલે છે જયારે તેવણુ ઝરથુસ્ત્ર
સાહેબ જગતના આત્માની મિસાલ છે.

(૭) બ દુન્યા ઝે ઊ રોશની શુદ્ પદીદ્
બરંજે મુકફ્ફલ અઝૂ શુદ્ કેલીદ્.

(૭) દુનિયામાં તેનાથી રોશની પેદા થઇ, તથા બંધ થયલા–
ગુંચવાયલા–ગાંઠોની કુંચી મળી, યાને દીન જાહેર થતાં તમામ
કુદરતના ભેદોની અને મુશ્કીલ વાતોની ચાવી મળી.

(૮) હમેહ્ રીમની અઝ્ જેહાન્ દુર્ કર્દ,
ચુ ખુર્શીદ્ આલમ્ પોર્ અઝ્ નુર્ કર્દ.

(૮) પેગામ્બર ઝરથુસ્ત્ર સાહેબે જેહાનમાંથી તમામ રીમની–દેવ–
દ્રુજોની ખરાબીઓ દુર કીધી, તથા સુર્યની મિસાલ આલમને
નુર ભરેલી બનાવી.

(૯) રહે દીને દાદારે પર્વર્દીગાર્,
નમુદ્ ઊ બ ખલ્કાનો શુદ્ આશ્કાર્.

(૯) પેદા કરનાર પરવરદેગારની દીનનો માર્ગ જગતનાં લોકોને
બતાવ્યાથી તેની દીન બધે આશકારા થઇ.

(૧૦) ઝે કોફ્રો ઝલાલત્ હેદાયત્ નમૂદ્,
બ યઝ્દાન–પરસ્તી બદાયત્ નમૂદ્.

(૧૦) પેગામ્બર ઝરથુશ્ત્રે–અધર્મિપણું તથા ગુમરાહી દુર કરીને
રાસ્તીનો માર્ગ બતાવ્યો તથા એકજ સાહેબને માનવાનું શરૂ
કરાવ્યું.

(૧૧) હુરાન્ કસ્ બુવદ્ બર્ રેહથ્ બીગુમાન્
નબીનદ્ ગમી ઉ બ હુર્દો જેહાન.

(૧૧) જે શખ્સ તે પેગામ્બરના બતાવેલા માર્ગ ઉપર દ્રઢતાથી રહેશે
તે બન્ને જેહાનમાં ગમ નહિં જોશે—બન્ને જેહાનમાં સુખી થશે.

(૧૨) બ દુનિયા ઓ ઓકૂબા શવદ્ રૂ સુફીદ્
બર્ આયદ્ બ દેલ્ હુર્ચેહ્ દારદ્ ઉમીદ્.

(૧૨) આ જેહાનમાં તથા પેલી જેહાનમાં તે શખ્સ હસ્તે મોહડે જશે,
તથા તેનાં દીલની જે ઉમીદો હશે તે બધી બર આવશે.

(૧૩) બ ગીતી હમીશેંહ ઝીઅદ્ બાફરીન્
બમીનો રવદ્ દર્ બહેશ્તે બરીન્.

(૧૩) વળી તે શખ્સ આ દુનિયામાં કિર્તિવંત જીંદગી ગુજારશે, અને
પેલી જેહાનમાં સૌથી બુલંદ બહેશ્તમાં જશે.

(૧૪) હઝારાંન્ સલામો હઝારાન્ સના
ઝે મા બાદ્ બર આન્ શાહે અસ્ફીઆ,

(૧૪) અશોઇનાં બુલંદ પાદશાહ—ઝરથુસ્ત્ર પેગમ્બર સાહેબની ઉપર
અમારી તરફથી હઝારો સલામ તથા હઝારો વખાણ હોજો!

"અથ જમ્યાત યથ આફ્રીનાંમિ."



છેલ્લે, આપણે અવસ્તા પહેલવીના તથા જરથોસ્તી ઇલ્મેક્ષ્નૂમના એક અદના અભ્યાસી એરવદ ફીરોઝ શાપુરજી મસાની, સોલીસીટરના નીચલા સુંદર ઇંગ્રેજી શબ્દોમાં વખ્શુરે-વખ્શુરાંન સાહેબ અશો સ્પીતમાન ઝરથુસ્ત્ર સાહેબની સીફ્ત ગાઇ, તેમજ ભાઇ "જાકેબ"ની કલમથી રચાયલો શરેહો સાથનો "ખ્યાલે જરથુશ્ત્ર" વાંચી આ કેતાબ ખતમ કરીશું:—

Hail! O Bringer of Light and Preceptor of Ashoi! O Holy Spitma Zarathushtra! You who informed us of the Great Law of Infoldment of the Spirit into Matter (Daen-I-Mazdayacni) and who taught us the Wonderful Law of Unfodment of the Spirit from Matter (Daen-I-Zarthushtri); you who are ever with the one thought of doing the Will of Ahuramazda the one sublime thought of showing the Path of Ashoi-the way of Unfoldment to the Blessed Souls throughout all the planes (Minoi, Jiramani, Arvahi, and Jismani) of creation of Ahuramazda.

You who taught us the three Grand Laws of achieving Unfoldment of the Ravân: the Law of Ashoi (Purity Ideal-in all its perfection-physical, mental, moral and spiritual), the Law of Khoreh (the Aura or subtle emanations), the Law of Keshash (obligations and adjustments with everything and invisible force in the universe).

You who gave us Mânthra (the well thought word the Avesta) as the one most powerful Agency whereby to achieve Ravânbokhtagih; you who explained us the Essential, Fundamental Law of Staota (vibration and colour) underlying the entire visible and invisible creation-the Majestic Law of Staota Ahu-na-var on which you based the Yathâ Ahûvairyo modifying the Yathâ-Ahu-vairyo into the Gathas, Vendidad, Yizashn, etc,

constituting twenty-one Nasks, instilling into all thes Staotic Mânthras (Vibrationary word) your highes powers of Humata, Ashoi and Khoreh, so tha your blessed chanters of the Mânthra may be als filled with Khshnûm of the Gathas (the Ecstat: Beatitude).

You who taught us by means of thes Mânthras that are based on the Law of Staot to be in tune, in unison, en rapport, with Sraosh the Ameshaspends and Ahura-Mazda by establ shing a channel of holiest and highly accelerate vibrations by means of Staotic Mânthras of th Avesta.

You who gave us the best agency-th most efficient instrument the Atash-i-Behram whic works as a carrier of thermo-magno-electro-vibr tory forces of all the Holy rituals to the Supra physical planes, and which brings down in respons to the similar vibratory forces of one's Avest prayers the innumerable efficient forces of Yazad and other Ministers of Grace.

You who taught us all the grand ritua of Nirangdin, Vendidad, Yazashna, Baj, Afringa Bareshnum, Dokhmanashin, etc.-all these founde on the grand Laws of Unfoldment of the Urva *viz.*, the subtle laws of thermo-magno-electro-vibr tory forces in the universe-you who taught us a these and many things more ad infinitum, how muc are we indebted to you ! ! !

O Beloved, Holy, Spitama Zarathustra ! ho shall we show our sense of obligations to you who ga

us the Science of Sciences, Farhanghân Farhang, Mânthra Spenta-the knowledge of knowledges, Mânthra Spenta !!!

And bestowed upon us these Manthric Vibrations which are in themselves Wealth of Mystery by virtue of the Law of Asha (*Avâ Manthra ye râthemo ashât hachâ*) !—

You who possessed knowledge of all the planes of the universe; you who have the highest Intelligence Asn-i-Vir; you who are gone to the advanced stage of souls of the highest Nabâ Nazdishtânam Fravashinam class of the four classes of souls-Ashonâm, Ashâonâm, Poryo Dakaesnâm and Naba-Nazdishtanâm; you who are "Ururaost Asto" gone to the highest stage of prophets;

You whom Ahura Mazda gave "Hudemem Vakhedrayâ" "the certificate of communicating the Word;" you who "alone heard His canons" (Aevo Sâsnâo Gûshata); you who are "Mazdo Frasâsta" "taught by Mazda;"

You who are "Hâtâm Hûdâstemem, Raevastemem, Kharenanghuastemem........." "the Most knower of Good, the Most Wise Professor of Rae or brilliant lustre of spiritual knowledge, the most Possessor of Glorious Light among all the souls that are passing from Infoldment to Unfoldment";-you whose Soul is beyond comparison among the mortals; you who are "superior to Yazads and equal to Ameshaspends;"-we turn with hands and eyes uplifted towards, you, the Ratu, the Representative, the Viceroy of Ahura Mazda !

O, Ye Revered and Beloved Zarathushtra Spitama! Ye who are "*Gavoi-Ratush*", the Spiritual Guide of the Universal Gava Life Principle of Existence Material and Ultra-physical—ye who are the "*Vâstra*" Spiritual Pastor and Reaper, Cultivator of all the Souls towards the Spiritual Crop of Frashogard—Ye who are the "*Dâtâ Khshayanto*" the Right Ruler and Protector of Souls on the way to Unfoldment! O ye "*Gao-Dâyo*", the Giver of Spiritual Life-current and the Milk of the Vital Principle of Life for the sake of Unfoldment—you who are styled as "*Ushtâ Ahûrem*" the Sole Master of *Ushtâ* or Spiritual Bliss—

Giver to the entire universe! How much are we as human beings indebted to you as the "*Aeshe-mem—Vâdâ*" the vanquisher of the Basic Evil principle of Selfishness and Low Desire-nature, which is the root of all evil Drujih!

O ye *Hâtâm Aojishto* Zarathushtra, wielder of Aoj or Special Spiritual Power in the highest degree among all the souls marching towards the Highest Spiritual Existence!

May we mortals be the Right and Genuine Propitiators of Thee O Spitama Zarathushtra (*Ye Spitâmem Zarathûshtrem râdanghâ maretaeshû khnâ ush!*) and propagate thy Precepts directly as thy Genuine friend (*Hûsh-Hakhâyim*).

May we work for Thee O Zarathushtra by virtue of the Law of Asha sincerely and with the most Excelsior Intense Desire (*Ashât Haithim hacha vareshaiti Zarathûshtrâi, hyat vasnâ ferashôtemem*)—

Homage to the Fravashi of Spitama Zarathushtra the Holy One (*Nemo Zarathushtrahe Spitâmahe Ashaono Fravashéyé!*)

O our most reverend, foremost and most auspicious of the born human beings ( *Zâdân farrokhtûm, mardân pâshûmtûm* ) Spitama Zarathushtra, who as the most advanced of human beings, vibrated himself with Ashem the Best ( *Yô Spitamo Zarathûshtro Yô Pôûryô mashyâkô, Staota Ashem Yat Vahishtem*),— you who attuned yourself with Ahura Mazda, (*Yazata Ahûrem Mazdâm*),—and had been 'en rapport' with the Beneficial Immortals, the Amshaspends (*Yazata Ameshé Spenté*)—

You who swept the entire physical and ultra-physical planes of existence off the Evil Principle Anghra Mainyu (*Apa-dvarat Anghro Mainyush hacha Zemât*)— You Zarathushtra who could single handed cope with it against its will (*Acvo Zarathûshtro anûsentem apayeiti*)—You Spitama Zarathushtra are the Unique Force wiping out the Evil Spirit (*Acvo-jamayeiti yo Spitâmô Zarathûshtro*)—striking the same Evil Spirit with Ahu-na-Var (*jainti Ahuna-Vairya*)—melting it with Asha-Vahishta (*tapayeiti Asha Vahishta*)—neutralising it to Zero from this existence for its better transmutation ( *rackô hacha anghâo Zemât vangho Kerenaôiti*)—

You Truth-ful Holy Spitama ( *Erezvô Ashâûm Spitama*)-who stood in proximity with the Good Ashishvangh and mounted on to her Spiritual car ( *Nazdhyo Ashim Vangûhim ûpahishtat, Yo Spitâmo Zarathûshtro Upa hé srayat vâshahe*).

O beloved Zarathushtra, thou art spiritually—beautiful (*sriro ahi Zarathûshtra*)—thou Spitama art spiritually well-shaped with the Best Kehrpa (*hû kereto ahi Spitama*)—thou who art divinely endowed with the Best Aura for thy physical tenement, and eternal well-being for the Soul (*Dâtém té tanûyé khareno ûrûna-cha dareghem havanghem*)—We attune ourselves always with the Holy—Blessedness and Fravashi of Spitama Zarathushtra the Holy One (*Zarathûshtrahe Spitâmahe ida, ashaônô Ashim—cha Fravashimcha Yazamaide*)—

Thou who art the First Revealer of Spiritual Knowledge (*Poiryâi fravaedâi*)—and the First to whom the Spiritual Laws are revealed (*Poiryâi fravaedyamnâi*)—Thou who art the First Spiritual Master (*Yo poiryo Athrava*)—who art the First Heroic Fighter with Gană Mino (*Yo poiryo rathaeshtâr*)—who art the First Spiritual Cultivator for the Spiritual Fruit of Unfoldment (*Yo poiryo Vâstryo Fshûyâns*)—

You who foremost changed the cycle of evolution of the devils and the mortalbeings by transmutation (*Yo poiryo chakhrem*) *Urvaesayat daevâatcha haotât mashyâatcha*)—You who solemnly affirmed the practical belief in the Mazdayacnian Ahûirian Law of Barjishi Gatha Zarathushtra Antidemoniac (*Yo fraorenatâ Mazdayacno Zarathushtrish v.daevo Ahura tkaesho*)—You who are the heroically-shining Prima in Excelsis of all the territories of Meher Yazad for giving the current of entirely blissful life-living (Yo Sûro Vispo-hûjiyaitish poiryo—tkaesho dakhyûnâm).

You Spitama Zarathushtra, in whom the entire

**Mânthra Ashem Vibrating-chant had been vibrated to perfection (Yohim paiti vispem Mânthrem Ashem-srâvo visrûyata)—**

You who are the Ahû and Ratû **of all the** planes of the Nistih-getih (Ahû **Ratûshcha gaetha-nâm**)—and O Ye Holy Zarathushtra whom all the Ameshaspands in tune with the sun Khorshed certified as such (Yim isen Ameshao Spenta vispe Hvare-hazaosha)—

In whose birth and accelerating advance-ment all the creations of the Spenta-Law poured down Spiritual Blessings of Ecstacy—(Yehe Zānthae-cha vakhshaecha Ushtatâtem nimravanta vispâo spento-dâtâo dâmân-Spiritual-Bliss-Ecstacy and Peace Eternal to thee O Athravan Spitama Zarathushtra of auspicious birth, for our săke! (Ushta no Zâto âthrava Yo Spitamo Zarathushtro)!

Ashem Vohu!!!

Humbly offering thanks to the source whence I received some Light of Zarathushtrianism.-Amen!



# ભાગ ચોથો.



# ખ્યાલે-જ઼રથુશ્ત્ર.



## મજકુર ખ્યાલમાં આવેલી બાબદોની ક્રમીક સમજણ આપનારી શરેહો સાથે.



રચનારઃ—મી. કેખશરૂ બરજોરજી જામીના,-"જાકેમ."



### બહર ખડી.

(૧)

સદા સાચ્ચાં "ક્રનુમ"[૧] નાં શીક્ષણ—ખોટાં કદી તે ઠરે નહિ
**જરથુશ્ત્ર ન જન્મે આ જગમાં—તો તુર-બરાતુર મરે નહિ—**[૨] ટેક.

જગરેલ પછીનો નવો જમાનો—ખરજીસીનો આવે છે[૩]
મય-આબાદીયાનો ગેતીમાં ઉતરી—ભલઇનાં બીજ વાવે છે[૪]
અષોઇભર્યું જીવન ગુજારી—રૂહાની બળ ધરાવે છે
"અસર-રોશ્ની" ને આરાધી—યઝદાં-પરસ્તી ફેલાવે છે[૫]
ભટકતી બુરી દેવીક શક્તિઓ—ઇનસાનોને ભરમાવે છે
તોડવામાં ફ્રન તેઓની—આ ભલી અનજુમન ફાવે છે

**જુલ.**

મઝદયસ્નાનો એકજ ખુદાને માનતા
દીન-આઇનના ભેદો તેઓ સદા પીછાણતા
જુદા ધર્મો શું તે ન કોઇ ત્યારે જાણતા

યઝદાં-પરસ્તીનો દોર ભારી—દેવ-યસ્ની કોઇ કરે નહિ
**જરથુશ્ત્ર ન જન્મે આ જગમાં—તો તુર-બરાતુર મરે નહિ.**

---

આ ખ્યાલમાં જ્યાં જ્યાં લાઇનોને માથે ૧, ૨, ૩ એમ નંબરો આપેલાં છે, તેને લગતી નંબરવાર નોંધો ખ્યાલને છેડે આપવામાં આવી છે.

(૨)

બસો વર્ષ બરજીસનાં પુરાં થવે—હાશમની કોટવાલી આવી જે વાર
ગ્રહોની ગરદુન[6] બદલાવે—થયો ગેતીમાં ભારે ફેરફાર
દીવાનોનું જોર વધવે—મળ્યો[7] થયાં તેનાં મદદગાર
પેશદાદી ને કયાંની શાહો—લડયા જંગો બહુ ખુનખાર
ફેરેસાનીનો કષ્ટ ફેલાયો[8]—રોશની જગે થયો અંધકાર
જોઈ તારાઝી થયો રાજી—અઝી-દેહાક[9] બુરો બદકાર.

જુલ.

હતા આર-મીથ્રના આર્યન ઇરાની[10]
અનઆર્યન તુઇર્ય-મીથ્રના તુરાની[11]
લડત નેકી બદીની સમજો દીલજાની.

હોશંગ, તેહમુરસ્પ, જમશીદ, ફરીદુન—લડતાં કદી પણ ડરે નહિ
**જરથુશ્ત્ર ન જન્મે આ જગમાં—તો તુર-બરાતુર મરે નહિ.**

(૩)

ગરો-દેમાનની ગેતી ગઇને—દુજો-દેમાનનું ઠામ થયું[12]
પેશરવો[13] લડયા ખુબ જોરથી—ન સફળ તેઓનું કામ થયું
અહુ-પરસ્તી તુટવા લાગી—ચાહવું ધનાનું સરંજામ થયું
અધ-માંથ્ર[14]ની ફન ફેલાઇ—દેવોનું ત્યાં મુકામ થયું
જડતા જામી જગમાં જગેજગ—"તુર-બરાતુર"[15] નામ થયું
બુરાઇ બદીઓ ટોચે પુગી—જોઇ લોક બધું બેફામ થયું

જુલ.

ગેઉશ-ઉરવા રૂદન કરે છે
પાપનાં બોજે કચડાઇ મરે છે
યાદ અહુરમઝદની દીલે ધરે છે

આફતમાં જે અહુને આરાધે—તેનાં કાજ કેમ સરે નહિ
**જરથુશ્ત્ર ન જન્મે આ જગમાં—તો તુર-બરાતુર મરે નહિ.**

(૪)

થઇ બસારત ગેઉશ-ઉરવાને—અદીબેહસ્તે આપ્યું પેમાન
નાસબર શાને બને તું—પુરો થશે તુજનો અરમાન

ગેતીનું રક્ષણ કરવા કાજે—ઉતરશે હવે એક આલા રવાન
નામ મુબારક "જરથુશ્ત્ર" જેતું—અશો "સ્પીતમાન"નું ખાનદાન
તોડી ધનામીનોની તલેસમ—જગમાં ફેલાવશે અહૂનાં ફરમાન
જીરમો[16]ની રચના કરીને—મુશ્કીલ તારી કરશે આસાન

જુલ.

સઉ જરથુશ્ત્રની રાહ આતુરતાથી જોય
પઓઇર્યો-ત્કએષો લડતાં ન હીંમત ખોય
અહેરેમન મોહત નજદીક જોઇને રોય
મનમાં ચાહયું મુજીએ એવું—આ નર ગેતીમાં અવતરે નહિ
**જરથુશ્ત્ર ન જન્મે આ જગમાં—તો નુર-બરાતુર મરે નહિ.**

( ૫ )

ઇરાન દેશના રએ શહેરમાં—પેદા થયો દીનનો રહેબર
માદરનું નામ "**દોગદો**" મુબારક—"**પોઉરૂશસ્પ**" જેનો પેદર
ગાથાનું નુર શરીરમાં જેનાં—વળી હમઝાદ વગરનાં અનાસર[17]
જલવો દેખી તેનાં ખોરેહનો—ધ્રુજવા લાગા દેવો થરથર
દુરાસ્રુબ હતો હાકેમ ત્યાંનો—અઘ-માંથ્રનો બુરો જાદુગર
ફંદ-ફરેબો રચ્યા મગર—જરથુશ્ત્ર નહિ ફસ્યા રજભર

જુલ.

જોઇ આવો "જાદાંન-ફરરોખતુમ"* પુત્ર
ખુશી થઇ કુલ-ગવે જપ્યું આ સૂત્ર
"**ઉશ્ત નો ઝાતો આથ્રવ યો સ્પીતામો જરથુશ્ત્ર**"[18]
તારણહાર જે હોય જગતનો—જન્મતાં કદી પણ રરે નહિ
**જરથુશ્ત્ર ન જન્મે આ જગમાં—તો નુર-બરાતુર મરે નહિ.**

( ૬ )

રઝ્ઝો† જરથુશ્ત્રની જીંદગીના—શું ગાવું તેની હું બલીહારી
લખનારા તો પહેલવી ખાંઓ—લેખણુ-કળા જેમની ન્યારી
ક્ષનુમની લાઇનથી ખરા ખુલાસા—લખાયા છે બહુ વીસ્તારી
વાંચી ધીરજથી "**નીર્ફીસ્રો**"માં[19]—જ્ઞાની લેજો મન વીચારી
દુજો-દેમાનની આ ગેતીને—જરથુશ્ત્રે જન્મી સુધારી
અણુદીઠ "**ગાસ**" ઉભી કરીને—નવરચના કીધી ભારી.

---

* જન્મ પામેલાંઓમાં સોથી મુબારક.
† અવસ્તા-પહેલવી સાહિત્યમાં સમાયલા બાતેન ભેદો.

જુલ.

પાવમહેલ આલાત યસ્નોને ઉભાં કીધાં
લડવા દેવોથી હથ્યારો માથ્રનાં દીધાં
"બુરાઇની ટાંચ"*ને તોડવાનાં પગલાં લીધાં
યઝદી તોરનો "યસ્ત-ફ્રેરોહર"—ડરીને પાછો ફરે નહિ[20]
**જરથુશ્ત્ર ન જન્મે આ જગમાં—તો તુર-બરાતુર મરે નહિ.**

(૭)

પહેલવી ખાંઓ એ લખી છે—દંતકથા "દીસા"†ની પ્રખ્યાત
ભરમ જેમાં સમાયો ભારી—સમજો સજ્જન તમે સજાત
આતશ-બહેરામમાં જરથુસ્ત્ર—નમાવી સર જોડી બે હાત
મશગુલ એબાદતમાં બની—યઝદોથી કરતા'તા વાત
આવ્યો છુપેથી ત્યાં એક તુરકી—તુર-બરાતુર નામનો કજાત
મારી ઝરપ તલવારનો—કીધી પેગામ્બરના જીવની ઘાત

જુલ.

જખ્મ થયો જરથુશ્ત્રને જીવલેણ ભારી
હાથમાં હતી જે તસ્બીહ ચમત્કારી
તે ફેંકી "તુર-બરાતુર"ને નાંખ્યો મારી
ક્ષનુમનાં જ્ઞાનની ચાવી વગર—એની ઉકેલ કેથે જરે નહિ
**જરથુશ્ત્ર ન જન્મે આ જગમાં—તો તુર-બરાતુર મરે નહિ.**

(૮)

દેવોને ગારત કરી જમીનમાં—"**નાઇસીમી-દએવો**"થી સુધારે છે[21]
ઉંચ યસ્નો કરીને વખ્શુર—કુલ દરૂજીઓને મારે છે
દેમાવંદમાં બાંધી દેહાકને—ફેરો સફળ મન ધારે છે
ચાર તત્વોને કુરરાઓમાં—"**નફ્સે-મવાલીદા**"થી ઉડારે છે[22]

---

* તુરેબ્રાદર વખ્શ (તુર-બરાતુર)નું કેહર્પ.

† પેગમ્બર સાહેબનાં કહેવાતાં મરણના દીવસને "દીસા" તરીકે ઓળખવામાં આવે છે તે વાજબી છે, કારણ એવણ એ દીવસે પોતાના અનાસરોને વીખેરીને ઉંચે ઉડયા તે દેખાવ બધાંના (દીઠામાં) જોવામાં આવ્યો હતો તેથી એ દીવસને "જરથુસ્ત્રનો દીસો" કહે છે.

જરથુશ્ત્ર જગથી "વીખીઝ" થઇને-"પાહલુમ-અહુવાન"માં સીધારે છે[22]
લખનારાઓ જે બનાવને—મરણ રૂપે વીસ્તારે છે

જુલ.

શરીરમાં જેનાં હતું ગાથાનું નુર
ઝટકો લાગતો એને અડકતાં જરૂર
તેને કેમ મારી શકે એક તુર?

જ્ઞાનીઓ આ વાત સમજી—શકનો દમ કેમ ભરે નહિ
**જરથુશ્ત્ર ન જન્મે આ જગમાં—તો તુર-બરાતુર મરે નહિ.**

( ૯ )

"**અવીઝેહુ વેહદીનની** ગાસ"થી—આલાતોમાં અહૂનો નાદ રહો[23]
પાંચે ધર્મના સરદાર જરથુશ્ત્ર—સદા તારૂં રૂહ શાદ રહો
"**ઉસુલ દ્વાઓ**"[24]ની ભુરી મસ્તી—કુલ ગેતીમાં બરબાદ રહો
જીવન ખરૂં જરથોસ્તી ગુજારી—કુલ્યાતી-રૂહ આઝાદ રહો
"**ક્નુમ**"ની કીશ્તી બક્ષે ચીસ્તી*—જીગરમાં તેની યાદ રહો
અમલ રાખી ઇલ્મ તણો—તમે વીચાર-વચને રાદ રહો

જુલ.

રફેઝ-ગો અહુરાના વખ્શુરે-વખ્શુરાંન } [25]
આસ્ને-વીર અશો જરથુશ્ત્ર સ્પીતમાન }
સદા રહેજે તું "જાકેબ"નો નેગેહબાન

પતમાનથી‡ રહેવે દીનની ઉપર—"તનાસક"†માં કોઇ પરે નહિ
**જરથુશ્ત્ર ન જન્મે આ જગમાં— તો તુરબરાતુર મરે નહિ.**

---

* દીનનું ડહાપણ અને મીનોઇ જ્ઞાન.

‡ સમતોલપણાથી-સચ્ચાઇથી.

† પુનર્જન્મ.

## "ખ્યાલે-જરથુશ્ત્ર"માં આવેલા ઇલ્મ્યતી શબ્દોની ખુલ્લાસા-વાર ક્ષ્નુમીક સમજણુ આપતી નંબરવાર શરેહો.

### ૧: ક્ષ્નુમ.

"જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમ" એ શબ્દો કાંઇ તરાહેત ભાષાના નથી, પણુ ખુદ ફારસી અને અવસ્તા શબ્દોનો એ લોઘત (technical term) બનેલો છે. ઇલ્મ એ ફારસી શબ્દ છે, જેનો અર્થ જ્ઞાન થાય છે, જ્યારે ક્ષ્નૂમ એ શબ્દ ખુદ અવસ્તાનો ગાથાનો છે, જે આપણુને સ્પેન્તોમદ ગાથાના હા ૪૮-૧૨ માં તેમજ વહીશ્તોઇસ્ત ગાથાના હા ૫૩-૨ માં ખુલ્લી રીતે મલે છે. અવસ્તા ધાતુ "ક્ષ્નુ"=ખુશ્નુદ કરવું-ખુશાલી આપવી-ખરો આનંદ પમાડવો, એ ઉપરથી ક્ષ્નૂમ શબ્દ નીકલેલો છે, જેનો અર્થ સાચ્ચો આનંદ જે કુદરતમાં પડેલો છે અને દાદાર અહુર-મઝદ પોતાનાં મહાજ્ઞાનથી તે સંપુર્ણ આનંદ ભોગવી રહયા છે, તેવા આનંદ તરફ લઇ જનારૂં મોતેબર જ્ઞાન એમ થાય છે.

જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમ એ તમામ ઇલ્મોનો ઇલ્મ, બુલંદમાં બુલંદ જ્ઞાન, "ફરહાંગાંન ફરહાંગ" (Knowledge of Knowledges; the Master science) છે, અને તે તમામ જ્ઞાનના ભાગાંની એક અખંડ વણુત (the perfect web of all Knowledge) છે, કારણુ કે હાલમાં જાહેર રીતે જણુાયલાં યા નહી જણુાયલાં જ્ઞાન અને વીદ્યાની કોઇ પણુ શાખા એવી નથી, કે જેનો તુલોતવીલ ખુલાસો ક્ષ્નૂમનાં જ્ઞાનથી નહી મલતો હોય. દાખલા તરીકે, "ઇલ્મે-અયદાદ" યાને સંખ્યા અને હીસાબોની સાયન્સ (Science of Numbers), "ઇલ્મે-મન્તક" (Science of Logic), "ઇલ્મે-નજુમ" (Sciences of Astrology and Astronomy,) "ઇલ્મે-રમલ" (Science of Geomancy), "ઇલ્મે-ઇન્ડીસત" (Science of Mathematics,) "ઇલ્મે-ઝફર" યાને જામે-જેહાંનુમાનો ઇલ્મ, યાને તાવીજ-તલેસમ તથા નીરંગો તેમજ અણુદીઠ વર, દઝ અને સ્તોતની કીલ્લેબંદી, નકશાબંદી વીગેરે બનાવવાની વીદ્યા (Science of Efficient Formulae, Amulets, Periapts, etc.), "ઇલ્મે-સ્તોત" (Science of Vibrationary Colours), "ઇલ્મે-કયાફા" યાને આખાં શરીર ઉપરથી ખાસ્યતો, વીગેરે પારખવાની વીદ્યા (Sciences of Physiognomy, Phrenology, Palmistry, Chiromancy etc,) વગેરે વગેરે બીજા દરેક ઇલ્મો યાને Sciences તેની બારીકી સાથે સમજાવનારૂં જ્ઞાન તે **ઇલ્મે-ક્ષ્નુમ** યાને ખરેખરી

ખુશાલી આપનારૂં કુદરતના પેદા કરનારની પીછાણુ કરાવનારૂં જ્ઞાન (Science of Ecstatic Beatitude resulting from the Genuine Knowledge of the Creator) છે. ટુંકમાં, સૃષ્ટીની રજેરજથી તે અહુરામઝદા ફ્રવષી અને અહૂની બારીકમાં બારીક ઓલખ પીછાણુ કરાવનાર અને તે મહાન મીનોઇ શકિતઓની ઉપર અચુક રીદાગીરી બતાવી કાંઇક મરતબે અહુનવઇર્ય પઢતાં શીખવનાર યાને કે તે અહૂનીજ મરજી અને હોકમને પીછાણીને તે મુજબજ કુદરતમાં કાર્ય કરતાં શીખવનાર–સોસ્યંત થતાં શીખવનાર–જે બી-કેનાર (Shoreless) ઇલમનો દરીયાવ છે તેનું નામ તે ક્ષ્નૂમ છે, જેને જાહેર રીતે '**મઝદયસ્ની ઝરથોશ્તી દએન**' પણુ કહેવામાં આવે છે. આવા ક્ષ્નૂમનાં જ્ઞાનનાં શીક્ષણો સદા સાચ્ચાંજ હોય છે અને ગમે તેટલી કોશેશો કરવા છતાં તેને કદી પણુ ખોટ્ટાં ઠેરવી શકાતાં નથી. ક્ષ્નૂમ શબ્દની અને ક્ષ્નૂમનાં જ્ઞાનની વધુ ઉંડાણુ તહેકીક જાણુવા માટે વાંચો ડૉ૦ ચીનીવાલાનું મોટું પુસ્તક "**ક્ષ્નૂમ નીઝીસ્ક-વેહદિન**" ભાગ ૧ લો–પાના ૨ થી ૪૫.

**૨:–"જરથુશ્ત્ર ન જન્મે આ જગમાં તો તુર-બરાતુર મરે નહિ."**

આ લાઇન વાંચી કોઇ સાધારણુ વાંચનાર વીચારમાં પડશે કે ખ્યાલ જોડનાર કહેવા શું માંગે છે? દીસાની દંતકથા મુજબ તો એમ જોડવું અને કહેવું જોઇએ કે તુર–બરાતુર નામનો એક બુરો તુરકી આ જગમાં જનમ્યો નહિ હતે તો બેહતર થતે, કે જેથી પેગામ્બર સાહેબ જેવા જગતનાં એક તારણુહારનું તે મુજીને હાથે મોહત નહિ નીપજતે. પણુ જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમનું બુલંદ દીની જ્ઞાન એ દીસાના દંતકથામાં સમાયલો જે બાતેન ભેદ ખુલ્લો કરે છે તે સમજીને કબુલ રાખ્યાં વગર એ દંતકથાને તેનાં બોલેબોલ છુટા અર્થમાં માની લેવી–કે પેગામ્બર સાહેબ જયારે આતશ-બેહેરામનાં પાક મકાનમાં બંદગી કરવામાં મશગુલ હતા ત્યારે "તુર–બરાતુર" નામનાં કોઇ તુરકી પુરૂષે પછવાડેથી આવી તલવારનો ઝરબ લગાવી અવણુનું ખુન કીધું હતું, પણુ ગુજરવા પહેલા અવણુ સાહેબે પોતાની એજમતી તસ્બીહ (હદી) તે તુરકી ઉપર ફેંકતાં તે પણુ ત્યાંજ મરણુ પામ્યો હતો–એ વખ્શુરે–વખ્શુરાંન સાહેબનો કુદરતમાં સૌથી આલા યાને શ્રેષ્ટ મરતબો જોતાં અને તેવણુ સાહેબનાં તનુનું અજાયબ પ્રકારનું ખાસ બંધારણુ જોતાં એ દીસાની દંતકથા તે મરતબાને ઉતારી પાડવા જેવી અને હસવા જેવી લાગે છે. ક્ષ્નૂમની લાઇનથી આ બાબદનાં ખુલાસાઓ વાંચ્યા પછી દરેક સમજદાર જર-

ચોસ્તી કબુલ કરશે કે તુરબરાતુરને આદમી તરીકે લેવામાં ભુલ છે. અશો જરથુસ્ત્રની પાસે દેવો આવી શકતા નહિ, તેવણુના ખોરેહથી આંધળા થતા, તો પછી એક સાધારણુ આદમી કેમજ આવી શકે? અને જે તે પછવાડેથી આવેલી તો તે પેગમ્બર સાહેબ કે જેવણુ સાતે કાળનાં દરેક બનાવોથી વાકેફ હતા તેવણુ તેનાથી અંજાણુ કેમ રહે? પણુ આ તુરબરાતુર આદમી નથી, એતો આસમાન અને ઝમીનની વચ્ચે પંથરાયલું બુરાઇનું કેહપ છે કે જે જબરી અહેરેમની ગતી રાખતું હોવાથી તમામ પેદાયશોનો નાશ કરી અહુરમઝદ ઉપર હલ્લો કરવાની બુરી મતલબ ધરાવતું હતું, એ કેહપને જો અશો જરથુસ્ત્રે તોડયું હતે નહિ, તો ખરેજ. ઝામ અને અસ્મ વચ્ચે અકુ=ગેરવ્યવસ્થા જામતે અને ગેઉશ ઉરવા મરી જતે અને કુદરતી કાર કંઇબી ચાલી શકતે નહિ યાને કે આ ગેતી તેની છેવટની ફ્રશો-ગર્દની નેમે કદી પુગતે નહિ. ત્યારે અશો જરથુસ્ત્રે પોતાની અઓજની શકિતથી તે બુરાઇની ટોંચ=તુરબરાતુરનાં કેહપને તોડયું, પણુ જે ગતી તેને તોડવામાં વપડાઇ હતી તે એટલી બધી હતી કે તેનો પ્રત્યાઘાત Reaction જરથુસ્ત્ર સીવાય બીજું કોઇ ખમી શકે એમ હતું નહિ. આથી જરથુસ્ત્રે પોતાનું ગેતીમાંનું મીશન પુરૂં થયલું જોઇ પોતાના વીરતન કર્દથી ઉભાં કીધેલાં ખાસ રીતનાં અનાસરી શરીરને પેલાં તુરબરાતુરને તોડવા માટે વપડાયલાં જોરનાં પાછાં ફરતા Force ની ગતીને પોતા તરફ ખેંચીને તેની મદદથી પોતાનાં તનનાં મીનો કરકોના અનાસરોને છુટાં કરી નાખ્યાં. આથી રમ્ઝમાં કહે છે કે તુરબરાતુર જરથુસ્ત્રનો મારનાર હતો, પણુ "ક્ષ્નૂમ"નો ખુશાલી આપનારો ખુલાસો જાણ્યા પછી તો આપણાં જીગરમાં ચાલુ એજ નાદ રમ્યા કરવો જોઇએ કે:-

**"જરથુશ્ત્ર ન જન્મે આ જગમાં તો તુર-બરાતુર મરે નહિ."**

### ૩, ૪:-જગરેલ પછીનો નવો જમાનો બરજીસીનો આવે છે, મયઆબાદીઆનો ગેતીમાં ઉતરી ભલાઇનાં બીજ વાવે છે.

જે ગેતી ઉપર આપણે જીવ્યે છીએ તે ગેતી ૮૧ હઝાર વરસો સુધી અમુક રીતે ફરે છે અને તેનો દોર પુરો થયાં પછી તે લય પામે છે. ૮૧,૦૦૦ વરસને છેડે એવો જમાનો આવે છે કે જ્યારે ગેતીપર ગુનાહો વધી જાય છે, અને તેનાં તાપથી ઉત્તર ધૃવ ઉપરનું બરફ પીગલીને એક મોટી જગરેલ યાને પાણીની આફત આવે છે જેમાં આખી ગેતી લય થાય છે. દર વખતે જગરેલ આવવાની થોડાક વખત આગમજ "સોશીયોશ" જન્મ લે છે અને માનવ જાતના તેમજ દરેક પેદા-

યશનાં સઉથી સરસમાં સરસ જોડાંઓના નમુનાઓને લઇને એક ઉંચી પામર જેવી જગાએ સલામત લઇ જાય છે અને તેમાંથી પાછી નવી દુનીઆ વસાવાય છે, યાને કે નવો જરવાને દરેઘો ખદાતે ચાલુ થાય છે. પામર ઉપર ઘણાં વરસો સુધી રહયાં બાદ આ અનજુમન–કે જેને મેહ આબાદીયાન વંશ એટલે કે પાણીની આફત ફરી વળ્યા પછીથી આબાદ થયલો વંશ કહે છે–તે પાછો ગેતી ઉપર ઉતરે છે. ઇરાની ઇતીહાસની શરૂઆત આ યુગમાં એ વંશથી છે. છેલ્લી જગરેલની આફત પછીથી આબાદ થયલી આજની દુનીયાને આશરે ૧૪,૫૭૦ વરસો થયાં છે.

દરેક "ઝરવાને–દરેઘો–ખદાતે" ૮૧,૦૦૦ વરસનો બનેલો હોય છે કે જે ૮૧,૦૦૦ વરસમાં સાતે સૈયારાઓ યાને ગૃહોના હઝારાઓ અનુક્રમ વાર નીચે મુજબ આવી જાય છે:

| | | | | |
|---|---|---|---|---|
| બરજીસ=ગુરૂ=Jupiter | નો | હઝારો | ૧૧,૦૦૦ | વરસ |
| હાસમ=મંગળ=Mars | ,, | ,, | ૧૭,૦૦૦ | ,, |
| ખુર = રવી=Sun | ,, | ,, | ૪,૦૦૦ | ,, |
| નાહિદ=શુક્ર=Venus | ,, | ,, | ૯,૦૦૦ | ,, |
| તારદ=બુધ=Mercury | ,, | ,, | ૧૩,૦૦૦ | ,, |
| દએ=માહા=ચંદ્રમા=Moon | ,, | ,, | ૧૨,૦૦૦ | ,, |
| કયવાન=સની=Saturn | ,, | ,, | ૧૫,૦૦૦ | ,, |
| | | જુમલે : | ૮૧,૦૦૦ | |

જેમ ૮૧,૦૦૦ વરસનાં એક દરેઘો–ખદાતેમાં **શેહેનશાહત** સાતે ગ્રહોને લગતી હોય છે, તેમ શેહેનશાહતના પેટા–વીભાગો જે વઝીરાતોને નામે ઓળખાય છે તે, તેમજ **વઝીરાતો**ના પેટા–વીભાગો **કોટવાલી**-ઓની સાતે ગ્રહોને લગતી ઉપલા અનુક્રમમાં તેમજ સાલોના અંદાઝમાં (શુમારે–ફલકની અમુક ગણત્રી મુજબ) રહે છે: યાને કે સાત કોટવાલીની એક વઝીરાત, સાત વઝીરાતની એક શેહેનશાહત, સાત શેહેનશાહતનો એક ઝરવાને દરેઘો ખદાતે (૮૧,૦૦૦વરસનો જમાન), ચાર દરેઘો–ખદાતેનો એક મહીન ચખ્ર, અને એવા એવા અસંખ્ય મહીન–ચખ્રનો ઝરવાને–અકરને થાય છે. અને એવા એવા સાત ઝરવાને અકરને મળીને એક "**યવએચ યવએતાએતે**" નો સૌથી મહાન દોર થાય છે. દરેક નવો ૮૧,૦૦૦ વરસનો ઝરવાને દરેઘો ખદાતે હમેશાં બરજીસ–બરજીસ–અને બરજીસથી શરૂ થાય છે, યાને કે બરજીસી શેહેનશાહતની, બરજીસી વઝીરાતની, બરજીસી કોટવાલીથી શરૂ થાય છે, જે બરજીસી કોટવાલીનાં આશરે ૨૦૦ વરસ પુરાં થવે ગ્રહોના

ઉપર જણાવેલા અનુક્રમે પછી હાશમની કોટવાલી શરૂ થાય છે, એવી રીતે સાતે કોટવાલી પુરી થવે એક વઝીરાત બદલાય છે યાને કે બરજીસી વઝીરાત જઇને હાશમની વઝીરાત શરૂ થાય છે, અને ઉપલાજ અનુક્રમે સાતે વઝીરાતો પુરી થવે એક શેહેનશાહત બદલાય છે યાને કે બરજીસી શેહેનશાહત પુરી થઇને હાશમની શેહેનશાહત શરૂ થાય છે. હાલમાં આપણે હાશેમની શેહેનશાહતની હાશેમની વઝીરાતના છેડેના ભાગ બરજીસની કોટવાલીમાંથી પસાર થઇએ છીએ, જે કોટવાલી ઇ૦ સ૦ ૧૯૪૦ માં પુરી થશે ત્યાર પછીનાં બીજાં દસ વરસોમાં હાલી જમાનના રાહનીદાર સાહેબ **બેહરામ વરજાવંદનો** જન્મ થશે અને હીંદની ચઢતી હાલત થઇ ઇરાનમાં પુષ્કળ સુધારાઓ થશે.

## ૫:–"અસર રોશની"ને આરાધી યઝદાં-પરસ્તી ફેલાવે છે.

મઝદા અહુરાએ અને તેવણની સાથના યઝદી મંડળે સૃષ્ટી રચના કરવાને લગતા જે જે મીશ્રે-બરીનો કરીને હુમતો-હુખ્તો-હવશ્તો બરપા કીધા છે, અને તેઓનાં એ રોશન ઉદયોગથી જે ગતી જરવાન નીકલે છે તેને અસર-રોશની=યઝદાંન યાને યઝતોને લગતા ભલા વૃધ્ધિ કરાવનારા પ્રવાહો કહે છે, જેઓ ખુદ અહુરમઝદ અને તેવણનાં યઝતોનો દમ છે, કે જેનાંથીજ આ નીસ્તી-ગેતીની દુન્યાને સજીવન શકિત મલ્યા કરે છે, એ અસર-રોશનીનાં પ્રવાહોને પકડવા અને તેની ઉપર રોશન ઉદયોગ કરવો તેનું નામજ **યઝદાન-પરસ્તી.** જેઓ આ મીનીટે મીનીટ પડતી અસર-રોશનીની ખીલવણી કરવા ઉદયોગ કરતા નથી તેઓ દએવ-પરસ્ત કહેવાય છે. પેગામ્બર સાહેબની આગમજનાં તમામ પઓઇર્યોતકેષો કે જેઓ યઝદાન-પરસ્તો હતા તેઓ માટે એમ કહેવું કે તેઓ તો ઘણા ખોદાને માનનારા હતા, અને પેગામ્બર સાહેબે આવીને તેઓને પોતાની દીનમાં વટલાવીને એકજ ખુદાને માનનારા બનાવ્યાં, એ તેઓનાં મહાન દરજાને ઘણુંજ અપમાન કરનારૂં છે. નવા દરેઘો-ખદાતેનાં પહેલા ૪૦૦૦ વરસ સુધીમાં **ક્ષથ્ર** યાને મીનોઇ અધીકાર=અષની શકિત ધરાવનારા પઓઇર્યોતકેષ શાહો તેમજ રથેશ્તારો અહુરમઝદની આગલા દરેઘો-ખદાતની દીન જે શેતાનથી બગડતી જાય છે તેને સમારે છે, અને લોકોને ક્ષફ્ન=અસરે-તારીકીથી દુર રહી યઝદાંન=અસર રોશનીને આરાધતા શીખવી, પેગામ્બર સાહેબ જરથુસ્ત્રની આમદની વાર જુએ છે, જેનો અહીં ઇસારો છે.

## ૬:-ગ્રહોની ગરદુન.

આસમાનોની ચાલથી રજેરજ ઉપર આવતી ભલી બુરી અસરને "ગરદુને-ગરદાંન" કહે છે. જેમ ગ્રહોની અસર માનવ ઉપર થાય છે તેમ જમાનાનું ભલું બુરૂં એ પણ ગ્રહોની અસરથીજ છે. સાત આસમાનો (કે જે દરેક ઉપર એક એક ગ્રહ મત્રકકલ છે તે)ની અસરમાંથી ખામીવાલી રજેરજને પસાર થઇને ખામી વગરનાં થવાનું છે.

## ૭:-મષ્યો.

ખએત્વદથ (રૂહોંની અખંડતાની હાલત) તરફ જનારાં સાધારણ ઇનસાનોને માટે અવસ્તામાં "મષ્ય" શબ્દ વપડાયો છે. ખએત્વદથ કરી ચુકેલાં ઇનસાનોને અવસ્તામાં 'નર' અને "નાઇરીક" કહે છે. ત્યારે મષ્ય ઇનસાન અને તેણે શું કરવું તેમજ 'નર' ઇનસાન અને તેણે શું કરવું એ બન્નેની ફરજોમાં તેમજ શરીરનાં બંધારણમાં ઘણો ફરક છે. ગેતીમાં જ્યારે પહેલવહેલો ઇનસાન ઉતર્યો, તે પહેલાં ગેતીમાં હેવાનો હતાં. આ હેવાનોમાં mixed હેવાનો હતાં જેઓમાં ઇનસાનીયત હતી. આવી હેવાનોમાંની મચ્છ (મછી)ના જાહેર બુનમાં પહેલાં ઇનસાનનાં જોડાંનું (મષ્ય-મષ્યાનીનું) બુનક=બાતેન બુન ઉતર્યું એટલે આવા ઇનસાનને મષ્ય=મચ્છ કહયો છે. આવો મષ્ય ઇનસાન કુદરતની ભલી બાજુ ઉપર રહીને ચાહે તો આગલ વધી શકે યા ચાહે તો કુદરતની કાળી બાજુનો સાથી બની પોતાની વૃદ્ધિ અટકાવી શકે.

## ૮:-કેરેસાનીનો કલ્ટ (Cult=શિક્ષણ) ફેલાયો.

હસ્તીની અંદર નહિં સુધરી શકયાં એવાં રૂવાનોનો ગોળો જ્યારે મીનોકરકોનાં મરકજ ઉપર આવ્યો ત્યારે ત્યાં બે ઓળાઓ પડયા. તે રૂવાનોમાં જે સામટી ગત્ર હતી તેનો ઓળો ગાવ્યોદાદ ગાય રૂપે રોશ્નીરૂપ કેહપ'માં ઉભો થયો, અને તે ઉરવાનોમાં જે દએવીક હોવીયતની અંધકારની ગતી, અજ્ઞાનતાની ગતી, અહુરમઝદની સામેના અવિશ્વાસની ગતી હતી તેમાંથી **કેરેસાની** (કેરેસ=કાળી ઉપરથી)=શેતાનનું કાળી ગતીનું ક્ષફનનું કેહપ' ઉભું થયું. આ **કેરેસાની**ની ગતી નીસ્તીથી ગેતી સુધીમાં બધેબધ વધતી ઓછી ફેલાઇ ગઇ છે. ખાસ કરીને ઉપઇરી-દખ્યુ લગી તેનું જોર વધારે રહે છે, જેને લીધે ઇનસાનો બુરાઇનો રાહ ધરે છે. ચોકકસ વખતે જ્યારે આ કેરેસાનીનું જોર ઘણુંજ વધી જાય છે અને ગાવ્યોદાદ ગાયનો રસ્તો બંધ કરીને ઉપઇરી-દખ્યુ પરના ગેઉશ

તષન તેમજ ગેતી પરનાં ગેઉશ-ઉરવાનો સંબંધ ઘણોજ ઓછો કરે છે, જે વખતે તેને તોડવા માટેજ પેગામ્બર સાહેબ જરથુસ્ત્રની આમદ થાય છે.

## ૯:-અઝી-દેહાક.

અહી-રીમન, અઝી-દેહાક, શેતાન, ઝોહાક એ બધા દશની કમાલ્યત તોરની બુરાઇઓ રાખનારાં કેહર્પોનાં નામો છે જેનો અર્થ દશ એબવાલો રીમનીવાલો સાંપ-યાને કે દશેદશ એબોનો આકાર એમ થાય છે. ઉપર જણાવ્યું તેમ કેરેસાની દરેઘો-ખદાતેના ચોક્કસ વખતે પોતાની અફસુન=જાદુગીરીને જોરે સ્નાવિદ અને અઝી-દેહાક જેવાં કેહર્પો=સરદારો ઉભા કરીને ક્ષફન (અંધકાર)ના દોરને વધારી દે છે કે જેને લીધે ગેતીની ઝામ અને ઉપઇરી-દખ્યુનું અરમ ફરી શકતું નથી, અને કુદરતમાં અષ=વ્યવસ્થાનો કાયદો ખોરવાઇને અક=ગેરવ્યસ્થા જામે છે, જેને દુર કરી સુધારવા ગેતીની નવરચના કરવા દર દરેઘો ખદાતેમાં એકવાર પેગામ્બર સાહેબ જરથુસ્ત્રને ઉતરવુંજ પડે છે.

## ૧૦,-૧૧:-આર્ય, તુઇર્ય અને અનઆર્ય મીથ્ર વચ્ચેનો તફાવત.

ચોકકસ જમીનનાં ચખ્રો આસ્માનોની ભલી અસર-રોશની ખેંચીને જમીનની આરમઇતીને ભલાઇનાં કામમાં મદદગાર થઇ પડે છે. એવાં ચખ્રોની ભુગી તે આર્યની ભુગી ગણાય છે જેને ઇરાનવેજ-આઇર્યનમ વએજ કહે છે, ત્યાં વસનારા આર્યન (ઇરાની) લોકો આરમીથ્રના એટલે સાચ્ચા નમનતાઇવાલા અને આરમઇતીનાં જેવા પરદુખભંજની તથા પરોપકારી વીચારનાં હોવાથી અહુ-પરસ્તીના નાદમાં લીન થઇ તેઓ દાદાર અહુર-મઝદની ખુસ્તુદી ફેલાવી રહે છે.

જેઓ અહુ-પરસ્તીનાં શીક્ષણોથી દુર જઇ દએવોની આણ હેઠલ રહીને તેઓના સાથી બની કુદરતમાં નાશ ફેલાવી રહયા હોય છે તેઓને અનઆર્યન લોકો કહે છે.

તુઇર્ય મીથ્રનાં તુરાની લોકો તેઓ છે કે જેઓ જો કે મુળે તો આર્યનોનોજ એક વીભાગ છે, પણ તેઓનાં વીચારની ગતી આર્યનોનાં જેવી કુદરત અનુસારની સીદ્ધી નહિ પણ વાંકી છે યાને કે તેઓ સ્વાર્થી આપ મતલબી વીચારો ધરાવી પોતાનાં કામ સારૂ સામાની ગતીનાં ઉસ્તાનનો લાભ લે છે અને સામાને તાબેદાર તેમજ મોહતાજ બનાવે છે. આર્ય, તુઇર્ય અને અનઆર્ય મીથ્ર વચ્ચેના તફાવતનો આ ટુંક સાર છે.

## ૧૨:-ગરો-દેમાનની ગેતી ગઇને દુજો-દેમાનનું ઠામ થયું.

ગેતી બે ભાગમાં વહેંચાઇ છેઃ એકને **ગરો-દેમાન** (એટલે ગેતી કે જેમાં અહીરીમન ધુસેલો નહિ તે) કહે છે, બીજાને **દુજો-દેમાન** (એટલે ગેતી કે જેમાં દુજે બદીએ રહેઠાણ કીધેલું છે તે) કહે છે. ગાથામાં ગેતીને સારૂ **"દુજો-દેમાન"** તેમજ **"અંઘહુઇ"** શબ્દ જુદે જુદે અર્થે આવેલો છે. અંઘહુ શબ્દ અહૂનું અંતકરણ બતાવે છે. ગેતીની શરૂઆતમાં એક વખત એવો હતો કે જયારે ઇનસાન પુખ્ત હતો અને પોતાનાં વીચાર-વચન અને કામોને અહુરમઝદની દશ અંદર્જ પ્રમાણે રાખીને, તે વખતનાં ગોરપંદી નરે ગેતીમાં સેતાનને ધુસવા નહિ દેતાં તેને દુર રાખ્યો હતો, અને ગેતીને અંઘહુ એટલે અહુરાના અંતકરણની ઇચ્છા બજા લાવે તેવી ગરો-દેમાનની એટલે કે છઠ્ઠાં આસમાન ગરો-નમાન (ગરોથ્માન)માં ચાલી રહેતા અહુનવરના નાદને પોખતી બાગે-બહેસ્ત જેવી કીધી હતી. પણ પછીથી એક વખત એવો આવ્યો કે જે વખતે બીજાં ઉતરતાં અને અધુરાં મરતબાનાં રૂહો ઉતરવા લાગ્યાં અને તેઓએ કુદરતથી ઉલટા જઇને શેતાનને ગેતીમાં ધુસાડયો. આવી રીતે જે દીવસથી ગેતીની રજેરજમાં શેતાન દાખલ થયો તે દીવસથી આ ગેતી દુજો-દેમાનની થઇ છે, પણ એક દીવસ એજ ગેતી પાછી ખનીરથ= સોના જેવી ઝળકતી (નુરમંદ) થઇને કેશ્વર તરીકે ગણાશે, કારણ શેતાને ગેતીનાં તેમજ રજેરજનાં ૨/૩ ભાગનો કબજો લીધો છે પણ ૧/૩ (અવીશીબ)નો ભાગ તો તેની આલુદગીથી સદા નીરાળોજ રહયો છે અને રહેશે, અને એ ૧/૩ બચેલો ભાગ ૨/૩ જેટલા બગડેલા ભાગને સુધારશેજ.

## ૧૩:-પેશરવો યાને કે જરથુશ્ત્રની આગમજ થઇ જનારાઓ (Forerunners).

દરેક દરેઘો ખદાતેમાં, આગલા દરેઘો ખદાતેના જરથુશ્ત્રી માઝદીયસ્ની દએનનાં વારસો પહેલાં ચોકસ અઇઆમમાં નબાનઝદીશ્ત અને પઓઇર્યો-તકએષ પાદશાહ પહેલવાન અને આબેદો તરીકે ઉતરીને નવા દોરના જરથુશ્ત્ર ઉતરે તેટલા વખત લગીમાં દુન્યાની પાસબાની કરે છે અને ગેઉશ ઉરવાન ઉપરથી દુજનો ભાર ઓછો કરે છે. તેઓમાં કયાન ખોરેહ હોય છે, તેઓ પેગામ્બરના Fore-runners હોય છે, તેઓ દરેક જીરમનાં Patriarchs મોટા બાવાઓ હોય છે, તેઓ કયાન ખોરેહની મદદથી ભલા ગુબારો બાંધી પેગામ્બરના આવવાની વાર જોતા અને તેવણ સાહેબ આવે ત્યાં સુધીમાં **કેરેસાની** (શેતાન)નો જુલ્મ જે ઘણો

વધી પડયો હતો તેને કાબુમાં રાખના હતા. આવી રીતે તેઓ ફક્ત દેવને રોકી શકતા પણ તેને બાંધી શકતા નહિ, કારણ કુલ્યાતી દેવને બાંધીને દેમાવંદ ઉપર કેદ કરવાનું કાર તો એકલા જરથુસ્ત્રથીજ બને તેવું હતુ. ત્યારે પેશરવોએ પહેલે જમીન કરી આપી, અને જરથુસ્ત્રે તે ખેડી. એમ દેવની જમીનમાં પેશરવો કચરો વાળી શકયા, જ્યારે જરથુસ્ત્ર તો તે જમીનને ફળદ્રુપ કરી શકયા.

જેમ પેગામ્બર સાહેબનાં આવવાની આગમજ તેવણુના પેશરવો આવે છે તેમ જયારે જયારે રાઇનીદારો યાને દીનને ફરીથી આરાસ્તેહ કરી જનાર સોષ્યંતો અહીં ગેતીમાં જન્મવાના હોય છે તે આગમજ તેઓનાં ૧ થી ૮ જુદા જુદા પેશરવો (Fore-runners) તેઓનાં કાસદ તરીકે આવીને ભવિષ્ય માટે તૈયાર રહેવાનો ચોકસ સંદેશો આપી જાય છે. ભવિષ્યના રાઇનીદાર **શાહ બેહરામ વરજાવંદ**ના આવાજ એક અદના પેશ-રવ તરીકે જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમના માનવંત ઉસ્તાદ સાહેબ બેહેરામશાહ નવરોજી શરાફ હિંદમાં થઇ ગયા છે.

## ૧૪:-અઘ-માંથ એટલે જાદુ મેલી વીદયા.

જરથોસ્તી દએનની અંદર ચાર પ્રકારનાં માંથ્રોનું બ્યાન મલે છે, ભેદી તલેસમાતીક ગતી ધરાવનારા આલા દરજ્જાનાં માંથ્ર (કલામો)ને **ફ્ષુષો-માંથ્ર** કહે છે, જેનો જાહેરમાં કદી તરજુમો થઇ શકે નહિં. ભલા વૃષ્ટિ કરાવનારા અને રવાન-દરોસ્તી અપાવનારા કલામોને **માંથ્ર-સ્પેન્ત** કહે છે, જેમાં નીઆએશ, યસ્તો વગેરે ભણતરો આવી જાય છે. વાતચીત અને સંસાર વહેવારમાં આપણે એકમેક તરફ જે ભલમનસાઇ અને ઝબાનની મીઠાશ બતાવીએ છીએ દુવા આશીષ વીગેરે દઇએ છીએ તેને **શાદ-માંથ્ર** કહે છે. જુઠું બોલવું ગાલ-ગલોચ કરવી, તોછડાઇ બતાવવી એ **અઘ-માંથ્ર**નો એક ઉતરતો પ્રકાર છે, જયારે ચહડતા પ્રકારમાં જાદુ-મેલી વીદયા વીગેરેનો અમલ આવી જાય છે. જે ઇલ્મમાંથી હઓમની ગતી (એટલે અહુરાનું ખોરેહ તેનીજ વાસના અને અહુ-પરસ્તીનાં શીક્ષણો) નીકલતી નથી તેવાં જ્ઞાનને અઘ-માંથ્ર કહે છે, એટલે કે કુદરતની સફેદ બાજુનાં કામમાં વચ્ચે આવી, તે કામને રોકતુ જ્ઞાન કહે છે.

પેગામ્બર સાહેબનાં આવવાની આગમજ દએવ લોકોએ આ ગેતીમાં અઘ-માંથ્રનો બુરો ઇલ્મ એવો તો જોરમાં ચલાવ્યો હતો કે, બધે નાશ નાશ અને નાશજ ફેલાયો હતો. તમામ પેદાયશોનો તરેહવાર રીતે નાશ કરનારી તે વખતના દએવોની ચમત્કારી શોધો આગલ આજની હીટલરની નાશકારક શોધો તો બચ્ચાં મીસાલજ કહેવાય.

## ૧૫:-"તુર-બરાતુર" શબ્દની તાવીલ યાને બાતેન અર્થ.

અવરતામાં જેમ યઝદોની ક્ષ્નુમન અપાઇ છે તેમજ પેગામ્બર સાહેબની પણ ખાસ ક્ષ્નુમન આપણને મલે છે, જે પુરવાર કરે છે કે પેગામ્બર સાહેબ જરથુશ્ત્ર ઇનસાન નહિ પણ યઝત જેવાજ હતા. વંદીદાદમાં કહે છે કે પેગામ્બર સાહેબનું મોહતજ નથી. ખુદ દેવો પોતાના વડા આગલ એકરાર કરે છે, કે, હમો હમારી અનેક કોશેશો છતાં જરથુશ્ત્રને મારી શકતા નથી, માટે એ કામ તું હમોને નહિં સોંપ. જો મોટામાં મોટા દએવો આવી રીતે હારી ખાતા હોય, તો પછી એક સાધારણ કહેવાતો તુર-બરાતુર નામનો તુરકી સીપાહ પેગામ્બર સાહેબને કેમ મારી શકે ?

સાદી સમજનો કોઇબી ઇનસાન ત્યારે કબુલશેજ કે આ "તુર-બરાતુર" શબ્દમાંજ કંઇ ભેદી અર્થ હોવો જોઇએ, અને તેમજ છે.

"**તુર-બરાતુર**" એ ઉરતાદી કયાંની પહેલવી લફ્ઝ યાને શબ્દ છે, જે બહુ ઉંડાણ લોધતીક અર્થ ધરાવે છે. એમાં 'તુર' બોલનો અર્થ તુરકી થતોજ નથી. પણ "તુર"=સૌથી બળવાન, "બરા"=નો (છઠ્ઠી વીભકતીનો પ્રત્યય) એ ઉપરથી "**સૌથી બળવાનોનો બળવાન**" એટલોજ અર્થ થાય છે, એટલે કે "**બદીઓનું સૌથી વધુ ઉભાણ**" એમ અર્થ થાય છે. વળી "તુર"નો અર્થ સ્થુળ, જડ gross થાય છે તેથી તુર-બરાતુર એટલે The Zenith of grossness possible '**સ્થુળતાની વધતામાં વધતી હદ**' એમ ખુલ્લો અર્થ નીકળે છે. માટે આપણા પેગામ્બર સાહેબ એક તુરકીને હાથે માર્યા ગયા હતા એમ તેનો ભેદ સમજયા વગર બોલવું અને શીખવવું એ મોટામાં મોટો ગુનાહ છે.

## ૧૬:-જીરમો એટલે જુદા જુદા ધર્મો ઉભા કરાવનાર આસ્માનોની ગતી.

આ ગેતી ઉપર ૮૧,૦૦૦ વરસોના યુગના ચકરાવામાં માનવીઓ, જાનવરો, ઝાડપાન વીગેરે જન્મ લે છે, તે બધાંઓના કુદરતમાં પાંચ ભાગ કરવામાં આવ્યા છે. આ કુદરતની તમામ પેદાયશોને ઉગારનાર-વધારનાર અને સંકોચાવનાર સાત સીતારાઓની ચઢતી ઉતરતી અસરો છે જેઓને આપણે ગ્રહોની તેમજ આસમાનોની અસર તરીકે ઓળખ્યે છીએ.

આ સાત ગ્રહોમાં ખુરશેદ યઝદ જેને રવી તરીકે ઓળખવામાં આવે છે અને માહબોખ્તાર જેને આપણે ચંદ્રમા કહીએ છીએ તેઓને

કુદરતના ખેપીઆ અથવા કાસદ કહેવામાં આવે છે. ખુરશેદ યઝદ બધી અસરોને ખેંચીને તે ચંદ્રને આપે છે, અને ચંદ્ર તે અસરોને લઇને પછી ગેતીની ઉપર પાંથરે છે. ભેરપતી, બુધ, મંગળ, શુક્ર અને શની એ પાંચ ગ્રહો છે તેઓનાં ચહડ ઉતર નુર અને બીજાં સરશોકની જુદી જુદી અસરોને અંગે દુનીયાની તમામ પેદાયશનાં પાંચ મુળ વીભાગો થાય છે, અને આ ભાગોને પાંચ જીરમોના વર્ગો તરીકે ઓળખાવેલા છે. ખરેખરી રીતે તો તમામ પેદાયશો ઉપર બધા ગ્રહોની અસર આવે છે, પણ તેમાં જે ખાસ એક ગ્રહની વધારે અને પ્રબળ અસર જે વર્ગ ઉપર ઉતરે છે તે વર્ગને તે જીરમને લગતો વર્ગ કહેલો છે. આવા પાંચ મુળ વીભાગોના માનવીઓ માટે પાંચ જીરમના દરજ્જા મુજબના મુળ ધર્મો આ જગત ઉપર પેદા થાય છે, જેને જીરમોનું ઉગવું કહે છે, અને જેની રચના પેગામ્બર સાહેબ જરથુસ્ત્ર કરે છે.

દરેક યુગમાં પહેલવહેલી યઝદાન-પરસ્ત અનજુમનમાંથી જરથોસ્તી દીન ઉગે છે, જે દીન બ્રેસ્પતી સીતારાને તાલુકેની હોવાથી તેને બરજીસી દીન કહે છે. પછી વખતનાં વહેવા સાથ તેજ અનજુમનમાંથી તારદ=બુધને તાલુકેનાં રૂવાનોમાંથી બુધની હીંદુ જીરમ ઉભી થાય છે, અને ત્યાર બાદ શુક્રની યાહુદીઓની અને મુસલમાનોની મંગળની અને ખ્રીસ્તીઓની શનીની જીરમો મોક્રાસર ધીમે ધીમે ઉગે છે. આ પાંચે જીરમોના ઉગવાની હકીકત પેગામ્બર સાહેબના પાંચ ગાથા પેગામ્બર સાહેબે તેમજ સરોશ યઝતે ભણવાની ભેદી તરતીબમાં સમાયલી છે, તેથીજ જરથુસ્ત્ર સાહેબને પાંચે જીરમોના રૂવાનોના એટલે કુલ્લે ઇનસાન જાતના સરદાર કહયા છે. (જુઓ સરોશ યશ્ત વડી કરદો તથા દીનકર્દ કે જયાં વળી નદીનાં પાણીઓ ચાર મરતબે પેગામ્બર સાહેબે લાવવાની ભેદી વાત છે.)

## ૧૭:-ગાથાનાં નુરમાંથી શરીરનું બંધારણ, જેના વળી હમઝાદ વગરનાં અનાસર.

આપણું શરીર જે ચાર અનાસરોનું બનેલું છે તે અનાસરોની ઉત્પતી આપણાં રવાનની સાથે જે હાવીયત કચાસ-ખામી હતી તેમાંથીજ થયલી છે, માટેજ તેને અનાસર એટલે નસ=યાને નાશની ફેરફારની ગતી રાખતું તત્વ કહયું છે. પણ પેગામ્બર સાહેબનાં શરીરનું બંધારણ તો કંઇ ઓરજ પ્રકારનું હતું, તેવણ કંઇ આપણાં જેવાં ખામીવાલા રૂવાન નહિ હતા. તેવણનું રવાન તો યઝદી તોરનું હતું, માટે તેવણનું શરીર આપણાં જેવું હોઇ શકેજ નહિ એ બનવા જોગ છે.

**યજશ્નેના ૫૫ મા હાના** પહેલા ફકરામાં કહે છે કે એવણનું તનું, ગએથા, અઝદ, કેહર્પ, તેવીશી, ઉશ્તાન વીગેરે એ સર્વે પાંચ ગાથાઓને અર્પણ થયલું હતું-ના, ખુદ ગાથાનાં નુરી બંધારણનું હતું એટલે કે પાંચ ગાથાઓ (મીનોઇ સરદારો) જેઓ જીરમોની ચક્રવલોને ચલાવે છે તેઓના ચાર આતશો=ખોરદાદ, ગુશસ્પ, બુરજીન મહેર, અને ફ્રોબાથી ખેંચાયલો મીનો કરકો ઝરથુશ્ત્રનાં તનુમાં પ્રગટ હતા એટલે તે બધા અસ્મોમાં જે જે થવાનું હતું તેની ખેરદ જરથુસ્ત્રમાં હતી. આપણુ સાધારણ ઇનસાનોનાં ભેજાંવાળા ભાગની સાથે જોડાયલાં કેહર્પના ભાગમાં અક્કલ-આપનારી જે પાંચ (પન્જ-ઇ-ઝરવીકશે-બાતેની) શકિતઓ હોય છે, તેમ તે ઝરવીકશને બદલે એવણ સાહેબનાં કેહર્પમાં પાંચ ગાથાનું નુર ખાસ કાર્ય કરતું હતું. એ ઉપરાંત મીનો કરકોના આતશનાં સ્તોતમાંથી પેગામ્બર સાહેબનાં શરીરનો આતશી અનાસર થયો હતો જેની બાસ્તરની ગતી જબરી રહેતી, તેથી કહે છે કે એવણનાં શરીરનો ઓળો (હમ-ઝાદ) પડતો નહિ તેમજ તેને અડી શકાતું નહિ, કેમકે અડતાં મજબુત આંચકો ( shock ) લાગતો હતો.

**૧૮:-"ઉશ્ત નો ઝાતો આથ્રવ યો સ્પીતામો જરથુશ્ત્ર."**

પેગામ્બર સાહેબ જરથુશ્ત્રની આ ગેતી ઉપર આમદ થઇ તે આગમજ ગેતીમાં દ્રુજનું જોર એટલું તો વધી ગયું હતું કે ગેતી ઉપરની ત્રણે મખ્લુકાતો=પેદાયશો (ઇનસાન-હેવાન-ઝાડ પાન) પાપના બોજે કચડાઇ જઇ રંજીદા બની હતી, અને પોતાની વૃધ્ધિમાં પડેલા અટકાવ માટે અફસોસ કરતી હતી. પણ જેવા પેગામ્બર સાહેબ જન્મયા કે કુદરતી રીતે આ ત્રણે પેદાયશોની 'ગવ' (રૂવાનની ઉત્તમ પરદુખભંજન ગતી-ભલાઇએ જવા માંગતા ભાગ)ને જરથુસ્ત્રની આમદની વધાઇ મલી અને તે પેદાયશોના રૂહો ખુશી થઇ બાગબાગ થવા લાગ્યાં અને સુંદર નાદે ગાવા લાગ્યાં કે:—

"**ઉશ્ત નો ઝાતો આથ્રવ યો સ્પીતામો જરથુશ્ત્ર**" યાને "સ્પીતમની કુનીયતના અય આથ્રવન ઝરથુસ્ત્ર, તમો ભલે જન્મ પામ્યા! તમારી આમદથી હમારા આતશો ઉપર દ્રુજનો જે જુલ્મ વરસી રહયો છે તે હવે દુર થશે, અને હમો તમારી બરકતેજ હમારી સેવટની નેમ કે જે ઉશ્તા યાને અમરદાદની અમર્ગીનું સુખ પામવાની છે તે નેમે પહોંચીશું."

## ૧૯:-ડૉ૦ ચીનીવાલાનાં "નીકીઝ"ના પુસ્તકો.

ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા, જેવણ ઉસ્તાદ સાહેબના એક આગેવાન ચેલા અને ઇલ્મે-ક્ષ્નૂમના અથાક અભ્યાસી છે, તેવણે **"ક્ષ્નૂમ નિકીઝે વેહદીન"**ના થોડાંક મોટાં પુસ્તકોની હારમાળા રચી પોતાના ઉસ્તાદની યાદગીરીનો જાવેદાન સ્થંભ ઉભો કરવાનો વીચાર રાખ્યો છે, જેને અનુસરીને એવણનું પહેલું પુસ્તક જે દળદાર મોટી સાઇઝનું બારસો પાનાનું (જુદા જુદા ૭ ચાર્ટો સાથનું) છે, તે ૧૯૩૨ના સાલમાં પ્રગટ થયું હતું, (એ પુસ્તકની ૫૦૦ નકલો ખલાસ થઇ ગયેલી હોવાથી હાલમાં એ પુસ્તક મળી શકતું નથી,) જેમાં માઝદયસ્ની જરથોશ્તી દએન વિષેના અજાયબ ખુલાસાઓ તેમજ અષો સ્પીતમાન જરથુસ્ત્ર સાહેબની જીંદગીના તમામ મોજેજાઓના બારીક ભેદો પહેલવહેલીવાર ઇલ્મે-ક્ષ્નૂમની મદેહનઝરથી ખોલવામાં આવ્યા હતા. ૧૯૩૫ માં એવણ સાહેબ તરફથી **"ક્ષ્નૂમ નિકીઝે વેહદીન"** સીરીઝનું બીજું એવુંજ મોટું પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે, જેની અંદર જરથોશ્તી દએન મુજબ સૃષ્ટી-રચના (બુન-દહેશ્ન)નું તથા મહાન શકિતઓનું બયાન ખાસ કરીને હસ્તીની આલમોનું બયાન પહેલવહેલી વાર સીલસીલાબંધ ઇલ્મે-ક્ષ્નૂમની રોશનીમાં આપવામાં આવ્યું છે. છેક અહૂથી માંડીને અહુનવર-ફ્રવષી-સ્તોત યશ્નથી સૃષ્ટી-રચનાનું ભેદી મંડાણ કેમ રચાય છે તેની તેમજ અહુરા મઝદાના અને સાતે અમશાસ્પંદોના હુમતો હુખ્તો-હવર્શ્તોની બહુજ દીલપઝીર, બારીક, ખુલાસાવાર સમજણ એ પુસ્તકમાં સમાવવામાં આવી છે. આ બીજું પુસ્તક દળદાર મોટી સાઇઝનું ૧૪૦૦ પાનાનું છે, જેની સાથે સૃષ્ટી-રચનાના પ્લાનને લગતા ચાર છુટા મોટી સાઇઝના ચાર્ટો (નકશાઓ) પણ સમાયલા છે. આ બીજું પુસ્તક જેની કીંમત નકલ દીઠ રૂ. ૧૦ છે, તે "પારસી વેજીટેરીયન સોસાયટી"માંથી મળી શકશે. **જેમ દરેક જરથોશ્તી ઘરોમાં ભણવાની ચોપડી "ખોરદેહ અવસ્તા" હોય છે તેમ આ બંને કીંમતી પુસ્તકો પણ રાખવામાં આવે તો કદીબી જરથોશ્તીઓનું ધાર્મીક યકીન ઢીલું પડે નહિ.**

## ૨૦:-યઝદી તોરનો "યશ્ત ફ્રેરોહર" ડરીને પાછો ફરે નહિ.

પહેલવી દીનકર્દના સાતમાં પુસ્તકમાં અશો જરથુસ્ત્ર વિષે બયાનો છે તેના દીબાચાના ૪૪ ફકરાઓ છે, જેમાંના છેલ્લા ૪૪ માં ફકરામાં કહે છે કે:-

"મઝદયસ્નની દીનના સ્પીતમ ખાનદાનના પયગામ્બર સાહેબ જેવણુ કુલ ઇનસાનમાં પેશ કામેલ હતા અને **ફ્રેરોહરમાં યઝ થયલા** હતા, તેવણુના **વર્ચ** અને **ગદ્દમનની** ખોરેહ રૂપ શકિતઓ અને અફ્દી=મોજેજાઓના પ્રભાવોને દુન્યામાં જાહેર કરવા આ બ્યાન દશ બાબમાં લખવામાં આવ્યું છે."

ઉપર પેગામ્બર સાહેબને ફ્રેરોહરમાં યઝ થયલા કહયા છે તેનો ક્ષ્નૂમ પ્રમાણે ખુલાસો એ છે કે, કોઇબી ઇનસાન ફ્રેરોહરમાં મલેલું=યઝ થએલું જન્મ્યું નથી. ઘણું તો એક નર ઇનસાન પોતાનાં તન-મનને ગોસ્પંદી ગતીનાં કરી, પછી તે તન-મનને પોતાનાં રૂહમાં મેળવી, રૂવાનને બઓદાંગમાં મેલવી શકે. આવાં ઇનસાનો પણ ઘણાજ કમ રહે છે. આવાં હામેઇનાં ઇનસાનનું રૂહ અને બઓદ વટીક પોતાનાં ફ્રેરોહર સાથે ગેતીમાં જીવતાં જીવત મલી શકતું નથી. પણ સ્પીતમાન જરથુસ્ત્ર કંઇ નરના તબકકાના હતા નહિ. તેવણ તેથી પણ ઘણી ઉંચ દરજ્જેની યઝતી તોરની **"આસ્ને-વીર"**ની વીરીયાવી શકિત ધરાવનાર વીર હતા, જેથી તેવણુનું રૂહ+બઓદ+ફ્રવષી એ ત્રણે સાથે એકતાન=યઝ થયલાં રહેતાં. તેવણુનું રૂવાન ફ્રેરોહરની ગતીએ પુગેલું હતું અને તેજ હાલતમાં તેવણુ ગેતી ઉપર ઉતરેલા માટે એવણુને એકલાને **"યશત-ફ્રેરોહર"** (એટલે યઝદોની માફક ફ્રવષી સાથે એકતાન થએલા) કહેલા છે. કુદરત તરફથી આવો ઉંચ અધીકાર લઇને એવણ સાહેબ આ ગેતીમાં દાદાર અહુરમઝદનું મોટું મીશન બજાવવા ઉતરેલા હોવાથી એવણુને દેવેનાંમ દેવોથી ડરી જઇને પોતાનાં તે કામમાં પાછા હઠવાની કદી જરૂર પડી હતીજ નહિ.

## ૨૧:-દેવોને ગારત કરી જમીનમાં-"નાઇસીમી દએવોથી" સુધારે છે.

પેગામ્બર સાહેબના મોજેજાઓને આજના જાદુગરોનાં ધંતરમંતરના મોજેજાઓ જેવા સમજવા નહિ. એવણ સાહેબમાં તો મીનોઇ આતશોનો જલ્વો હતો, તેથી એવણુ કુદરતની માફક બુરાઇને મારીને તેને ભલાઇમાં ફેલાવવાનો સંપુર્ણ અધીકાર (ક્ષથ્ર) ધરાવતા હતા. આથી એવણે **"નાઇસીમી દએવો"**ની એજમતી અવસ્તા કલામની નીરંગ ભણીને બુરા મય્ય અને દએવનાં ચશ્મોની દ્રુજીને 'ઉઝદાઓ' કરી (ઉભાવી) તેઓનો નાશ કરવો શરૂ કીધો, જે હજુર ચાલુજ છે અને ચાલુજ રહેશે, કેમકે **"નાઇસીમી દએવો"**ના જરથુસ્ત્રના અમલથી જે કાર્યો થયાં તે ગોયા ઉડતા ઘોડા રૂપે જીવતાં છે, અને જ્યાં જરૂર પડે ત્યાં તુરત જઇને મદદ આપે છે. માટે દેવોને લગતી તમામ ખરાબીઓથી દુર રહેવા આ **"નાઇસીમી દએવો"ની નીરંગ (યજશ્નનો ૧૨ મો હા)** જેને **"અવસ્તા**

**દીનનો કલમો"** પણ કહે છે, તે દરેક બસ્તે-કુસ્તીઆને **સરોશની** ક્ષ્નૂમન સાથે ઓછામાં ઓછી દીવસમાં એકવાર તો ભણુીજ જોઇએ.

## ૨૨:—આ ગેતીમાંથી "નફ્સે-મવાલીદ્દા" કરી="વીખીઝ" થઇ, પેગામ્બર સાહેબનું "પાહલુમ-અહુવાન"માં જવું.

દીનકર્દની કેતાબમાં જરથુસ્ત્રના દુન્યાને છોડી જવાના બનાવ માટે **'વીખીઝ'** શબ્દ વાપરેલો છે. **'વીખીઝ'** શબ્દનો અર્થ 'ચઢવું-ઉપર જવું to ascend ઉડવું' એમ થાય છે. ત્યારે જરથુસ્ત્ર સાહેબ આ દેખીતી દુન્યા છોડીને જે જગાએ **વીખીઝ** થયા, ઉંચે ચઢયા, તે જગાને **"પાહ્લુમ-અહ્વાન્"** કહી છે. મોહતની હાલત વગર અનાસરોને સુક્ષ્મ કરીને વીખેરીને તેઓને પોતપોતાના કુરરાઓ (Planes)માં મોકલી આપી અદ્રષ્ય રીતે ગેતીને છોડી જવું તેને ઇલમ્યતમાં **"નફ્સે-મવાલીદ્દા"** કરવું એમ કહે છે.

આ "નફ્સે-મવાલીદ્દા"ના ચહડ-ઉતર ૩૩ દરજ્જા રહે છે. જરથુસ્ત્રની **"વીખીઝ"**ની હાલતનો "નફ્સે-મવાલીદ્દા" અવ્વલ દરજ્જેનો હતો. જરથુસ્ત્ર કે જેવણ અનગ્ર રઓચાઓનાં ઉસ્તાનમાંથી થએલા તેવણે પોતાના સુક્ષ્મ ઓળા વગરનાં તનને નુરમાં મેલવી દીધું હતું. વીરતન-કર્દની શકિતથી જેને ઉભું કીધેલું તેને પાછું નુરમાં મોકલ્યું ત્યારે તેવણુ **'વીખીઝ'** થયા=ઉપર ચહડી ગયા. ત્યારે એવણુનું મોહત હતું નહિ એમ **"વીખીઝ"** શબ્દ ઉપરથી માલમ પડે છે.

**પાહ્લુમ-અહ્વાન્** એ દાદારે-ગેહાંન તરફ જવાના માર્ગમાં રહેલા Station (મરકજ)નું નામ છે.

**પાહ્લુમ્** એટલે સૌથી સરસ પહેલે નંબરની અને **અહ્વાન્** અથવા **અખાન** એટલે હૈયાતીઓ (જગા)-આ જગા નીસ્તીમાં છે. એટલે ગેતીની **હરબરેઝ** (ઉંચામાં ઉંચી ટોચ)નીબી ઉપર છે, જેને ગરોદેમાન કહે છે. આ જગામાં તંગી=અંગ્ર (દુખ વિયોગ) નથી, ત્યાં રામશ્નની ખુશાલી છે. ત્યાંથી હસ્તીનો રસ્તો સીધો છે. નેકાન, પાકાન અને વેહાન (નેક-પાક અને ભલા) લોકોની પધરી ત્યાં એક 'દઝ' (કીલ્લા) મીસાલ બંધાયેલી હોવાથી એને '**પઇરી-દઝ્**' (Paradise) પણ કહે છે.

ઇનસાનની ચલવલ જીવતાંજીવત ગેતી ઉપર છે, અને ગુજરયાં પછી પાહલુમ અહવાનમાં છે. માટે જડ ગેતીને સુધારી રહીને પછી જરથુસ્ત્ર સાહેબ 'વીખીઝ' થાય છે એટલે કે પહલુમ-અહવાનમાં ઉપર

ચઢે છે, અને ત્યાં લાંબો વખત લગી રહીને ત્યાં આવનારાં ખરીરતે (ગુજ- રેલાં પણ મુકિત પામેલાં) રૂહોને ચાલુ દોરવણી મલ્યા કરે એવી વ્યવસ્થા કરી જાય છે.

કદીમ ઇરાનમાં વખતની ગણત્રી કરવાની ત્રણ જુદી જુદી રીતો જાયજ હતીઃ એક **ફરસાલ**ની ગણત્રી, બીજી **કરસાલ**ની ગણત્રી, અને ત્રીજી **નીમુરસાલ**ની ગણત્રી. ચોવીસ કલાકનો દીવસ, ૩૦ દીવસનો મહીનો અને બાર મહીનાનું એક વરસ એવી જે રવીના સાલની ગણત્રી હાલમાં આપણે ગણીયે છીએ તેને **નીમુરસાલ** કહે છે. આવાં ૨૭ નીમુરસાલથી એક કરસાલ ચંદ્રનું થાય છે. દીનકર્દ, બુનદહેશ્ન વીગેરે પહેલવી કેતાબોમાં તેનાં લખનારાએએ જે વરસો આપયાં છે તે ચંદ્રનાં બધાં **કરસાલ** પ્રમાણેની ગણત્રીનાં છે, માટે એ પહેલવી કેતાબના સાલોને ૨૭ થી ગુણવે આજની નીમુરની રવીની ગણત્રીનાં સાલ નીકલે છે. દાખલા તરીકે અરદાવીરાફ નામમાં જરથુસ્ત્રની આમદ સારૂ સીકન્દરની આગળના ૩૦૦ વર્ષ અપાય છે, અને બુનદહેશ્નમાં ૨૫૮ વર્ષ તેવી રીતે અપાય છે. આજે આપણે જેમ કર–સાલની ગણત્રીના ભેદથી અજ્ઞાન છીએ તેમ અરબ લખનારાઓ અલબીરૂની અને મસુદી પણ હોવાથી તેઓએ ત્યારે પહેલવી કેતાબોના સને એમના એમ લીધા છે. પણ એ કેતાબોના સનમાં ૨૭નો ગુણાકાર કરવે જરથુશ્ત્રના જમાનાનો ખરો સને બરોબર આવી રહે છે. ત્યારે એ પ્રમાણે ગણતાં અરદાવીરાફ નામેમાં લખયાં મુજબ જરથુશ્ત્રની આમદ સેકન્દરની ૮,૧૦૦ વર્ષ અગાઉ થએલી તેમા સીકન્દરના ૩૩૮ વર્ષો ઉમેરીએ તો ૮૪૩૮ વર્ષ થાય એટલે B.C. ૮૪૩૮માં જરથુશ્ત્ર ગેતીમા હતા એમ અરદાવીરાફ નામે કહે છે, અને એજ રીતે ગણતાં બુનદહેશ્ન ૭૩૦૪ વર્ષ આપે છે. એટલે આજથી અશો ઝરથુસ્ત્ર આરદાવીરાફ પ્રમાણે ૧૦૩૬૮માં અને બુનદહેશ્ન પ્રમાણે ૯૨૩૪ વર્ષ ઉપર થઇ ગયા હતા.

જુના ગ્રીક વિદ્વાનો જરથુશ્ત્ર સારૂ અનેક સન આપી ગયા છે, જે બધા વચ્ચે ઘણો ફરક છે, કારણ તેઓ તે તે વખતના જરથુશ્ત્રો તેમોઓને (જરથુશ્ત્રના નાયબોને) અશો જરથુશ્ત્ર તરીકે લખીને ભુલ કરી ગયા છે.

આજનાં બુરા જમાનામાં આપણાં જેવાં પાપી અને દુખી દરદી લોકો ઘણે ભાગે ૭૭–૮૦ વરસની જીંદગી ગુજારે છે, તો પછી ૯૦૦૦ વરસની વાત ઉપર ભલા તંદરોરત જમાનામાં થઇ ગયેલા પેગામ્બર સાહેબ જેવા અશો નર ફકટ ૭૭ વરસની હૈયાતી ભોગવે એ બનવાજોગ લાગતું નથી.

ત્યારે ક્નૂમ પ્રમાણે અશો જરથુસ્ત્ર ૭૭ વર્ષ લગી ગેતીમાં હતા એમ જે કહયું છે તેમાં ૭૭ નો આંકડો ચોકસ વખતનું માપ દેખાડે છે. એવણુ માહાઓખ્તારના કરસાલ પ્રમાણેના ૭૭ વર્ષ લગી ગેતીમાં રહયા હતા. માટે એ ૭૭ ને ઉપર જણાવ્યા મુજબ ૨૭ થી ગુણુવે આપણી ચાલુ નીમુર ગણુત્રીનાં ૨૦૭૯ વર્ષો નીકલે છે.

ત્યારે આ કરસાલની ગણુત્રીનાં ૭૭ વરસમાંનાં ૩૦ વરસો (એટલે ૩૦×૨૭=૮૧૦ વર્ષો) લગી અશો જરથુસ્ત્ર હરઅરેઝ આગલના પોતાના પીતાનાં ઘર "દ્રૈંજી-જબાર"માં અહુરમઝદ સાથે **યઓન**=યોગમાં રહી પુરશેશ-પાસુખ કરી મીનોઇ arsenal (તોપખાનું) ગોઠવે છે, અને કરસાલની ગણુત્રીનાં ૭૭ વરસમાનાં બાકીનાં ૪૭ વરસો (એટલે ૪૭×૨૭=૧૨૬૯ નીમુર ગણુત્રીનાં વર્ષો)માં તે arsenal થી દેવોને મારી રહે છે, જે ૧૨૬૯ માંના સાધારણુ ૭૭ વર્ષો એવણુ જડ ગેતીને સુધારવા દેખીત તનુમાં (વખતો-વખત જરૂર પડે ત્યારે) ગુજારી, અઝીદેહાકને બાંધે છે, દેવોને તોડે છે, અને તુર-બરાતુરના ગુનાહોનો નાશ કરે છે, અને ત્યાર પછીથી એવણુ **'વીખીઝ'** થઇ પાહલુમ અહવાન તરફ ઉડે છે, અને ત્યાં બાકીનાં ૧૧૯૨ વર્ષો સુધી રહી ત્યાં આવનારાં ઇરીસ્તે રૂહો તને-પસીન પામી ખએત્વોદથે પુગે તેવી ઉંચ વ્યવસ્થા કરે છે.

| | | |
|---|---|---|
| એમ | ૮૧૦ | દાદારથી શીક્ષણુ પામવાનાં વર્ષો |
| | ૭૭ | ગેતીમાંની દેખીત હૈયાતીનાં વર્ષો |
| અને | ૧૧૯૨ | પાહલુમ અહવાનનાં વર્ષો |
| જુમલેઃ | ૨,૦૭૯ | નીમુરનાં ચાલુ વર્ષો થયાં |

એટલે કરસાલની ગણુત્રીના માહને લગતાં ૭૭ વર્ષો (૨૦૭૯÷૨૭=૭૭) થયાં. આ ૭૭ ના આંકડામાં ઇલ્મે-અયદાદ પ્રમાણેની ખાસ રીતની મઅની=ભેદ પણુ સમાયલો છે તે હવે જોઇએ.

અશો જરથુસ્ત્ર ખુદ ગેતી ઉપર ૭૭ વર્ષ લગી રહયા (ગેતી શબ્દમાં દો દુન્યા=દુન્યા અને હરએરેઝ અને પાહલુમ અહવાન એમ ત્વાષ ખદાતેના ત્રણે ભાગોમાં કામે લાગતા બધા સ્થુલ તેમજ સુક્ષ્મ ગેતીના ભાગો આવી જાય છે) જેટલા વખતમાં (તેવણે ૭૭=૭+૭=૧૪ અને ચૌદનો સરવાળો ૧+૪=૫) પાંચના આંકડાની ફરમાન બરદારી=અહુર-મઝદની નોકરી હુતોખ્શી=સાચ્ચી સેવાની ફીલસુફીનું પ્રકરણુ પુરૂં કીધું

અને ગેતીને ઉંચકી આપી. ૩૦ વરસો લગી અહુરમઝદનાં યોગમાં મનનમાં રહી મીનોઇ જ્ઞાન મેળવ્યું એટલે કે ૩ મુસ્તસલા (એટલે કે હસ્તીમાંથી નીસ્તી થઇને તે નીસ્તી પાછી હસ્તીમાં કેમ મલશે તે)નો ભેદ જાણવા પામ્યા, અને 0ની સુન્યની હાલત એટલે ફ્રવષી તરફ જવાની છેલ્લી નેમને જોઇ. કહે છે કે અહુરમઝદની શીખામણો પ્રમાણે આ ગેતીને ચલાવવા એવણને ૪૭ વર્ષ લાગ્યાં, અને એ ૪૭ વરસોની અથાક મહેનતને પરીણામે ગેતીને ફ્રશો-કરેતી તરફ જતી કીધી. ૪૭ માં ૪+૭=૧૧ અને ૧+૧=૨ એટલે નીસ્તીમાં પડેલાં જુઝની દુઇનાં બેપણાં-સામસામાપણાંનો ભેદ છે. ત્યારે જયાં જયાં આવું બેપણું હતું તેને હદ+ઇનસાફથી ચલાવીને સેવટે તેઓને જુફ્તીમાં લાવવાનાં તેઓની દુઇને અદુઇની હામોઇમાં લાવવાનાં પ્રાક્રમો-મોજેજાઓ (મઝદદાતને અહુરદાત તરફ લઇ જવાની ખીશ્કારીઓ) પેગામ્બર સાહેબે બજાવ્યા હતા, માટે કહે છે કે આવું મીશન બજાવતાં એવણે ૪૭ વર્ષ લીધાં. (૪૭=૨. એટલે કે દુઇને અદુઇમાં લાવવાનું કામ કીધું.) આવી ગુહય તેહકીક અષો જરથુશ્ત્રના ગેતીમાં રહેવા બાબેની તેમજ તેવણનાં "વીખોઝ" થઇ ઉપર ઉપર જવા બાબેની છે.

## ૨૩:-અવીઝેહ વેહદીનની ગાસથી-આલાતોમાં અહૂનો નાદ રહો.

હસ્તીની અમર સૃષ્ટીની કુદરત અને નીસ્તીની નાશવંત જગતની કુદરત એ બે વચ્ચે ઘણો તફાવત છે. નીસ્તીની કુદરતને 'ગવ' કહે છે, જેમાં ઘના-સ્પેનાની નીરંતર મારામારી ચાલ્યા કરે છે. ત્યારે આ કુદરત બે બાજુ રજુ કરે છે: એક સફેદ અને બીજી કાળી. સફેદ બાજુની કુદરતના અનુયાયી તરીકે યઝતી વ્યકતીઓ રહે છે, જયારે કાળી બાજુની કુદરતના અનુયાયી તરીકે અહીરીમનની બુરી ગતીઓ રહે છે. ઇનસાનને ફેલ-મુખત્યારી આપેલી હોવાથી તે પોતાની મરજીનું છુટાં-પણું વાપડી ચાહે તો કુદરતની ભલી બાજુનો હમકાર બને છે, યા ચાહે તો બુરી બાજુનો હમકાર બને છે. જયારે માનવ બુરી બાજુને મદદ કરીને કાળી બાજુને જોર આપી ગવની સફેદ બાજુ ઉપર અત્યંત ભાર પાડે છે, ત્યારે જરથુશ્ત્ર ગેતીમાં ઉતરીને એવી રચના કરી જાય છે કે જેથી માનવ ચાલતા દરેઘો ખદાતેમાં કુદરતની સફેદ બાજુ સાથેજ રહી શકે. કાળી બાજુની જબરી દીવાલ (તુર-બરાતુર) સામે, કુદરતની સફેદ બાજુના હમકાર તરીકે દાદાર જરથુશ્ત્ર પાસે મીનો ગાસ બંધાવીને બેઉ બાજુને સમતોલમાં રાખે છે. આ ગાસને પેગામ્બર સાહેબની "કુની-અત" અથવા "અવીઝેહ વેહદીને માઝદયસ્ની" કહે છે.

ત્યારે પેગામ્બરની **કુનીઅત** એક મોહટું અણુદીઠ ખાતું છે, સંસ્થા છે, મોટી અણુદીઠ શાળા-મકતબ-University છે, જેની ગતીથી જરથુશ્ત્રે દેવોનો નાશ કરીને ત્યાં એવી રીતની બ્યવસ્થા કીધી છે, કે જેની મદદથી દેવોને તોડવાનું (generic) કામ બીજાં ૮૧,૦૦૦ વર્ષો લગી ચાલ્યાજ કરશે. હવે પછી આવનારા રાઇનીદારો અષની પ્રાપ્તીનું શીક્ષણ આ ગાસમાંથી પામીને અહુરમઝદની સનદ સાથે જાહેર થશે.

પેગામ્બર સાહેબના ભલી કારદાનીના છાપોથી ઉભા થએલા આ અણુદીઠ મહેલ (**ગાસ**)નો વીસ્તાર અવિથ્રીષ્નની ૧/૩ ગેતીથી માંડીને ગરોન્માન (હસ્તી) લગી લંબાયલો છે, જેમાં સરોશ તથા બીજા યઝદો શીક્ષકો તરીકે છે.

પેગામ્બર સાહેબ જરથુશ્ત્રે પોતાની આખી જીંદગીમાં અસાધારણ ગતીનાં જે જે કારો (કાર્યો) કીધાં તે તે હવરસ્તો (**વીસ્પ સ્રવાઓ જરથુશત્રિ યઝમઇદે; વીસ્પચ હવરશત બ્યઑથ્ન યજમઇદે;** હાવન ગેહ ફકરો ૧૦ મો)ના જીવતાં જાગતાં કહેર્પો થયાં છે જે ગોયા ઉડતા ઘોડા મીસાલ છે, જેઓને આ અવીઝેહ વેહદીનની ગાસમાં રાખ્યા છે. આ અફ્દી=મોજેજાઓનાં કેહર્પો ગાસમાં રહેલી અષની અસરથી ૮૧,૦૦૦ વર્ષોના દરેઘો ખદાતેની દર પળેપળ થ્વાષે-ખદાતેના ત્રણ ભાગોમાં પોતાની ખીશ્કારી બજાવ્યા કરે છે.

કુદરતમાં ચાલી રહેલો અહુનવરનો નાદ=અસર-રોશ્નીના ભલા વૃદ્ધિકારક પ્રવાહો આ અવીઝેહ વેહદીનની ગાસમાંથી પોતાની ઉમ્મત (કોમ)ના લોકો (જરથોશ્તી ધર્મ પાલનારાઓ)ને વધુ સરળતાથી મલે તે માટે એવણ સાહેબે પાવમહેલ, આલાત, યશ્ન, આતશ-બહેરામ, અગ્યારી, નવજોત, નાહન, દોખમા વીગેરેની તરતીબનું મીનોઇ civilisation કળા કૌશલ્ય બક્ષ્યું છે, જે માટે આપણે જરથોશ્તીઓ એવણ સાહેબનાં ભવેભવનાં આભારી છીએ અને રહીશું.

પાવમહેલ શબ્દ બતાવે છે કે તે મહેલ પાક છે. આ ગુણ જે પાકીઝગીનો તે મહેલમાં છે તેજ બતાવે છે કે તેવા પાકમહેલનો કોઇ ઉભો કરનાર અને રક્ષક હોવો જોઇએ. આ રક્ષકને "**અવીઝેહ વેહ-દીનની ગાસ**" કહે છે, જે નીસ્તીની કુદરતના ઉપઇરી-દખ્યુના અદ્રષ્ય મરકજમાં પેગામ્બર સાહેબ અશો સ્પીતમાન જરથુશ્ત્રે દાદારના હોકમથી ઉભી કીધી છે. પાવમહેલ ત્યારે યઝત વસેલી મીનોઇ સત્તાધારી જગ્યા છે કે જેની અણુદીઠ રચનાને **વિસ્પે-રદની આરાસ્તગી** કહે છે, અને

તેમાંથી સંબંધ રાખીને થતી દેખીતી રચનાને **આલાતો** કહે છે જેઓ ૩૩ હોય છે.

આલાતને અવસ્તામાં **જર્ઑથ્ર** કહે છે, **જર્ઑથ્ર**માં '**ઝુ**'=to invoke, મદદ માંગી મેલવવું-**અરજી** કરવી+**થ્ર**=મારેફત, સાધન એમ બે આકારો છે. ત્યારે જર્ઑથ્ર એટલે મુરાદ માંગવાની મારેફત-**દરગાહ**. આલાત પછવાડે રહેલી યઝતી અદ્રષ્ય રચના તે આલાતોમાં રહેલી દાદારની દરગાહ કહેવાય. એમ આલાતો અદ્રષ્ય રચના વગર હોયજ નહિ. ત્યારે દેખીત આલાતોને પાવમહેલની અદ્રષ્ય રચના સાથે સંબંધ છે, અને પાવ-મહેલની અદ્રષ્ય રચનાને અણદીઠ મીનો-ગાસ સાથે સંબંધ છે અને તે ગાસને છેક છઠ્ઠાં આસ્માનનાં અહુરમઝદી તખ્ત સાથનો સંબંધ છે. **આવા કાયદેસરના તનાસુલી સંબંધ વગરનો જરથોશ્તી ધર્મ-કે ક્રીયા કદીબી હોઈ શકેજ નહિ.** એથીજ "**ચીથ્રેમ બુયાત**"ની પાજંદ સેતાયશમાં દસ્તુરાંન દસ્તુર આદરબાદ મારેસ્પંદ સાહેબ દુવા ગુજારી ગયા છે કે "**દાદ્દ-ઇ દીન્-ઇ વેહ અવા આંન-ઇ અહુર્-મજ્દ્દ દીન્ પદ્દવંદ્દયાદ્દ!**" યાને કે ભલી માઝદયસ્ની જરથોસ્તી દીનનું જોડાણ કુદરતની અવીઝેહ વેહદીનની મીનો અણદીઠ ગાસની સાથે સદા ચાલુ રહો, અને આ અદના ખ્યાલ જોડનાર પણ એમજ કહે છે કે, "અવીઝેહ વેહદીનની ગાસથી આલાતોમાં અહૂનો નાદ રહો, પાંચે ધર્મના સરદાર જરથુસ્ત્ર સદા તારૂં રૂહ શાદ રહો!"

**ધર્મના રીવાજ અને કોમના અવાજને ઠોકરે મારી જે ગણત્રીના સુધારકો ઉપલો સીલસીલો તોડી કહેવાતા નવા ફસલી આલાત કરી રહયા છે, તે આલાત જીવ વગરનાં રમકડાંનાં બાબા જેવા, તેમજ પાણી વગરના નળ, અને પાવર વગરની ઇલેકટ્રીક લાઇટ જેવા છે. એની અંદર અહૂનો નાદ વહેતો નથી, કારણ દેખીત આલાતની સાથે પાવમહેલની જે અણદીઠ રચનાનું જોડાણ, તેમજ અવીઝેહ વહેદીનની પેગામ્બર સાહેબની ગાસનું જોડાણ, તેમજ અહૂરમઝદનાં ગરોન્માનનુ જોડાણ હોવું જોઇએ તે ત્યાં મુદલ નથી. ખોદા એવી કહેવાતી ફસલી અગ્યારીથી કોમને દુર રાખે!**

### ૨૪:-"ઉસુલ-દ્વાઓ" યાને મુળ દએવ; રૂવાનની કદીમ ખામી તમામ સૃષ્ટીનું મુળ.

સૃષ્ટી-રચનાની શરૂઆતમાં હોરોબામ આગળ બે નુરોના મોટા ગોળાઓ

જાહેર થયા, જેમાંનો એક **અહુમત** અને બીજો **અહુવીઅત** હતો. અહુમતે એટલે તાકુલે-ખુદીએ=પોતીકી જાતે રાદી તબીઅત (Nature) ને પીછાણનારાં ઉંચ નુરે ઉપર જોતાંને વારજ પોતાથી ચઢતાં શ્રેષ્ટ નુર ફ્રવષી તરફ જોઇ તેને માન સહીત નમન કીધું અને ફ્રવષીની પુરેપુરી પીછાંણ કીધી, અને પોતે "**કાંઇજ નથી**" પણ "**જે છે તે તેજ છે**" એમ ખુલ્લું જાહેર કીધું યાને કે "**અહુનવર મુબારક**" કીધો, અહુનવર ગાવા માંડયો. પણ અહુવીયતે=અહુથી ઉલટી હાલતવાલાં અહુમતથી ઉતરતાં નુરે ફ્રવષીને પોતા કરતાં શ્રેષ્ટ ગણવાની ના પાડી, અને "**જેવો તું તેવોજ હું**" એટલોજ નાદ કહાડયો, એટલે કે અહુનવર નહી પઢી શકયું. તાકુલે-ખુદીમાંથી સંપૂર્ણ યઝતી પ્રગટીકરણ બહાર પડયું એટલે કે અમશાસ્પંદો-મીનો-દએ-ફરોખ-યઝદો-ગાથાઓ-નબાનઝદીશ્તનાંમ ઉરવાનોની મસદરયાત નીકળી, જયારે ઉસુલ દ્રવાઓ યાને કે અહુવીયતમાંથી આપણાં જેવાં ખામીવાલાં ઉરવાનોનું બહાર પડવું થયું, એટલે કે ઉરૂ થનાર ઉતરતાં નુરનો સીલસીલો પ્રગટ થયો. આજના હાશમી જમાનમાં દ્રુજે-દેમાનની આ ગેતીમાં એ ઉસુલ દ્રવાઓની બુરી મસ્તી (બદીનું જોર) બહુ વધી ગયું છે. ઉરવાનની આ હોવીઅત=અજ્ઞાનતાને હમેશની દુર કરવા, તેને ફેરવી (transmute કરી) પુર જ્ઞાનમાં લાવવા, હોવીઅતને ગેર-હોવીઅતની કરી તાકુલે-ખુદીમાં ફેરવી નાંખવા માટે, તે હોવીઅતના રૂવાનોને તેઓનાં અભીમાનનું ભાન કરાવવા માટે વધુ નીચે ઉતારવાની જરૂર જણાઇ, અને તેનેજ લીધે સાત આસમાનોની-જીરમાની આલમ નીરતીની આલમ અને આ ગેતી તેમજ પાતાલ સુધીની તમામ સૃષ્ટી-રચનાને યઝતી મંડળ તરફથી ચાલુ કરવામાં આવી. ત્યારે તમામ સૃષ્ટી-રચનાનું મુળ આ હુવી=હોવીઅત=રૂહાંની અજ્ઞાનતા (રવાનની જુની કદીમ ખામી, જુનો વળગેલો દેવ, ઉસુલ દ્રવાઓ) છે અને તે અજ્ઞાનતાને દુર કરાવવા માટેજ સૃષ્ટી-રચના રચીને તેનો કારોબાર દાદાર અહુરમઝદ યઝતી-મંડળની મદદથી ચલાવી રહ્યા છે. ત્યારે જરથોશ્તી દએનનાં ઉત્તમમાં ઉત્તમ કાયદાઓ-રાહરીવાજો-રસમો-તરીકતો અને ક્રીયાઓ જે "**આસ્ને-વીર**" ની બુલંદ અક્કલ શકિત ધરાવનાર પેગામ્બર સાહેબ ઝરથુશ્ત્રે રૂહાંની વૃદ્ધિ અર્થે આપ્યાં છે, તેનું જ્ઞાન મેળવી તેનો અમલ કરવાથી હોવીયતને દુર કરી શકાય છે. પણ જો તે પ્રમાણે નહિ ચાલતાં મનના ફાંટા મુજબ બાજી જીરમનાંઓની નકલ કરી દીન-ધર્મને તરછોડવામાં આવે છે, તો હોવીઅત દુર થવાને બદલે સામી વધતી જઇ, આ દુન્યા જે રવાનને માટે ખરૂં દોજખ છે, તેમાં ચાલુ જન્મ મરણના ફેરામાં રખડીને હાડમાર થવું પડે છે.

## ૨૫:-સ્પીતમ જરથુશ્ત્ર સાહેબને લગાડવામાં આવતાં મફુલો યાને વિષેશણો.

પેગામ્બર સાહેબ જરથુસ્ત્રનાં નામ સાથે જે બધાં ખાસ વિષેશણો લગાડવામાં અવ્યાં છે, તે દરેકની અંદર ખાસ અર્થ રહેલો છે: જેમકે, **વખ્શુરે-વખ્શુરાન**=પેગમબરોના પેગમબર યાને બીજી જીરમોને ગેતીમાં ઉભી કરી તે જીરમોના પેગામ્બરોને ઘટતું શીક્ષણ આપનારા, **રમ્ઝ-ગો**= ભેદમાં બોલનાર એટલે કે એવણનાં અવસ્તાનાં ૨૧ નસ્કોમાં હસ્તી નીસ્તીનાં મરકજોનાં પુષ્કળ ભેદો સમાયલાં છે, જે ફકત શબ્દાર્થનાં પશ્ચીમના અવસ્તા અભ્યાસથી નહિ પણ તેને લગતાં ખરાં દીની જ્ઞાન 'ક્ષ્નૂમ' (ની ચાવી) થીજ ખોલી ને જાણી શકાય છે, **અહુરાના**=અહૂને લગતા. પેગામબર સાહેબનાં દીમાગ તરફનાં કેહર્પના ભાગમાં કાર્ય કરતી પાંચ બાતેન-શકિતઓ પાંચ ગાથાની બનેલી હોવાથી, તેઓ છઠ્ઠાં આસમાનની ઝરથુસ્ત્ર ગાથા નામની બુલંદ યઝતી શકિત સાથે એકતાન રહીને તે ઝરથુસ્ત્ર ગાથાની યઝતી શકિત મારફતે દાદાર અહુરમઝદ સાથે સીધો સંબંધ રાખી શકતા હતા, **અશો**=અશોઇ ની વ્યવસ્થાનો કાયદો જાળવનાર, એટલે કે હસ્તીમાં જેવી અષોઇની ઉંચ વ્યવસ્થા છે તેવી વ્યવસ્થા નીસ્તી-ગેતીમાં સ્થાપવા દર ૮૧૦૦૦ વરસના "**ઝરવાને દરેઘો-ખદાત**" માં એક વખત ખાસ ગેતી પર ઉતરી તમામ બુરાઇની મોટામાં મોટી ટોંચ "**તુર-બરા-તુર**" ને તોડનાર. **આસ્ને-વીર**=પેગામબર સાહેબની ઉંચમાં ઉંચ મીનોઇ અક્કલ શકિત કે જે અકકલની કમાલી-અતને બઓદાંગ કહે છે. અકકલનાં મુખ્ય ચાર દરજ્જા રહે છે, જે ચહડતાથી ઉતરતા અનુક્રમે નીચે મુજબ છે:--૧—**આસ્ને વીર**, ૨—**આસ્ને નર**, ૩—**આસ્ને ખેરદ**, અને ૪—**આસ્ને ગોશો-સરૂદે ખેરદ**. દરેક દરેઘો-ખદાતમાં આસ્ને-વીરની અકલે-અવ્વલ ધરાવનાર એકજ રવાન થઇ જાય છે અને તે બીજા કોઇજ નહિ પણ જરથુસ્ત્ર સાહેબ છે. આવી ઉંચ અકકલશકિત ધરાવવાને લીધે તેઓ બહમન અમશાસ્પંદ સાથ સીધ્ધો સંબંધ રાખી સૃષ્ટી-રચનાની શરૂઆતથી તે તેના સેવટ સુધીમાં શું શું થઇ ગયું-થાય છે અને થશે તે દરેક ચીજનું જ્ઞાન રાખી શકતા હતા, તેથી એવણ સાહેબને શાહુદ થએલા એટલે કે સાતે સાત કાળનાં (એટલે માઝી-ઉલ-માઝી, માઝી, હાલ, હાલી-ઉલ-હાલ, મુસ્તકબલ, મુસ્તકબલ-ઉલ મુસ્તકબલ અને ગાયબાન-એવા મહીનદસ કુદરતના સાતે સાત ઝમાનનાં) બનાવોના નાદર જ્ઞાનથી વાકેફ થએલા પણ કહયા છે. આવી પોતાની ઉંચ અક્કલ શક્તિથી કુદ-

રતને પીછાણીને તેના ઉલવુજુબ યાને કદી ખોટા નહિ પડે તેવા બારીક કાયદાઓનું જ્ઞાન ધરાવીને એવણુ સાહેબે આપણુને જે જે ક્રીયા કામો, તરીકતો, દીન આઇનો અને રાહ-રસમો આપ્યાં છે, તે આજના સુધારાવાલાઓનાં કહેવા મુજબ ઉપજાવી કાઢેલાં-નકામાં કે નાંખી દેવા જેવાં નથીજ, પણ એવણુ સાહેબની આપેલી સઘળી ચીજો ઘણીજ ખુબીવંતી અને ગેતીમાં તેમજ મીનોઇમાં ઉંચામાં ઉંચું સુખ બખ્શનારી છે એમ જરાબી શક-ઓ-સુબેહ વગર ખાત્રીથીજ માનવું. એવણુ સાહેબ કાંઇ ફક્ત ઉંચ તોરનાં ઇનસાનજ નહિ હતા, પણ એવણ તો ઇનસાનના લેબાસમાં ખુદ-બ-ખુદ **યઝત** હતા, જેનો મોજુદ પુરાવો એ છે કે અવસ્તામાં જેમ અમશાસ્પંદો અને યઝતોને નામની ખાસ "**ક્ષ્નૂમન**" છે, તેમ પેગામ્બર સાહેબની "ક્ષ્નૂમન" પણ હાલ મોજુદ છે. "ક્ષ્નૂમન" ફક્ત યઝતોનીજ હોઇ શકે, ઇનસાનોની નહિ હોઇ શકે, તો પછી જો પેગામ્બરને સાધારણુ ઇનસાન જેવા ગણીએ અને માનીએ, તો પછી એવણુને નામની ખાસ "ક્ષ્નૂમન" અવસ્તામાં કેમ આવી એ એક સવાલ છે.

આવી રીતનો જરથોશ્તની જીંદગીનો કંઇક ચિતાર ખ્યાલ મારફતે આપવાની કોશેશ આ અદનાએ કીધી છે. અને આશા છે કે ભલા વાંચકોની તે પસંદગી પામશે. જો જરથુસ્ત્ર હતે નહિ તો દએવીક ગતી દુન્યામાં વધી જતે અને દુન્યા ફના થતે. માટે જરથુસ્ત્ર જેવું કાંઇક કરીને આપણી ગેતીને (તનને તેમજ આપણાં સંસાર વહેવારને) ખનરથબામ તરફ લઇ જવા, **ફ્રશો-કેરતી** (**ફ્રશો-ગર્દ**) કરવા આપણુ ઇન્સાનને તાકીદ અપાયેલી છે. જે કોઇ એવું કરવાનાં ઉદયોગમા મચ્યો રહેશે તેજ ઇન્સાન કહેવાશે, નહિ તો તે દએવ છે. માટે સેવટે એટલીજ દુવા ગુજારી શું કેઃ—

**"અષવ બવાહિ યથ સ્પીતામો જરથુશ્ત્રો!"**

યાને આપણુ સઘળા જરથુસ્ત્રના જેવા અષો થતાં શીખયે, (કંઇ નહિ તો દએવનો ભાગ તો આ દુન્યામાં નહિજ ભજવ્યે.)

**અથ જમ્યાત્-યથ આફ્રીનાંમી!**



ભાગ્યશાળી તે બસ્તે-ફુરતીઆન કે જે આ તલેસમરૂપ અદભુત દીની કેતાબો ખરીદી તેને જાન મીસાલ સાચવશે!

પેગામ્બર સાહેબ સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબનાં ૨૧) અવસ્તા નસ્કોમાં શું શું જ્ઞાનનો દરયાવ છે તે તમારે જાણવું છે?

તો ખરીદો આ "નીકીઝે વેહદીન" ની સીરીઝનાં દળદાર પુસ્તકો.

આ સીરીઝની કીમ્મત-કદર તો જરથોશ્તી ધર્મનો આશકજ આંકશે.

ડો૦ ફ્રામરોઝ સોરાબજી ચીનીવાલા, બી. એ., એલ. એમ. એન્ડ એસ., ઓફ્થેલ્મીક સરજ્યનના હાથે લખાતી કેતાબ

# ઇલ્મે ક્ષ્નૂમ નીકીઝે વેહદીનનું

# બીજું વોલ્યુમ બહાર પડયું છે.

(સૃષ્ટી-રચનાના હસ્તી-નીસ્તીના ચાર સુંદર નકશાઓ સાથે)

અહુરામઝદા-અમશાસ્પંદો-યઝદો વિષે ખરો ખ્યાલ આપનારી એકલી જરથોશ્તી કેતાબ.

---

જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમના એકેએક સાચ્ચા તલબગારે જાળવવા લાયક નાદર કેતાબ!

બેહેશ્ત-બહેરેહ ઉસ્તાદ સાહેબ

બેહેરામશાહ નવરોજી શરાફ જેવા

જમાને-સાયન્ટીસ્ટ અને જમાને-ફીલસુફની

## યાદગારીનો જાવેદાન સ્થંભ!

---

આ બીજાં વૉલ્યુમનીબી અમુક નકલોજ છપાઇ શકી છે! માજદયસ્ની જરથોશ્તી દએનનાં અજાયબ જ્ઞાનનો આવો નાદર ખજાનો બીજે કેઠે જડશે નહી! ☞

કીયાક્રામોની સમજણુની આવી કેતાબ આજવેર કહી બહાર પડી નથી!

આપણી મહાન "યજશ્ને"ની ક્રીયાની મોતેબરી

અને કાર્યસાધકપણું તમારે જાણવું છે?

તો જરૂર વાંચો

ડૉ૦ ફરામરોઝ સો. ચીનીવાલાની કમાલ કેતાબ

# "યજશ્નેની બુલંદ ક્રીયા:

## તેમાં વપરાતા ૩૩ આલાતોના ભેદભરમનો સાયન્ટીફીક ઉકેલ."

(જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમની રોશનીમાં.)

યજશ્નેના ૭૨ હા કેવી રીતે સીલસીલાબંદ અનુક્રમવાર ગોઠવાયલા છે તે આ કેતાબમાં દરેક હાનાં અવસ્તા ભણુતરની આપેલી તાવીલ યાને ઉંડાણ સમજ બતાવે છે. ખુદ કુદરતનાં વૃદ્ધિનાં કાર્યના આબેહુબ નમુના તરીકે જરથોશ્તી દએનની ખરી બળીહારી અને બુલંદીની ટોચ શામાં સમાઇ છે: **તેની ક્રીયાઓમાં;**—તો, દરેકે દરેક સાચ્ચા જરથોશ્તીની ફરજ છે કે ક્રીયાઓની ખરી સમજણ મેળવવા આ કેતાબ ખરીદવી. તમો ક્રીયાઓ પાછળ પૈસો ખરચો છો તે સૌથી ઉત્તમમાં ઉત્તમ સવાબ-પરમાર્થનું કામ છે એમ આ કેતાબપરથી તમો જોશો.

**આતશબેહેરામ અને આતશ આદરાનમાં "પાવી" અને "કુશ"ના કાયદાઓ શા માટે અપાયા છે?**

મોબેદો, અવસ્તા અભ્યાસ કરનારાઓ અને સાધારણ વાંચકોને એક્કી વખતે ઉપયોગી કેતાબ.

**લગભગ ૫૫૦ પાનાંની દળદાર સુંદર કેતાબ—**

**કીમત ફકત રૂ. ૧॥.) વી૦ પી૦ ૮ આના વધુ.**

લખો: (૧) ધી પારસી વેજીટરીન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી;

(૨) ડૉ૦ ફરામરોઝ સો. ચીનીવાલા, કોમીસરીયત બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ, મુંબઇ.

(૩) સોરાબ ધનજીશાહની કું૦, કામાબાગની દુકાન, ખેતવાડી, મુંબઇ.

# પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી બુક-ડીપો.

૧૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ, દાદીશેઠ હાઉસ, કોટ, મુંબઇ.

| | Rs. | as. |
|---|---|---|
| જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમ સીરીઝ, ના૦ ૧, જરથોશ્તી ધર્મ સમજવા માટે ઇલ્મે-ક્ષ્નૂમની ચાવી—કર્ત્તા મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ. | ૦ | ૧૨ |
| જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમ સીરીઝ, ના૦ ૨, તાવીલ-ઇ-સુદરેહ—કર્ત્તા મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ ... ... ... ... ... | ૧ | ૮ |
| ક્ષ્નૂમ નીકીઝે વેહદીન, (ભાગ બીજો)—કર્તા ડૉ૦ ફ. સો. ચીનીવાલા. | ૧૦ | ૦ |
| જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમ મુજબ સૃષ્ટિ-રચનાના ચાર મોટા નકસાઓ ... | ૧ | ૦ |
| યજશ્નેની બુલંદ ક્રીયા—કર્ત્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા... | ૧ | ૮ |
| ગાથા સીરીઝ, ભાગ પહેલો: અહુનવદ ગાથા હા ૨૮—ક્ષ્નૂમની નજરે ઉંડી તાવીલ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા ... | ૦ | ૧૨ |
| ખોરદેહ અવસ્તા બા ક્ષ્નૂમીક તાવીલ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા ... ... ... ... ... ... ... ... | ૪ | ૦ |
| ક્ષ્નૂમ હારમાળા, નં૦ ૧: કુસ્તીની સાઝશ્ને (યાને બનાવત) કર્ત્તા ડૉ૦ જહાંગીર મે. પાવરી ... ... ... ... ... | ૦ | ૨ |
| ક્ષ્નૂમ હાર-માળા નં૦ ૨: બુલંદ ગાહેસારણાની ક્રીયા: તેની મહત્વતા અને ખુબીઓ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા | ૦ | ૬ |
| ક્ષ્નૂમ હારમાળા નં૦ ૩: દોખ્માની બુલંદ જરથોશ્તી તલેસમ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા... ... ... ... | ૦ | ૧૨ |
| પાજંદ સીરીઝ, નં૦ ૨: પાજંદ સેતાયશ બા માએની (હેન્ડ બુક)—કર્ત્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની ... ... | ૧ | ૦ |
| પાજંદ ભણતર સીરીઝ નં૦ ૩: પાજંદ નીરંગ બા માએની (હેન્ડ બુક)—કર્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની ... ... | ૧ | ૮ |
| પાજંદ આશીરવાદ (ગુજરાતી, અંગ્રેજી, સંસ્કીત સાથે)—કર્ત્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની... ... ... ... ... | ૦ | ૪ |
| તે સાહેબના ૧૦૧ નામ શુદ્ધ ઉચ્ચારે તેના અર્થો સાથે—રચનાર એ૦ ફી. શા. મસાની ... ... ... ... ... ... | ૦ | ૧ |
| જરથોશ્તી-દએનની પવિત્ર બુલંદ ક્રીયાઓમાં "નામ-ગ્રવણુ" માં મહાન પુરૂષોના નામો લેવાનો અસલ કાયદો—કર્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની ... ... ... ... ... ... ... | ૦ | ૨ |
| "ખ્યાલ-ઇ-તાવીલ-ઈ-સુદરેહ"—કર્ત્તા મી૦ કેખશરૂ બ. જમીના ... | ૦ | ૨ |
| નીરંગ-ઇ-કુશ્તી બા ક્ષ્નૂમન-ઇ-સ્રઓષ બા મીગ્ર—કર્તા બાઇ બાનુ કેખશરૂ મોદી ... ... ... ... ... ... ... | ૦ | ૩ |
| પાંચ ગાથાના હા (તદન શુદ્ધ ઉચ્ચારે) ... ... ... ... ... | ૦ | ૪ |
| જરથોશ્તી ફસલી મહીનાઓ અને ગાહાંબારો અને બારે બુરૂજોનો દીલચસ્પ નકસો ... ... ... ... ... ... ... ... | ૦ | ૨ |
| વેજીટેરીયનનો ભોમ્યો—કર્ત્તા મી૦ જમશેદજી ધનજીભાઇ શરાફ. ... | ૧ | ૦ |
| ઇરાની શહેનશાહતની પડતી અને જરથોશ્તીઓનાં હીંદમાં આગમનનાં ખરાં કારણો—કર્તા એરવદ જમશેદજી કાવસજી કાતરક, બી. એ. | ૧ | ૦ |
| Zoroastrianism Ancient and Modern—by Ervad Phiroze S. Masani ... ... ... ... ... ... ... ... | 5 | 0 |

**અવસ્તાના તથા ક્નૂમના અભ્યાસીઓને એકી વખતે ઉપયોગી કેતાબ!**

## ક્નૂમ પ્રચાર કાર્યમાં નવોજ સાહસ!

તમને અવસ્તા ગાથાના કલામોની અસલ મતલબ, કે જે તેના પહેલવી-
ફારસી તરજુમાઓમાં (coded) સીલબંધ મોજુદ છે,
તેમ સીલસીલાબંધ જાણવી છે?

## તો વાંચો અને સંગ્રહ કરો

**ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલાની**
**નવી ગાથા સીરીઝની કેતાબો.**

---

# ગાથા સીરીઝ: ભાગ પહેલો

**જેમાં અહુનવદ ગાથાનો પહેલો હા ૨૮ તેના તરજુમા, શબ્દ અર્થ, ગુહ્ય અર્થ અને ગાહેસારણામાં તેના વપરાસના અર્થ સહિત આપવામાં આવ્યો છે.**

**પહેલવી દીનકર્દના સૂદ્‌ગર, વરશ્ત માન્સર અને બગ નસ્કોમાં એ ગાથાના હા વિષે આપેલાં બ્યાનની વીગત ગાથાના આ હાના શબ્દ અર્થ સાથે કઇ રીતે બંધ બેસે છે તેની સમજ ક્નૂમ મારફતે આવી શકે છે તેનો ચિતાર.**

---

ઉમદામાં ઉમદા કલામો ગાથામાં સૃષ્ટી-રચનાની જરથોશ્તી ફીલસુફી ને સાયન્સ ઉપરાંત જરથોશ્તી જીંદગી ગુજારવાની તરીકતો રીતીઓનું ઉંડું જ્ઞાન સમાયલું છે.

**પહેલવી-ફારસી તરજુમાઓ આજના શબ્દ (Philological) અર્થના તરજુમા પર કેટલી બધી સરસાઇ ભોગવે છે અને ગાથાના અસલ થવા ધારેલા અર્થ ઉપર લઈ જાય છે તેમાં ક્નૂમ કેવું ઉપયોગી થઇ પડે છે તેનો ચિતાર.**


લખનાર:

**ડૉ. ફરામરોઝ સોરાબજી ચીનીવાલા,** ઓફ્થેલ્મીક સરજ્યન,
બી. એ., એલ. એમ. એન્ડ એસ.



**ફકત ૫૦૦ નકલો પ્રગટ થઇ છે: પછીથી મળશે નહી.**
**દળદાર ક્રેશો-ગર્દની સાઇઝનાં ૨૧૫) પાનાના પુસ્તકની**
**કીંમત ફકત ૧૨) આના વી. પી. જુદું.**
**મળવાનું ઠેકાણું: પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,**
**૧૨૪, દાદીશેઠ હાઉસ, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**

તમારે આ ૩૩ સાલ જોઇ ચુકેલી નાદર

## પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટીમાં કાંય જોડાવું જોઇએ ?

**( સ્થાપના : તા૦ ૨ જી જાનેવારી ૧૯૦૭. )**

**( ૧૮૬૦ ના ૨૧ મા એકટ મુજબ રેજીસ્ટર્ડ થઇ : માર્ચ ૧૯૧૧. )**

(૧) એ સોસાયટીની સૌથી મોટામાં મોટી નેમ જરથોસ્તી ધર્મના અષોઇનો કાયદો જાણમાં લાવવાની તથા અમલમાં મુકાવવા જોગવાઇઓ કરી આપવાની છે, જેથી અવસ્તામાં જણાવેલી સોનેરી જમાનાની હાલત—ફ્રશો-કેરેતી યાને ફ્રશો-ગર્દ (Renovation) પાર પાડવામાં દીનદાર જરથોસ્તીઓ હીસ્સો આપી શકે. ફ્રશો-ગર્દ-ના જમાનમાં તમામ નેકીનીતી, તનદુરસ્તી, મન-દુરસ્તી, રવાંન-દુરસ્તી, દીન-આગાહી, આસ્તવાની, બુન્દીહ મનસ્ની (આરમઇતી), તેમજ સલાહસંપજ મોહબત કુલ દુન્યામાં રાજ કરશે, અને આફત, દુખદરદ, લડાઇ-મારામારી, ગુનેહગારી, કવખતનું મોત હમેશનું નાબુદ થશે.

(૨) ઉપલી નેમ તરફનાં પહેલાં પગથીઆં તરીકે જરથોસ્તી ધમ તથા હાલની સાયન્સ મુજબ દુધ-અન્ન-ફળ-મેવા-તરકારીની ઉત્તમતા, તેમજ દારૂ-તમાકુ-બીડી જેવી કેફી, ઝેરી, હોશ મારનારી ચીજોના રોજીંદા વપરાસથી હાથ ઉઠાવવાના અમુલ્ય ફાયદાઓ બાબે હીલચાલ કરવાની બીજી નેમ આ સોસાયટી ધરાવે છે.

(૩) જરથોસ્તી ધર્મની ખરી બાતેન ફીલસુફી, જે આજે ઇલ્મે-ક્ષનમને નામે મશહુર છે, તેની લાઇનથી જરથોસ્તી તરીકતો, ક્રીયાકામો, દીન-આઇનો, રાહ-રીવાજો, આચાર-વીચારોની સમજણ કોમમાં ફેલાવવાની ત્રીજી નેમ આ સોસાયટી ધરાવે છે.

(૪) એ માટે દર મહીને એકવાર જાહેર જશન, હમ-બંદગી અને ધાર્મીક ભાષણ કરવામાં આવે છે, જે જશનની ક્રીયામાં દારૂ-ઇંડાં-ગોસ્ત-મછી જેવી કોહતી અપવીત્ર ચીજો મુદલ ભણાવવામાં આવતી નથી.

(૫) વળી, દર સોમવારે સાંજે ૬॥ થી ૭॥ તથા દર બુધવારે સાંજે ૬॥ થી ૭॥ તથા દર શુક્રવારે સાંજે ૬॥ થી ૭॥ (સ. ટા.) સોસાયટીના હૉલમાં નીયમીત જરથોસ્તી ધર્મનું શીક્ષણ—ઇલ્મે-ક્ષનૂમનો મુફત કલાસ ચાલુ ચલાવવામાં આવે છે, જ્યાં મેમ્બરો ઉપરાંત બાહેરનાં બાનુઓ-ગૃહસ્થો ચાલુ ખુશીથી આવે છે.

(૬) આ સોસાયટી પોતાના મેમ્બરો માટે સુંદર લાઇબ્રેરી ધરાવે છે અને બહારનાં-ઓને માટે ફ્રી રીડીંગ રૂમ ઉઘાડયો છે.

(૭) આ સોસાયટી તરફથી ફ્રશો-ગર્દ ચોપાન્યું ત્રીમાસીક નીકળે છે, જેમાં વેજીટેરીયન ઉપરાંત જરથોસ્તી ઇલ્મે-ક્ષનૂમની પુષ્કળ બાબદો છપાય છે. ઇલ્મે-ક્ષનૂમ ફાએશ કરનારૂં ફ્રશો-ગર્દ એકલુંજ ચોપાન્યું છે. મેમ્બરોને તદન ફ્રી મોકલવામાં આવે છે અને બાહેરનાંઓ પાસેથી રૂ૦ ૧॥) નામનું વારસીક લવાજમ લેવામાં આવે છે. આવા ગ્રાહકોની સંખ્યા સારી છે. એના ૨૮) વારસીક પુસ્તકો નીકળી ચુકયાં છે. તેમાંનાં હજી થોડાંક વેચાતાં મળી શકશે. એ ચોપાન્યું આતશ-બેહરામો, અગ્યારીઓ, લાઇબ્રેરીઓ, ધર્મખાતાંઓમાં મુફત જાય છે, અને આવી રીતે ધર્મજ્ઞાન ચોમેર ફેલાયું છે.

(૮) વળી સોસાયટી ધાર્મીક તેમજ બીજી બાબદો ઉપર ચોપડી-ચોપાન્યાં કાઢી મેમ્બરોમાં તેમજ બાહેરનાંઓમાં મુફત ફેલાવતી આવી છે

(૯) વળી એ સોસાયટી પોતાની બેહેનપણી જરથોશતી રાફી સોસાયટીની સાથે મળીને ફસલની બર-વકતની હીલચાલ ચલાવે છે, તેમજ પારસી તરીકત-સંસ્થા-નની ભેગી યોજના માટે લખ્ખો વાર જમીન મુંબઇની નજદીક જોગેસ્વરીનાં એક ગામમાં ધરાવે છે

(૧૦) સૌથી ઉત્તમમાં ઉત્તમ તો તેની જંગી અનુશેહ-રવાન મેમ્બરોની ક્રીયા-કામ યોજના છે: તેમાં આજ સુધીમાં ૫૮૨ નરનારીઓ સામેલ થયાં છે, અને ૨૬૮ ગુજરેલાં મેમ્બરોની ક્રીયા હાલમાં થાય છે. તેનું પ્રોસ્પેકટસ મંગાવો.

આ સોસાયટીમાં કોઇબી ૧૮ વરસની ઉપરના જરથોસ્તી બાનુઓ અને ગૃહસ્થો ફકત આઠ આનાની માસીક ફ્રીએ દાખલ થઇ ઉપલા બધા લાભો મેળવી શકે છે. ખાવા પીવાની કશી બાધ નથી. દાખલ ફી રૂ૦ ૧ છે. વધુ વિગતો તેમજ કાયદા કાનુનોની પોથી માટે લખો યા મળો :—

**દીનશાહ શાપુરજી મસાની, બી. એ., ઑનરરી સેક્રેટરી,**

**પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,**